શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત

# પથેરદાબી

[ઉત્તરાર્ધ]



અનુવાદક:

દયાશંકર ભ. કવિ



એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨



શ્રીમતી વિદ્યાબહેન કાંતિલાલ પરીખ



અ ર્પ ણ

રાષ્ટ્રીય અને સામાજિક સેવામાં સતત રાચતા રહી,
આર્ય નારીના ઉજ્જવળ આદર્શને ઉન્નત
રાખવા અહર્નિશ યત્નશીલ રહેતા
શ્રીમતી વિદ્યાબહેન કાંતિલાલ પરિખને

દયાશંકર ભ. કવિ.

"પથેરદાબી"નો ઉત્તરાર્ધ પણ આ પુસ્તકમાં પૂરો થાય છે. શરદબાબુની બેદી મનાતી નવલકથા આજે પુરેપુરી ગુજરાતનાં હાથમાં મુકતાં પરમ આનંદ અનુભવી રહ્યો છું.

"પથેરદાબી"ના પૂર્વાર્ધને બહાર મૂકતાં એના લેખકનાં સંબંધમાં ટુંક વિવેચન કરેલું. હવે એમના આ પુસ્તકના સંબંધમાં થોડુંક લખવાનો મોહ રોકી શકતો નથી.

સૂર્યને અજવાળવાની જરૂર પડતી નથી. એના તેજ કાંઈ ધૂળે ઢંકાતા નથી. તેમ શરદ સાહિત્યની ખૂબીઓનો સ્ફોટ કરવા જતાં કદાચ મારી ઓછી જેવી શક્તિનો પણ સ્ફોટ થાય, જે માટે મ્હારે દિલગીર થવા જેવું કાંઈ નથી. કયાં ગુણનો સાગર અને કયાં એક નાનકડો પૂજક !

"પથેર દાબી" એ એક સંસ્થાનું જ નામ છે. વાર્તાની શરૂઆત એના નામથી ન કરતાં એક સામાન્ય કલકત્તાનિવાસીના ઘરથી વાર્તા શરૂ થાય છે. અતિ ધર્મચૂસ્ત અપૂર્વ બર્મામાં નોકરી

મળતાં પોતાની માતાને ઘરે મૂકી રંગુન જાય છે. ત્યાં પહેલાં જ પ્રસંગમાં તેના ખ્રિસ્તી પાડોશી સાથે લડે છે. એ વેરમાંથી કોર્ટ સુધી જવું પડે છે, એનો દંડ થાય છે. બીજા પણ એવા એકાદ બે બનાવો તેને ઉશ્કેરી મૂકે છે. ગોરાઓ–વિદેશીઓ સામેનો તેનો રોષ અનેક ગણો વધી જાય છે.

એ સ્થિતિમાં તેને તેના જ દુશ્મન ખ્રિસ્તી પાડોશીની પુત્રી ભારતી તેની ખરી મદદગાર હોવાનું જણાય છે. તેના માતા–પિતા મૃત્યુ પામ્યાં હોવાથી તે એકલી પડે છે. અપૂર્વ સાથે તેની મિત્રતા વધતાં તે તેને ગુપ્ત સંસ્થા "પથેર દાબી"નો સભ્ય બનાવે છે. એ સંસ્થામાં કામ કરતાં ખાનગી વાતો ફોડી દેવાના આરોપસર અપૂર્વ ગુન્હેગાર સાબીત થાય છે. સંસ્થાના સંચાલક ડોકટર બાબુ તેને ગુપ્ત સમિતિના ધારાધોરણ મુજબની દેહાંત દંડની સજામાંથી ઉગારી લે છે. અપૂર્વ છૂટો થતાં કલકત્તા જઈ આવે છે. તે જ સમયે રંગુનમાં આવેલી તેની મા રંગુનમાં જ મૃત્યુ પામે છે.

ભારતી અને ડાકટર એ પછી આમળ પડતાં જણાવા લાગે છે. ડોકટર ભારતીને પોતાના વિચારો અને ઉદ્દેશો સમજાવે છે. "પથેર દાબી" મંડળમાં સંજોગોનો પલટો જણાય છે અને એક પછી એક સભ્યો છૂટા પડી જાય છે. ડોકટર સિંગાપુરમાં તેમની ટોળી પર આવેલી આફતના નિવારણ માટે દોડી જાય છે. અપૂર્વ કિસાનોના ઉધ્ધારમાં જોડાય છે.

આ વાર્તામાં ઘણા ઝીણાં તત્વો છુપાઈ ગયા છે. તેમાં યે પ્રસંગો કરતાં સંવાદોમાં વિશેષ સ્વરૂપે પ્રાણ દ્રષ્ટિગોચર થાય છે

વાર્તાનો મુખ્ય નાયક અપૂર્વ ~~કહી શકાય~~, પરંતુ તે નાયકને લેખકે સારા સારા ગુણો વીણી–ચુંટીને આપ્યા નથી. તે બંગાળીઓના પ્રાંતિય ગુણ પ્રમાણે ઉશ્કેરાઈ જાય છે. માને માટે તેનું હૃદય રડી

ઉઠે છે. ડૉક્ટર બાબુ જેવા પણ તેના મિત્રની કિંમત નથી સમજતા એમ લાગતાં જ તે તેમની સામે પણ તર્ક વિતર્ક કરવા મંડી પડે છે. ભારતી તેના પર ગમે તેટલો પ્યાર કરતી હોવા છતાંય તે બર્મો છોડતી વેળાએ તેને મળતો નથી. પાછો આવે છે ત્યારે એ બમણો ઉશ્કેરાયેલો દેખાય છે. જો કે છેવટે તેનું હૃદય-પરિવર્તન થતું દર્શાવ્યું છે ખરું, પણ તે તેની એકંદરની કારકિર્દી જોતાં ભવિષ્યનો ખ્યાલ કરવા પ્રેરે તેવું છે.

આ આખાય પુસ્તકનું મધ્યવર્તી પાત્ર ભારતી છે. શરદ્બાબુનું સ્ત્રી પાત્ર જ જોરદાર હોય છે એ વાતને ભારતી પણ સિદ્ધ કરે છે. આખા ય પુસ્તકમાં તેજ ડૉક્ટર બાબુની સાથે ઉભી રહેવા યોગ્ય લાગે છે. કૃષ્ણ અર્જુનની જોડી જેવી ડૉક્ટર અને ભારતીની જોડી આ પુસ્તકમાં આમ તેમ ફરતી જણાય છે. તેમના એ ભ્રમણની સાથે સાથે અનેક શંકા-કુશંકાઓ ઉભી થાય છે અને શમી જાય છે.

સુમિત્રા અને તલવરકરનાં પાત્રો પાછળ રહી જાય છે. તલવરકરનો વર્તમાન અને સુમિત્રાનો ભૂતકાળ તેમને ઉજ્જવળ બનાવવામાં સારો ભાગ ભજવી જાય છે, જ્યારે એક વ્યક્તિ, જે એ બધાના તેજમાં ડૂબી જતી જણાય છે તે એક અનોખું વ્યક્તિત્વ ધરાવતો વ્યકિત છે. એ વ્યકિત તે હીરાસિંહ છે. સરદારના હુકમ પર શીર મુકી દેવું એજ તેનો ધર્મ છે-મર્મ છે.

ડૉકટર પ્રેરણાની મૂર્તિ છે, જ્યારે ભારતી શિષ્યા છે, હીરાસિંહ સાચો સેવક છે, અને સુમિત્રા ડાકટરનો પડછાયો-ઝાંખો દેખાતો પડછાયો છે. શશિમાં ફક્ત ધૂન છે, પણ એ ધૂન દારૂ છોડી શકે છે, ડૉકટરને નમી શકે છે, અને મોંઘી દોલત કુરબાન કરી શકે છે.

ડૉકટરનું પાત્ર પ્રધાનપણે રહે છે. તેમનો ઉદ્દેશ છે ક્રાંતિ લાવવાનો. એ ક્રાંતિ અહિંસક નથી. ભારતી હિંસાથી ગભરાય છે,

અનુગમે સેવે છે. તેને એ પાછી પાડે છે. અહિંસાથી કોઇપણ દિવસ કાંઈજ વળવાનું નથી એમ તે કહેવા માગે છે. માગીને મેળવવામાં કોઈ અર્થ સરતો નથી, એ પ્રકારનું મંતવ્ય સેવતા ડૉકટર એક સ્થાને વિનિતોની નીતિ પર પ્રહાર કરતાં કહે છે કેઃ—

"જે ગ્રહસ્થ ગાયને રસ્સી ટુંકી કરીને બાંધે છે, એ માટે હું એટલું જ ફકત સમજું છું કે એની એ ટુંકી રસ્સીમાં ફકત એક જ નીતિ રહેલી છે. ગાય પહોંચી શકે એથી દૂર જે ખાણનું બક્ડીયું છે, એટલે સુધી એનો જીવ જાય તો ય મોં ઘાલવાની અને જીભ કાઢી ચાટવાની કોશિશ કરવામાં અવૈધતા બિલ્કુલ નથી—અહીંયા સુધી કાનૂન પણ ઠીક છે. ઉત્સાહ દેવા લાયક હૃદય હોય તો ઉત્સાહ પણ દઈ શકાય છે. રાજાની તરફથી કોઇ પણ મનાઇ નથી. પણ ગાયના એ પ્રબળ ઉદ્યમને જો કોઈ બહારથી દેખે છે તો એના માટે હસવું રોકવું મુશ્કેલ થઈ જાય છે."

ગાયની આ સ્થિતિથી દુઃખ અનુભવતા ડૉકટર હિંસાના માર્ગ તરફ ઢળે છે. વિશ્વમાં એ સિવાય ક્રાંતિનો બીજો માર્ગ તેમને જણાતો જ નથી. તેમણે ઘણા વિચારને અંતે એ માર્ગને જ ગ્રહણ કર્યો છે.

શોષક પ્રજા તરીકે યુરોપિય માણસો પર તેમનો રોષ અગાધ છે. વારંવાર તેમના પર તે ઉતરી પડે છે. ભારતી મિશનરીઓમાં ઉછરેલી, પાશ્ચાત્ય સંસ્કારો પામેલી યુવતી હોવાને લીધે વારંવાર બચાવ કરે છે. પાશ્ચાત્યોને માટે એ વખતે ડૉકટરે વાપરેલું સર્પોનું ઉદાહરણ ધ્યાન ખેંચનારૂં છે. બીજા સર્પને ખાઇ મોટા થનારા સર્પો તરીકે એ યુરોપિયનોને ઓળખે છે.

ભારતી વારંવાર અહિંસાનો મુદ્દો આગળ ધર્યા કરે છે. આ પુસ્તક લખાયું ત્યારે ગાંધીવાદી વિચારોનો ફેલાવો થયો ન હોવાને લીધે ભારતી વધારે તર્કો કરતી જણાતી નથી. ડૉકટર જ તર્કો કર્યે

જાય છે, અને ભારતી તેને કબુલે છે. એમાં સ્પષ્ટ જણાય છે કે મોટા ભામનાં મંતવ્યો એની સચોટતા માટે નહિ, પણ ડૉક્ટર પ્રત્યેની માનની લાગણીને વશ થઈને જ તે કબુલ કરે છે.

ખૂન માટે ખૂનનો પાઠ ડૉક્ટરને ક્યાંથી મળ્યો એનું વિવેચન કરતાં લેખકે તેના બાલ્યકાળનો જે પ્રસંગ આલેખ્યો છે, એ વાચકની સ્મૃતિમાં જડાઈ રહે એવો સચોટ છે.

મહામાનવની મુક્તિ માટે માનવની રક્તધારાને જ તે જરૂરી ગણે છે. "માનવીની રક્તધારા મહામાનવને મુક્તિ–સમુદ્રની તરફ તરંગિત કરીને દોડતી જશે એ મારું સ્વપ્ન છે. નહિ તો આટલા ઉંચા પહાડ જેવા પાપ ધોવાશે કઈ ચીજથી? એ ધોવાના કામમાં જો તમારા ભાઇના બે બિન્દુ ખૂનની જરૂર પડશે તો એ દેવામાં તેને આપત્તિ નહિ આવે." આ તેમના વાક્ય છે. મિથ્યા તંત્રને સુધારવાના મતના નહિ, પરંતુ ખંડન કરવાના તે હિમાયતી છે.

અહિં ડૉક્ટર એક બીજી દિશાનો પણ નિષેધ કરતા દેખાય છે. ગરીબ મજુરોમાં અસંતોષ ફેલાવવાની વાતને તે અવગણે છે. ગરીબોમાં અસંતોષ તો છે જ; એનને જાગૃત કરી અંદરો અંદર વેર ઝેરના બીજ વાવવામાં તે ક્રાંતિ જોતાં નથી તે કહે છે તેમ "નિરીહ કિસાન–મજુરોના દુઃખો માટે દુશ્ચિંતા કરવાની જરૂર નથી. કોઈપણ દેશમાં એ સ્વાધીનતાના કામમાં સામેલ થતાં નથી. પણ ઉલ્ટા ડખલગીરી ઉભી કરે છે." "પથેર દાબી" સમિતિ વિષે પણ તે એક સ્થળે બોલી જાય છે કે "'પથેર દાબી' એ કિસાન–હિતકારિણી સંસ્થા નથી. એ મારૂં સ્વાધીનતા પ્રાપ્ત કરવાનું અસ્ત્ર છે." એટલે ડૉક્ટર મજુરોનો ઉપયોગ પણ પોતાની યોજના મુજબ જ કરવા માગે છે. અને એ યોજના આગળ કહ્યું એજ રક્તધારા વહાવવાની છે.

મધ્યમ વર્ગ મારફતે જ ક્રાંતિને શક્ય બનાવવાનાં સ્વપ્ના ડૉક્ટર સેવે છે. મધ્યમ વર્ગ જ ક્રાંતિ કરી શકે છે, ગરીબો અને જડ દેહાતી લોકો ખરી વાત આવતાં ભડકી જશે, સ્વાર્થની વસ્તુ

આવતાં આડા થશે એમ તે ચોક્કસપણે માને છે. શિક્ષણની ખામીવાળા માનસને તે ક્રાંતિને યોગ્ય–પરિપક્વ માનવાને તૈયાર નથી. "આઇડિયલ માટે–આદર્શને માટે પ્રાણ આપવા લાયક પ્રાણીઓની આશા શાંતિપ્રિય, નિર્વિરોધ, નિરીહ કિસાનો પાસે કરવી વ્યર્થ છે. એ સ્વાધીનતા ચાહતા નથી, એ તો શાંતિ ઇચ્છે છે, જે શાંતિ અસમર્થો અને અશક્તોની છે,–એ પંગુ જડત્વ જ એમની અધિક કામનાની વસ્તુ છે."

સાહિત્ય દ્વારા ક્રાંતિ શક્ય છે કે નહિ અને હોય તો કયે રસ્તે? આ વિષયમાં પણ શશિના પાત્ર દ્વારા ચર્ચા કરાવાઈ છે. જેઓ વાંચી શકે છે એમના જ માટે ક્રાંતિના ગીતો રચવા જોઈએ એ મંતવ્ય શરદ્બાબુ બોલતાં હોય તેમજ લાગે છે. ક્રાંતિ પાછળ કવિ પણ કાંઈ કરી શકે છે ખરો, પરંતુ તેની કવિતામાં ક્રાંતિનું તત્વ હોય તો અને એ તત્વને લોકો સમજે તો જ તેના કાવ્યોનું ફળ છે.

ક્રાંતિના સાહિત્યને લગતી આ થોડી શી સૂચના અત્યારે ય વ્યવહારૂ નથી લાગતી?

"પથેર દાબી" વાંચતાં ગોર્કી યાદ આવે છે. ગોર્કીની "મધર" તો જગજાણીતી છે, પરંતુ હિન્દમાં જો એવું એક પણ પુસ્તક હોય તો એ આ "પથેર દાબી" જ છે એમ કહેતાં વાંધો નહિ આવે હમણાં થોડા જ સમય પર કલકત્તાના એક આગેવાન પત્રકારે તેમને ગોર્કી સાથે સરખાવવાની કોશિશ કરી હતી. જો કે વિવેચકો ગોર્કી સાથે શરદ્બાબુને સરખાવતા હશે, પરંતુ શરદ્બાબુ તો ગોર્કીથી ઘણા જ દૂર છે એ ચોક્કસ છે.

ગોર્કી અને શરદ્બાબુ બન્નેય સ્ત્રી પાત્રો પર વધારે વિશ્વાસ મૂકે છે, પરંતુ "પથેર દાબી"ની ભારતી અપૂર્વને દાબી દેતી જણાય

છે, ત્યારે એક આહ નીકળી જાય છે. શરદ્‌બાબુએ ક્યાં આવો નાયક (Hero) પસંદ કર્યો એમ થઇ જાય છે અને એની સાથે જ એનો અંત નજર સામે આવે છે. "મધર"ના અંત કરતા "પથેર દાબી"નો અંત વધુ કરૂણ છે.

અપૂર્વનું પાત્ર આટલું બધું નબળું શા માટે થઈ ગયું એ સમજાતું નથી. શું લેખકે એમના જીવનની કોઇ નબળી ઘડીને યાદ કરીને ભેદ તેની પાસે ફોડાવ્યો કે પછી વાર્તાને સંકેલવા માટેનો વિચાર કરતાં એ ગુંચવાઇ ગયા ? જવાબ મળતો નથી, પણ ગોર્કીએ જડ અને અભણ મામાંથી "અમ્મા" ઘડી, એણે કુંવારી ધરતીમાં ક્રાંતિના બી ઉગાડ્યાં, જ્યારે શરદ્‌બાબુ નિરાશાવાદી થઈ જતાં દેખાય છે.

પ્રેમ કરવાના પ્રકારો પણ જુદા પડી જાય છે. આવા જોરદાર કથાનકમાં ભારતીનું હૃદય ક્રાંતિ કરતાં પ્રેમ તરફ વધારે ઢળે છે અને ગુન્હેગાર અપૂર્વ કરતાં પ્રેમી તરીકેનો અપૂર્વ વધારે મહત્વનો લાગે છે. એક સ્ત્રીનું હૃદય કોમળ જ હોય છે એમ પરાણે મનાવવાની કોશિશ શરદ્‌બાબુ કરવા માગતા હોય તો ભલે, પણ વાંચતી વેળા એમ લાગે છે કે પ્રચારક થવા ગયેલા શરદ્‌બાબુ પણ હૈયાના ખૂણાની વાતોને છોડી શકતા નથી.

વાર્તાતત્વને પણ વિચારદર્શન કરતાં ખામી પહોંચી હોય તેમ લાગે છે. આ આખુંય પુસ્તક ઠેરઠેર સંવાદોથી ભરેલું છે. એ સંવાદો પણ ચર્ચાત્મક જ છે. ડોક્ટરની સમિતિના સિદ્ધાંતોનું જ એમાં પૃથક્કરણ કરવામાં આવ્યું છે, અને એ પૃથક્કરણ મોટે ભાગે ડોક્ટરના નામ પુરતું જ છે.

છેલ્લા દૃશ્યમાં વરસતા વરસાદે ડોક્ટર ચાલ્યા જાય છે, તેમનું કામ કરવા માટે જ. તેમનાં શિષ્યો એકલાં રહે છે—ડોક્ટરની યોજના કરતાં જુદી યોજનાઓ અજમાવવાના વિચાર સાથે. ક્રાંતિની જીવન્ત

મૂર્તિ જેવા ડોકટરને આમ લેખકે એકલા મુકી દીધા. શા માટે ? રાજેન્દ્રનું શું ? તેનો પ્રશ્ન અદ્ધર જ રહે છે.

અને ગોર્કીએ "મધર"માં આણેલો અંત ! વૃદ્ધાના છેલ્લા શબ્દો સાથે ગળું દબાય છે ખરું, પણ ક્રાંતિનું ગળું નથી દબાતું. એ ભેદ બન્ને વચ્ચેનું અંતર સમજાવે છે.

"પથેર દાબી" જેવું થઈ શક્યું તેવું, ગુજરાતી વાચકોના હાથમાં મુકતાં જે આનંદ અનુભવું છું એ આનંદનો અર્થ તો એ વાચકોને સંતોષે તો જ પ્રાપ્ત થયો ગણાય.

ચૈત્ર વદ ૧૧-૧૯૪૫
મુંબઇ.

દયાશંકર ભ. કવિ

# ૧

અપૂર્વના આમ ચાલ્યા જવાથી બધાયને ભારે આશ્ચર્ય થયું. ઓરડામાં બરાબર અજવાળું ન હતું છતાંય તેના ચ્હેરાનો અસ્વાભાવિક ભાવ અને આંસુઓથી રૂંધાયેલા કંઠની અશોભનતા કોઈથી છુપા ન રહ્યા. બેરિસ્ટર કૃષ્ણ અય્યરે થોડીકવાર ચૂપ રહી પૂછ્યું:– " એ કોણ હતું ડાક્ટર? બહુજ સેન્ટીમેન્ટલ છે." અય્યરે પોતાના અંતિમ શબ્દ પર જોર દઇ સ્પષ્ટ રીતે એક આરોપ મૂક્યો, એટલે– એવો માણસ અહિંયા ક્યાંથી?—

ડાક્ટર જરા હસી પડયા.

" એ મિસ્ટર મુખરજી છે,–અપૂર્વ મુખરજી. એક જ ઓફીસમાં અમે બન્ને કામ કરીએ છીએ. એ મારા સુપિરીયર ઓફીસર છે." તલવરકરે ઉત્તર આપતાં કહ્યું. વળી જરા ખચકાઈ જઈ સ્નેહ અને શ્રદ્ધા સાથે કહેવા માંડ્યું:–" પણ અમે બન્ને અત્યંત અન્તરંગ છીએ, એ મારા પરમ મિત્ર છે. અને સેન્ટીમેન્ટલ? હ–યેસ. ડાક્ટર બાબુ, મુખરજીને રંગુનમાં જે પહેલવહેલો અનુભવ થયો છે એનો કિસ્સો આપે કદાચ નહિ સાંભળ્યો હોય? તે એક—"

એકાએક ભારતીના પર દૃષ્ટિ પડી જતાં એ શરમાઇને અટકી ગયો.

" ખેર, ગમે તે હો પણ પહેલી મુલાકાતના દિવસથી જ એને અને મારે મિત્રતા થઇ ગઈ,–વાસ્તવમાં એ મારો પરમ મિત્ર છે." તલવરકરે પાછું કહ્યું.

તલવરકરની વ્યગ્રતા અને ખાસ કરીને એના વારંવાર 'પરમ મિત્ર' શબ્દના પ્રયોગથી બેરિસ્ટરને સેન્ટીમેન્ટલીઝમ પર કટાક્ષ

કરવાની હિંમત ન થઈ; પરંતુ એનો ચહેરો સંદિગ્ધ અને અપ્રસન્ન જેવો બની ગયો.

" સેન્ટીમેન્ટ ચીજ એવી કાંઈ ખરાબ નથી અય્યર ! અને એમ સમજવું પણ બરોબર નથી કે બધાય તમારા જેવા કડક પત્થર થઈ જાય તો જ કામ ચાલે. " ડાક્ટરે હસતાં હસતાં કહ્યું.

કૃષ્ણ અય્યર ખુશી ન થયા.

" હું નથી સમજતો પણ એટલું સમજવામાં કોઈ દોષ નથી કે આ ઓરડા સિવાય એના માટે જવા આવવાની ઘણીએ જગ્યા ખુલ્લી પડી છે. " કૃષ્ણ અય્યરે કહ્યું.

તલવરકર મનમાં ને મનમાં નારાજ થયો. જેને એ વારંવાર પોતાનો મિત્ર કહી રહ્યો છે, એને પોતાની જ સામે અવાંછિત વ્યક્તિ સિદ્ધ કરવાની કોશિશ કરવી એ પોતાનું જ અપમાન છે એમ એ સમજ્યો.

" મિસ્ટર અય્યર, અપૂર્વબાબુને હું પિછાણું છું. એ સત્ય છે કે આપણા મંત્રની દીક્ષા લીધે એને ઘણા દિવસો નથી થયા પરંતુ મિત્રની ગેરસમજુતી—ગેર ભરોસાની મુક્તિથી થોડા ઘણા વિચલિત થઈ જવું એ કોઈ ભયંકર અપરાધ નથી. એના માટે દુનિયામાં આવવા જવાની-હરવા ફરવાની ઘણીયે જગ્યા છે પરંતુ હું આશા રાખું છું કે અહિંયા પણ એના માટે જગ્યા ઓછી નહિ પડે. " તલવરકર બોલ્યો.

આજે કૃષ્ણ અય્યરે ભીડમાં ઉભા ઉભા અપૂર્વની તરફ પૂરતું ધ્યાન આપ્યું હતું. એ ચૂપ રહ્યો પરંતુ ડાક્ટરે પોતાની સ્વાભાવિક શાંતિથી કહ્યું:—" જરૂર. ઓછી નહિ પડે. " આટલું કહી એ ઉપસ્થિત સર્વના ચહેરા તરફ ક્ષણભર ચુપચાપ દેખતા રહ્યા અને પછી ભારતીના તરફ લક્ષ્ય કરી એકાએક ગંભીર બનીને બોલ્યા:—" પણ

આ દુનિયામાં મિત્રતા કેટલી ક્ષણભંગુર ચીજ છે, ભારતી! આજે જેના વિષયમાં કલ્પના પણ કરી શકાતી નથી, કાલે એનાથી જરા-પણ કારણ મળતાં ચિરવિચ્છેદ થઈ જાય છે. દુનિયામાં એ કોઈ અસ્વાભાવિક નથી તલવરકર. એ માટે પણ તૈયાર રહેવું સારૂં છે. મનુષ્ય ભારે કમજોર છે, અય્યર! એની ચોટ સહન કરવા માટે જ એવા સેન્ટીમેન્ટની જરૂર પડે છે."

આ બધી વાતોનો કોઈ ઉત્તર આપી શકાય તેમ ન હતું કે એનો પ્રતિવાદ પણ કરી શકાય તેમ ન હતું. બન્ને મૌન રહ્યાં, પરંતુ ભારતીનો ચહેરો ઝાંખો પડી ગયો. ડાકટર પર આ બધાયની અવિચલિત ભક્તિ હતી અને ભારતી એ વાતને સારી રીતે જાણતી હતી કે કોઈ કારણ વગરની વાત કરવી એ ડાકટરના સ્વભાવની વિરૂદ્ધ છે, પરંતુ કઇ વાત પર અને શા માટે એણે આ વાત કહી, એનો ખરેખરો અર્થ શું થયો એ વાત સમજી ન શકવાથી એનું મન ઉદ્વેગ અને આશંકાથી બળીજળી જવા લાગ્યું.

"મારે તો જવાનો સમય થઈ જવા આવ્યો છે ભારતી. આજ રાતની ગાડીએ બહારગામ જાઉં છે તલવરકર!" ડાકટરે સામેની ઘડીઆળ તરફ જોઇ કહ્યું.

ક્યાં અને શા માટે? સ્વયં—આપોઆપ જણાવ્યા વગર એ માટે કુતૂહલ પ્રકટ કરવાનો આ લોકોમાં નિયમ ન હતો. ક્ષણભર જીજ્ઞાસુ દ્રષ્ટિએ જોઈ રહ્યા પછી તલવરકરે પુછ્યું:—"મારા માટે આપની શી આજ્ઞા છે!"

"આજ્ઞા તો નહીં પણ એક વાત તો કરવાની છે. બર્મીમાં જો સ્થાન ન રહે તો આપણને દેશમાં તો જરૂર કામ રહેશે જ, મજુરો પર જરા નજર રાખજે." ડાકટરે હસીને કહ્યું.

"વારૂ, હવે ક્યારે મુલાકાત થશે?" તલવરકરે ડોક હલાવી કહ્યું.

"નીલકાંત જોશીનો તું શિષ્ય છે, આ તેં શું પ્રશ્ન કર્યો?" ડાક્ટરે ઠસકું ખાઈ હસી પડી કહ્યું.

"હવે મોડું ન કરો. જાઓ, ઘર પહોંચતા પહોંચતા લગભગ સવાર થઈ જશે. તો શું અહિંયા પ્રેકટીસ કરવાનો નિર્ણય કરી લીધો અય્યર?" ડાક્ટરે કહ્યું.

કૃષ્ણ અય્યરે માથું હલાવી પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. ભાડાની ગાડી બહાર વાટ જોઇ રહી હતી, બન્ને બહાર જવા લાગ્યા એટલે તલવરકર બોલી ઉઠ્યો:—"અંધારામાં અપૂર્વબાબુ ક્યાં ચાલ્યા ગયા, એક વાર દેખ્યા પણ નહિ—"

પણ આ વાતનો ઉત્તર આપવો કોઈ જરૂરી ન સમજ્યું. થોડી વાર પછી ગાડીનાં અવાજથી માલુમ પડયું કે એ ચાલ્યો ગયો હતો.

"તું શું સમજે છે, અપૂર્વ ઘરે ચાલ્યો ગયો?" ડાક્ટરે ભારતીને પૂછ્યું.

"નહિ. અહીંયા આસપાસમાં ક્યાંક હશે. જરા શોધીશું તો મળી જશે. મને એક વાર મળ્યા વગર તે કદાપિ નહિ જાય." ભારતીએ માથું હલાવી કહ્યું.

"તો દસ પંદર મિનિટમાં આ કામ કરી નાખવું જરૂરી છે. હું એથી વધુ સમય આપી શકીશ નહિ, બ્હેન." ડાક્ટરે હસીને કહ્યું.

"નહિ. એટલામાં તો એ આવી જશે." આટલું કહી ભારતીએ ફક્ત ડાક્ટરની વાતનો જવાબ જ ન દીધો બલ્કે પોતાને પણ ભરોંસો દઇ દીધો. આટલા અંધારામાં એ કદીયે એકલા જઈ નહિ શકે એ બાબતમાં જેવી એ નિશ્ચિંત હતી એવી જ પોતાના અત્યંત ભક્તિ અને શ્રદ્ધાપાત્ર અતિ માનવથી વિદાય થતા પહેલાં એક વાર સર્વાન્તઃકરણથી ક્ષમા માગવાની આવશ્યકતાના વિષયમાં પણ

નિઃસંશય હતી. અનેક દિશાઓ અને અનેક કારણોથી અપૂર્વે ભારે અપરાધ કર્યો હતો, સમય મળતાં એની સફાઈ કર્યા વગર ભારતીનો જાન કેમ બચે? પરંતુ આ અમૂલ્ય સમય વ્યર્થ નષ્ટ થઈ રહ્યો હતો, અપૂર્વનો પત્તો જ નહોતો. બારણાની બહાર અંધારામાં ભારતીની ચંચળ દૃષ્ટિ તીક્ષ્ણ થઈ અને ચોંકી ઉઠેલું ચિત્ત બહારના પરિચિત પગલાની પ્રતીક્ષામાં અધીર થઈ રહ્યું. એ વિચાર કરવા લાગી કે અહીંયા ક્યાંય તે હશે, જલ્દીથી જઈ શોધી લાવું. પણ આજે એટલી વ્યાકુળતા પ્રકટ કરતા એને અત્યંત શરમ લાગતી જણાઈ. ડાકટર પોતાના સ્ટ્રેપ્સથી બાંધેલા કોથળા તરફ જોઇ દમ ભરી ઉઠી ઉભા થયા. ભારતીએ દીવાલની ઘડીઆળ તરફ જોયું તો જણાયું કે હવે ફક્ત પાંચ છ મિનિટથી વધુ વખત ન હતો.

"આપ શું પગપાળા જશો?" ભારતીએ પૂછ્યું.

"નહિ. સંભવતઃ બે વાગ્યાને વીસ મિનિટ પર મોટી સડક પરથી એક ઘોડાગાડી નીકળશે, ગાડી ચાલુ હશે, છ સાત આનામાં સ્ટેશને પહોંચાડી દેશે." ડાકટરે માથું હલાવી કહ્યું.

"વગર પૈસે પણ પહોંચાડી દેશે; પરંતુ જવા પહેલાં સુમિત્રા બ્હેનને જોવા નહિ જાઓ? ખરેખર એ બીમાર છે."

"મેં તો નથી કહ્યું કે એ બીમાર નથી. પણ ડાકટરને દેખાડયા વગર બીમારી કેમ સારી થશે?" ડાકટરે હસીને કહ્યું.

"જો એવી જ વાત હોય તો દુનિયામાં આપથી અધિક મોટો ડાકટર કોણ હશે?"

ત્યારે થઈ રહી સારી! એ અભ્યાસ કર્યે જમાનો વીતી ગયો. એ વિદ્યા તો ધોવાઇને ઘસાઇને સાફ થઈ ગઈ હશે,—એ સિવાય એટલો સમય પણ કયાં છે કે બેસીને ઇલાજ પણ કરૂં." ડાકટરે વ્યંગભર્યા સ્વરે ઉત્તર આપ્યો.

"સમય કયાં છે! સમય કયાં છે!" વાત પુરી થઈ ન થઈ

ત્યાં તો ભારતી એકાએક બોલી ઊઠી: "કોઈ મરી જાય તોય આપને સમય નહિ મળે. શું કામનું એવું દેશનું કામ? જુઓ ડાક્ટર-બાબુ, આપનું મગજ એવું નથી કે શીખેલી વિદ્યા લોપ થઇ જાય, અને જો ખરેખર જ કોઈ ચીજ ધોવાઇ સાફ થઈ ગઈ હોય તો એ છે કોઈના પરનો આપનો પ્રેમ!"

ડાક્ટરનો હસતો ચહેરો ક્ષણભર માટે ગંભીર બની પાછો જેવાને તેવો થઇ ગયો. પરંતુ તીક્ષ્ણ–દૃષ્ટિ ભારતી એ વખતે જ પોતાની ભૂલ સમજી ગઈ. અત્યાર સુધીમાં એની ઘનિષ્ટતા બહુજ દૂર સુધી પહોંચી ગઈ હતી એમ છતાંય આ દિશામાં આંગળી ઉંચી કરવાનો અધિકાર હજુ સુધી એને પ્રાપ્ત થયો ન હતો. વાસ્તવમાં સુમિત્રા કોણ છે, ડાક્ટરની સાથે એનો શું સંબંધ છે અને કયારે કેવી રીતે એ આ દળમાં આવી ગઇ, એ સંબંધમાં હજુ સુધી ભારતી કંઇ પણ જાણતી ન હતી. એમનાં દળમાં વ્યક્તિગત પરિચયની બાબતમાં કુતૂહલ કરવાનો નિષેધ હતો એટલે અનુમાન કરવા ઉપરાંત સીધી રીતે કોઈ વાત જાણવાનો ઉપાય જ ન હતો. ફક્ત સ્ત્રી હોવાના કારણે જ એને સુમિત્રાના મનના ભાવ કંઈક કંઈક માલુમ પડી ગયા હતા. પણ પોતાના એ અનુમાનના આધાર પર એકાએક આટલો મોટો ઇશારો કરી બેસવાથી એને કેવળ સંકોચ જ નહિ પરંતુ ડર પણ લાગ્યો. ડર ડાક્ટરનો નહિ પણ સુમિત્રાનો હતો. આ વાત કોઈ પણ રીતે એના કાન સુધી પહોંચવી જોઇતી ન હતી. સુમિત્રાનો બીજો કોઇ પરિચય માલુમ ન હોવાથી પણ એ નિસ્તબ્ધ, તીક્ષ્ણ વિદ્યા–બુદ્ધિશાલિની સ્ત્રીની દુર્ભેદ્ય નિબિડતાના પરિચયથી કોઇપણ અપરિચિત ન હતી. એના સ્વલ્પ ભાષણથી, એના પ્રખર સૌન્દર્યના પદક્ષેપથી, એના સંયમી ને ગંભીર વાર્તાલાપથી, એના અચંચળ આચરણની ગંભીરતાથી આ દળમાં રહેવા છતાંય એના દૂરત્વનો સર્વ અંદરને અંદર અનુભવ કરતા હતા. તે એટલે સુધી કે એની બીમારીની બાબતમાં પણ કોઈ પ્રકારની ચર્ચા

કરવાની કોઇની હિંમત ચાલતી ન હતી. પરંતુ આ દુર્લક્ષ્ય કઠોરતાને ભેદી એની અત્યંત ગુપ્ત દુર્બળતા એ દિવસે અપૂર્વ અને ભારતીની સામે પ્રકટ થઇ ગઇ હતી કે જે દિવસે ડાકટરને વિદાય આપતી વખતે સુમિત્રા પોતાને સંભાળી શકી ન હતી અને એ દિવસથી જાણે એ પોતાને સૌથી અલગ–બહુજ દૂર હડી ગઇ છે. એની આ આત્માશ્રયી અન્તર્ગૂઢ વેદના, બીજાની વગર માંગી સહાનુભૂતીની ચોટથી એકદમ ભભકી ઉઠશે એ વાતની યાદ આવતાં જ ભારતીનું ક્ષુબ્ધ ચિત્ત આશંકાથી ભરાઇ ગયું.

ડાકટરે આરામ ખુરશી પર સુઇ સામેના ટેબલ પર પગ લાંબા કર્યો અને અને એના મોંમાંથી અચાનક " આહ ! " શબ્દ નીકળી પડયો.

" આપ તો સુઇ રહ્યા છો ! " ભારતીએ આશ્ચર્યપૂર્વક કહ્યું.

" કેમ ? હું શું ઘોડો છું કે જરા સુતો કે તું આમ બોલે છે ? મને ઉંઘ આવે છે–તમારા લોકોની માફક હું ઉભો ઉભો સુઇ શકતો નથી. " ડાકટરે નારાજ થઈ કહ્યું.

" ઉભા ઉભા તો અમે પણ સુઈ શકતા નથી. પણ કોઇ આવીને કહે કે આપ દોડતા દોડતા સુઇ શકો છો તો મને એમાં આશ્ચર્ય નહિ થાય. આપના આ દેહથી દુનિયામાં શું નથી થઇ શકતું એ કોઈ જાણતું નથી. પરંતુ વખત તો થઈ ગયો, હવે ગયા વગર ગાડી નહિ મળે. "

" ચાલી જવા દો. "

" જવા દો કેમ ? "

" ઓહ, ભારે જોરથી ઉંઘ આવી રહી છે. આંખો પણ નથી ખુલતી. " કહી ડાકટર સુવા લાગ્યા.

ભારતી પુલકિત ચિત્તથી વિચારવા લાગી–મારા અનુરોધથી જ

આજે એમનું જવું બંધ થઇ ગયું છે. નહિ તો ઉંઘ તો દૂર રહી પણ વીજળી પડવાનું કહેવા છતાંય એમના સંકલ્પમાં અડચણ પહોંચાડી શકાતી નથી.

"ખરેખર જો ઉંઘ આવતી હોય તો ઉપર જઇને સુઈ રહો." ભારતીએ કહ્યું.

"પછી તું શું કરીશ? અપૂર્વની વાટ જોતા જોતા રાત વીતાવીશ?" ડાક્ટરે આંખ મીંચતાં મીંચતાં પૂછ્યું.

"મારી ચિંતા કરવા માંડી? પડખેની ઓરડીમાં પથારી પાથરી સુઈ રહીશ."

"ગુસ્સે થઈ આળોટી શકાય છે, પણ સુઇ શકાતું નથી. પથારીમાં પડયા પડયા તરફડતા રહેવા કરતાં બીજી કોઈ મોટી સજા જ નથી. એથી સારૂં તો એ છે કે એને શોધી લાવો, હું કોઇને કહીશ નહિ."

ભારતીનો ચહેરો લાલચોળ થઈ ગયો પણ એની શરમ પકડાઇ ગઈ નહિ; કારણ કે ડાક્ટરે આંખો મીંચી દીધી હતી. એની મીંચાયેલી આંખો તરફ જોતી ભારતી થોડીક વાર મૌન રહી, પછી પોતાને સંભાળી ધીમેથી બોલી:–"વારૂ ડાકટરસાહેબ, એ વાત આપે કેમ જાણી કે પથારીમાં પડયા પડયા તરફડતા ફફડતા રહેવા કરતાં બીજી કોઈ સજા જ નથી?"

"લોકો કહ્યા કરે છે એથી"

"આપ અનુભવથી કાંઈ જાણતા નથી?"

"અરે બ્હેન, મારા જેવા અભાગીને પથારી પણ નસીબમાં નથી હોતી તો વળી એની પર તરફડવું ફફડવું કેવું? એટલા આરામની ફુરસદ જ કયાં છે?" ડાકટરે આંખો ખોલી જરા હસી પડી કહ્યું.

"વાહ ડાકટરબાબુ, લોકો કહે છે કે આપની અંદર ગુસ્સો છે જ નહિ. શું એ ખરેખર સાચું છે?" ભારતી એકાએક પૂછી બેઠી.

"સાચું? કદી નહિ, કદીયે નહિ. લોકો સાચું ખોટું મારા વિરૂદ્ધ પ્રચાર કર્યા કરે છે, એ મારાથી બળ્યા કરે છે."

"કાં તો એ બહુ જ ચાહે છે એટલે અફવાઓ ઉડાડયા કરે છે. એ તો એમ પણ કહે છે કે 'આપમાં નથી માન અભિમાન કે દયા–માયા. હૃદય તો બિલકુલ પત્થર જેવું જ થઈ ગયું છે'" ભારતીએ હસીને કહ્યું.

"એ અત્યંત પ્રેમની વાત છે, એ સિવાય બીજું?"

"બીજું એ કે એ પત્થર પર ફક્ત એક જ ચીજ કોતરાયેલી છે. 'જનની જન્મભૂમિ' જેને આદિ નથી, અંત નથી, ક્ષય નથી, વ્યય નથી, જેની સૂરત અમારા લોકોને દેખાતી નથી, એથી જ અમે બધા આપની પાસે ને પાસે જ રહી શકીએ છીએ, નહિ તો"–કહેતા કહેતા એ એકાએક બંધ થઇ ગઇ. પાછી એ ક્ષણભર પછી કહેવા લાગી:–"કેવી રીતે બતાવું ડાકટરબાબુ? એક દિવસ જ્યારે હું સુમિત્રા બ્હેનની સાથે બર્મા ઓઇલ કંપનીના કારખાનાની પાસે થઇને જઈ રહી હતી ત્યાં નવા બોઇલરની પરીક્ષા થઇ રહી હતી. ઘણા માણસો ઉભા ઉભા તમાસો જોઈ રહ્યા હતા. અચાનક એનો દરવાજો ખુલી જતા એવું માલુમ પડ્યું કે જાણે એની અંદર આગનું તોફાન થઇ રહ્યું છે. એમાં આ સારી પૃથ્વીને એકઠી કરીને નાખી દેવામાં આવે તો જાણે એને પણ એ બાળીને ભસ્મ કરી દે! સાંભળ્યું કે એ એકલું જ એ વિશાળ કારખાનાને ચલાવી શકે છે. પરંતુ દરવાજો જેવો બંધ થયો કે એ પાછો જેવોને તેવો શાંત જડ પિંડવત થઈ ગયો. એની અંદરની ગરમી બહાર રહીજ નહિ. સુમિત્રા બ્હેને એકાએક ઉંડો નિસાસો નાખ્યો. મેં આશ્ચર્ય પામી પૂછ્યું:–"શું થયું બ્હેન?" સુમિત્રા બ્હેને કહ્યું:–"આ જબરજસ્ત

યંત્રને યાદ રાખજે ભારતી. એથી તું આપણા ડાકટરબાબુને પિછાણી શકીશ. આ એનું વાસ્તવિક ચિત્ર છે."

આમ કહી ભારતી ડાકટરના મોં તરફ જોવા લાગી. ડાકટરે અન્યમનસ્કની માફક સ્મિત હાસ્ય કરતા કહ્યું:–"સર્વ કોઈ શું મને જ પ્રેમ કરે છે? પણ ઉંઘના લીધે હવે તો મારી આંખો મીંચાઈ જાય છે ભારતી. કોઈ ઉપાય કરો, પરંતુ પહેલા અપૂર્વ ક્યાં ગયો, એ નહિ જો?"

"પણ આપ કોઈને કહી શકશો નહિ."

"નહિ. પરંતુ મારાથી શરમાવાની શું તું જરૂર સમજે છે?"

"નહિ. માણસને જ માણસથી શરમ આવે છે." માથું હલાવી આટલું કહી હાથમાં હરિકેન લેન્ટર્ન લઈ ભારતી બહાર ચાલી ગઈ.

"અપૂર્વબાબુ તો ચાલ્યા ગયા." દસ પંદર મિનિટ પછી પાછા આવી ભારતીએ કહ્યું.

"આવા અંધારામાં? એકલા?" ડાકટર આશ્ચર્યથી ઉઠીને બેઠા થઈ જઈ બોલ્યા.

"માલુમ તો એમ જ પડે છે."

"આશ્ચર્ય છે."

"મારી પથારી પાથરેલી છે; ચાલો સુઈ જાઓ."

"અને તું?"

"હું જમીન પર કોઈ કામળ બામળ પાથરી પડી રહીશ ચાલો."

"તો ચાલો, સંકોચ–લજ્જા તો માણસ માણસથી કરે છે,–હું તો આખરે પત્થર જ ઠર્યોને!" ડાકટરે ઉઠીને ઉભા થઈ કહ્યું.

ઉપરના ઓરડામાં જઈ ડાકટર પલંગ પર સુઈ રહ્યા. ભારતીએ મચ્છરદાની નાખી ચારે તરફથી એને બરોબર દબાવી દીધી અને પોતાના માટે નજીક જમીન પર પથારી કરી લીધી.

"બધાય મળીને આ રીતે મારી બરદાસ કરો છો એટલે જ મારા આત્મસન્માનને ચોટ લાગે છે." ડાક્ટરે એની પથારી તરફ જોઇ ખિન્ન કંઠે કહ્યું.

"અમે બધાએ મળીને આપને મનુષ્યના દરજ્જાથી હઠાવી દઇ પત્થરના દેવ બનાવી રાખ્યાં છે." ભારતીએ હસી પડી કહ્યું.

"એનો અર્થ એ કે મારો કોઈ ડર જ નહિ?"

"રતીભાર પણ નહિ. આપથી કોઈનું પણ રજ માત્ર અકલ્યાણ થઈ શકે છે એ વાતની અમે કલ્પના જ નથી કરી શકતા." ભારતી• એ કોઇપણ પ્રકારના સંકોચ વગર જવાબ આપ્યો.

"સારી વાત છે, માલુમ પડી જશે કોઈ દિવસ." ઉત્તરમાં ડાકટરે હસીને ફક્ત આટલું જ કહ્યું.

"વારૂ, આપનું 'સવ્યસાચી' નામ કોણે રાખ્યું હતું ડાકટર-બાબુ? આ તો આપનું અસલ નામ હોય એમ લાગતું નથી." પથારીમાં સુતા પછી એકાએક ભારતીએ પૂછ્યું.

ડાકટર હસવા લાગ્યા.

"અસલ નામ ગમે એ હો પણ આ નકલી નામ તો મારી પાઠશાળાવાળા પંડિતજીએ આપ્યું છે. એના ત્યાં એક બહુજ ઉંચું આંબાનું ઝાડ હતું, જેની કેરી ફક્ત ઢેખાળા મારીને જ પાડી શકાતી હતી. એકવાર છત પરથી કુદતા મારા જમણા હાથને ચોટ લાગી ગઈ. ડાકટરે આવી એના પર બેન્ડેજ બાંધી હાથને ગળે લટકાવી દીધો. એથી બીજા બધાય તો દુઃખીત થયા પણ પંડિતજી ખૂબ જ ખુશી થયા, એમણે કહ્યું: 'હવે તો કેરી બચશે અને પાકયા પછી બે ચાર પેટમાં પણ પડશે.

"આપ ભારે તોફાની હતા?"

"હા. બદનામ તો જરા હતો જ. ખેર, પણ બીજા જ દિવસે

ડાબા હાથથી પાછો કેરી પાડીને ખાવા લાગ્યો. પંડિતજીને કોઈ રીતે ખબર પડી ગઈ અને એમણે હાથોહાથ પકડી પણ લીધો. થોડીક- વાર સુધી એ મારી તરફ અવાક્ થઈ જોઇ જ રહ્યા, પછી બોલ્યા 'કસુર થઈ બેટા સવ્યસાચી, કેરીની આશા હવે હું નથી રાખતો. તારો જમણો હાથ તો તૂટી ગયો, અને હવે ડાબો તૂટી જતાં કદાચ યમની વારી આવશે. રહેવા દે બેટા, હવે તકલીફ ઉઠાવવાની જરૂર નથી; થોડી ઘણી કાચી કેરી જે બાકી રહી છે એ હવે હું માણુસ પાસે તોડાવી લઉં છું."

ભારતી ખડખડ હસી પડી.

"તો પંડિતજીનું બહુજ દુઃખથી દીધેલું આ નામ છે!" ભારતી બોલી.

"હા. ભારે દુઃખથી દીધેલું નામ છે, પણ ત્યારથી મારા અસલ નામને લોકો બિલકુલ ભુલી ગયા છે સમજો." ડાકટર પોતે પણ હસી પડયા અને બોલ્યા.

"વારૂ, સર્વ કોઇ જે કહ્યા કરે છે કે દેશ અને આપમાં અને આપ અને દેશમાં કોઈ ફરક નથી; બન્ને એકજ વાત છે,—એ એમ કેમ?" ભારતીએ થોડીકવાર થંભી રહ્યા પછી પૂછ્યું.

"બચપણનો એ પણ એક જમાનો હતો ભારતી, આ જીવન- માં કોણ જાણે કેટલા આવ્યા અને કેટલાય ગયા પણ એ દિવસ જ અક્ષય બની રહ્યો છે. અમારા ગામની પાસે વૈષ્ણવોનો એક મઠ હતો. એક દિવસ રાતે ડાકુઓએ એના પર ધાડ નાખી. શોરબકોર અને રોકકળથી ગામના લોક ચારે તરફથી એકઠા થઈ ગયા પરંતુ ડાકુઓની પાસે એક બંદુક હતી. એ લોકોએ જ્યારે ફાયર કરવા શરૂ કરી દીધા ત્યારે કોઈ આગળ વધી ન શક્યું. મારા કાકાનો દિકરો એક ભાઈ હતો, ભારે સાહસી અને પરોપકારી હતો, એ જવાને થનગની રહ્યો; પરંતુ જો ગયો તો જરૂર મરી જશે એ

ખ્યાલથી લોકોએ એને પકડી રાખ્યો. પોતાને કોઈ રીતે પણ છોડાવી ન શકવાના કારણે એ ત્યાં નિષ્ફળ ઉછળવા લાગ્યો અને ડાકુઓને ગાળો દેવા લાગ્યો, જેનું કાંઈ પરિણામ ન આવ્યું. ડાકુઓએ ફક્ત એક બંદુકના જોરથી બસેંહ ત્રણસેંહ માણસોની સામે મહન્તને ખીંટીએ બાંધીને જીવતો બાળી મૂકયો. ભારતી, ત્યારે હું બાળક હતો પરંતુ એ મહન્તનાં તરફડીયા મારવા, બૂમો પાડવી અને મરણ ચિત્કાર આજ પણ મારા કાનમાં કો'ક કો'ક દિવસ ગુંજી ઉઠે છે. ઓહ, કેવો ભયાનક હૃદયવિદારક આર્તનાદ એ હતો!"

"પછી?" ભારતીએ શ્વાસ રોકી પૂછ્યું.

"પછી મહન્તજીના જીવન–ભિક્ષાનો અંતિમ અનુનય સારાયે ગામની સામે ધીમે ધીમે વિલીન થઇ ગયો. ડાકુઓનો સરદાર જતી વખતે મોટા ભાઈ પાસે જઇ પોતાના બાપના સોગન ખાઇ કહી કહી ગયો કે 'આ તો અમે બધા થાકી ગયા છીએ પણ મહિનાની અંદર આવી અમે આનો બદલો જરૂર લઇશું. મોટાભાઈએ જીલ્લા માજીસ્ટ્રેટની પાસે જઇ રોકકળ કરી એક બન્દૂક આપવા વિનંતી કરી. પણ પોલીસે 'નહિ મળી શકે' એમ જવાબ આપ્યો. બે સાલ પહેલાં કોઇ અત્યાચારી પોલીસ સબ ઇન્સ્પેક્ટરનો કાન મચળવાના અપરાધથી એને બે મહિનાની સજા થઇ ચૂકી હતી. એ અપરાધનો ખ્યાલ કરી માજીસ્ટ્રેટે કહી દીધું, 'કોઈપણ રીતે મળી શકશે નહિ.' મોટા ભાઈએ કહ્યું–'સાહેબ, તો શું અમે લોકો માર્યા જઇએ?' સાહેબે હસીને કહી દીધુંઃ–"જેને મરવાનો ડર છે, એ ઘરબાર વેચી અમારા જીલ્લામાંથી ચાલ્યા જાય!"

"દીધી નહિ? આટલી જબરજસ્ત ભીતિ હોવા છતાંય પણ ન દીધી?" ભારતી એકદમ ઉશ્કેરાઈ જઈ પથારીમાં બેઠી થઇ ગઈ-ને બોલી.

"નહિ. વળી એટલું જ નહિ પણ મોટાભાઇએ જ્યારે વ્યાકુળ

બની તીર, ધનુષ્ય અને બરછી બનાવી લીધા તો પત્તો લાગતા જ પોલીસ એ પણ એની પાસેથી ઝૂંટવી લઈ ગઈ."

"પછી શું થયું ?"

"એ પછીની ઘટના અત્યંત સંક્ષિપ્ત છે. એ મહિનાની અંદર સરદારે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી. આ વખતે એની પાસે વધુ એક બંદુક આવી ગઇ હતી. ઘરના બધાય લોકો ભાગી ગયા પણ મોટાભાઈને કોઇ ત્યાંથી ચસકાવી ન શક્યું. અંતે ડાકુઓની ગોળીથી જ એને પ્રાણ દેવો પડયો."

ભારતીનો ચહેરો સફેદ પુણી જેવો થઈ ગયો.

"પ્રાણ દેવો પડયો ? ' એ પાછી બોલી.

"હા. ગોળી વાગ્યા પછી ચારેક કલાક સુધી એ હોશમાં રહ્યો. ગામ આખું એકઠું થઈ હાહાકાર કરવા લાગ્યું. કોઈ ડાકુઓને ગાળો દેવા લાગ્યા તો કોઇ માજીસ્ટ્રેટને ભાંડવા લાગ્યા; પણ કોઇ તો ચૂપચાપ પડયો રહ્યો. ગામડું ગામ હતું, હોસ્પીટાલ દસ બાર માઈલ દૂર હતી; રાતનો વખત હતો. ડાકટર બેન્ડેજ બાંધવા આવ્યો પણ ભાઇએ એનાં હાથ હઠાવી દઇ કહ્યું. ' રહેવા દો, હું જીવવા માગતો નથી,' આટલું કહેતાં એ પાષાણ દેવતાનો કંઠસ્વર એકાએક કંપી ઉઠયો. ક્ષણભર મૌન રહીને એ પાછા કહેવા લાગ્યાઃ–" ભાઇ મને બહુજ પ્યાર કરતો હતો. મને રોતો જોઈ એણે એકવાર મારા તરફ જોયું; પછી ધીમેથી કહ્યું:–" છોકરીઓની માફક બધા બકરા મેંઢાના સૂરમાં સૂર મેળવી તું ન રો ભાઈ, પણ હા, રાજ્ય કરવાના લોભથી જે લોકોએ દેશમાં મનુષ્ય કહેરાવવા લાયક કોઈ પ્રાણી જ બાકી નથી રાખ્યું એને તું જીંદગીભર માફ ન કરતો. બસ આટલી જ વાત એણે કહી,–એથી વધુ એક શબ્દ પણ નહિ. ઘૃણાને લીધે એક અડધી ઉંહ, આહ સુદ્ધાં એના મોંમાંથી ન નીકળી, અને આ અભિશપ્ત પરાધીન દેશને છોડી એ હંમેશના માટે વિદાય થઇ ગયો.

ફક્ત હું જ જાણું છું ભારતી કે કેટલો મોટો વિશાળ હૃદયી એ દિવસે વિદાય થઈ ગયો ! ”

ભારતી ચૂપચાપ સ્થિર બેસી રહી. કોઇ સમયે કોઈ ગામડા-ગામમાં એક દુર્ઘટના થઇ ગઇ હતી એની આ એક સાધારણ કહાણી જ હતી ! ડાકુઓના પંજામાં ફસાઇ બે ચાર અજ્ઞાત અપ્રસિદ્ધ માણસોની જાન ચાલી ગઇ એજ ને ! દુનિયાના મોટા મોટા વિરોધના દુઃસહ દુઃખની પાસે આ શું ચીજ હતી ? એમ છતાંય એ ઘટના આ પાષાણ પર ન જાણે કેટલીયે ઊંડી રેખા કરી ગઇ હતી ! તુલના અને ગણનાની દ્રષ્ટિએ દુર્બળોના દુઃખના ઇતિહાસમાં હત્યાની આ નિષ્ઠુરતા બીલકુલ જ નાચીજ હતી. આ દેશમાં દરરોજ ન જાણે કેટલાયે માણસો ચોર ડાકુઓના હાથે મરતા રહ્યા છે પણ આ ઘટનામાં શું ફક્ત એટલી જ વાત હતી ? આ પત્થર શું આટલા જ આઘાતથી વિદીર્ણ થઇ શકે તેમ હતું ? ભારતીએ કાણી આંખે ડાકટરની તરફ તાકીને જોયું, અને વીજળીની રેખા અકસ્માત અંધકારને ચીરીને જેમ કોઇ અદ્રષ્ય વસ્તુને ખેંચી બહાર કાઢે છે એમ પત્થરના ચહેરા પર એને જાણે સંપૂર્ણ અજ્ઞાન રહસ્ય ઝડપથી દેખાઇ ગયું કે એની વેદનાના ઇતિહાસમાં મોત કોઇ ચીજ જ નથી, મોતે એને ચોટ નથી મારી, એના પર તો મર્મભેદી આઘાત કર્યો છે, એ બન્ને માણસોના મૃત્યુની અંદર છુપાયેલી હતી શૃંખલિત પદાનત સમસ્ત ભારતીઓની ઉપાયવિહીન અક્ષમતા ! પોતાના ભાઈની આસન્ન હત્યા રોકવાના અધિકારથી એ પણ વંચિત રહ્યો હતો ! એને અધિકાર હતો ફક્ત આંખો ખોલીને જોઈ રહેવાનો. ભારતીને એકદમ માલુમ પડયું કે આખીયે જાતિના આ દુઃસહ લાંછન અને અપમાનની ગ્લાનિએ જાણે એ પાષાણના ચહેરા પર નિબિડ નિચ્છિદ્ર શાહીનું પોતું માર્યું હતું.

ભારે વેદનાથી ભારતીના હૃદયની અંદર ઉથલપાથલ થઇ ગઇ.
“ ભાઇ ! ” ભારતી બોલી.

"મને બોલાવે છે?" ડાક્ટરે આશ્ચર્યની સાથે ડોક ઉંચી કરી પૂછ્યું.

"હા. વારૂ, શું અંગ્રેજો સાથે તમારી કદી યે સંધિ થઇ શકે તેમ નથી?"

"નહિ. મારાથી વધુ એનો શત્રુ બીજો કોઇ હોઇ શકે નહિ."

"તું કોની સાથે શત્રુતા કરી શકે છે, કોઇનું પણ અકલ્યાણ ઇચ્છી શકે છે, એની તો કલ્પના જ કરી શકતી નથી ભાઇ" ભારતી મનમાં ને મનમાં દુઃખિત થઇ બોલી.

ડાક્ટર થોડીક વાર સુધી ચૂપચાપ ભારતીના ચહેરા તરફ જોઇ રહ્યા.

"ભારતી, આ વાત તારા મોઢે સારી લાગે છે અને એ માટે હું તને આશિર્વાદ આપું છુંઃ તું સુખી થા" આટલું કહી ડાક્ટર હસી પડયા. પણ એ વાત ભારતી જાણતી હતી કે એ હસવાની કોઇ કિંમત જ થઇ શકતી ન હતી. સંભવ છે કે એ વળી કંઇક બીજું જ હોય. એનો અર્થ નક્કી કરવો વ્યર્થ હતો. એથી એ મૌન રહી. ડાક્ટર ધીરે ધીરે કહેવા લાગ્યાઃ–" આ વાત તું હમેશાં યાદ રાખજે ભારતી કે આપણો દેશ એના હાથમાં ચાલ્યો ગયો છે. ફક્ત એટલા માટે જ હું એનો શત્રુ નથી,–કોઇ દિવસ મુસલમાનોના હાથમાં પણ આ દેશ ચાલ્યો ગયો હતો, પરંતુ એટલા માટે જ કે સંપૂર્ણ મનુષ્યત્વનો આટલો મોટો પરમ શત્રુ કદાચ દુનિયામાં બીજો કોઇ નહિ હોય. સ્વાર્થ માટે ધીમે ધીમે મનુષ્યને અમનુષ્ય બનાવી દેવા એ એના મજ્જાગત સંસ્કાર છે, એ જ એ લોકોનો રોજગાર છે, એ જ એ લોકોનું મૂળધન! જો બની શકે તો દેશના મનુષ્ય માત્રને આ સત્ય શિખવાડી દેવું."

નીચેની ઘડીયાળમાં ટનટન કરી ચાર વાગી ગયા. સામેના ખુલ્લા જંગલની બહાર પાછલી રાતનો અંધકાર છવાઇ ગયો હતો.

એની તરફ નિર્મેષ દ્રષ્ટિથી જોતી ભારતી સ્તબ્ધ બની બેસી કોણ જાણે શું શું વિચાર કરી રહી હતી. પરંતુ એક સંપૂર્ણ જાતિની વિરૂદ્ધ આવડા મોટા આરોપને સાચો સમજી એના પર વિશ્વાસ કરવાની એનાથી પ્રવૃત્તિ થઇ નહિ.



## ૨

કાલે રાતભર ભારતીને ઉંઘ આવી ન હતી. આજે દિવસે એનું શરીર અને મન પણ ઠીક ન હતું, એથી એ આજે જરા જલ્દી જલ્દી ખાવા પીવાનું પૂરૂ કરી નાખી સુઈ જવાનો વિચાર કરતી હતી. આટલા માટે એણે સાંજથી જ રસોઈ બનાવવી શરૂ કરી દીધી હતી. એટલામાં એના દળના એક માણસે આવી એના હાથમાં એક ચીઠી આપી. એ સુમિત્રાની ચિઠ્ઠી હતી. એણે ફકત એકજ લાઇન લખીને ભારતીને બોલાવી હતી કે જેવી હાલતમાં હો અને જરૂરીમાં જરૂરી કામ હોય એ છોડીને જલ્દી આ માણસ સાથે ચાલી આવજે.

સુમિત્રાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય તેમ ન હતું. ભારતી ભારે આશ્ચર્યમાં પડી ગઈ.

"એને અચાનક કોઈ તકલીફ થઈ ગઈ છે શું?" ભારતીએ આગંતુકને પૂછ્યું.

"નહિ." ઉત્તરમાં એણે કહ્યું.

નીચે ઉતરીને જોયું તો બારણા સામેજ જુની અને જાણીતી ભાડુતી ગાડી ઉભી હતી. ફક્ત એનો હાંકનારો બદલાયેલો હતો. એને જોતાં એમ નહોતું જણાતું કે ગાડી ચલાવવી એ એનો ધંધો હતો. વળી ગાડી વગર સુમિત્રાના ઘરે જવામાં ત્રણ મિનીટજ લાગતી

હતી તો ગાડી શા માટે મોકલી? એણે બહુજ આશ્ચર્ય પામી પૂછ્યું:—"વાત શું છે હીરાસિંહ? સુમિત્રા ક્યાં છે?"

આ હીરાસિંહ એની સમિતિનો સભ્ય ન હોવા છતાંય અત્યંત વિશ્વાસસપાત્ર હતો. એ પંજાબી સિખ હતો. પહેલા હોંગકોંગમાં પોલીસની નોકરી કરતો હતો. હમણા રંગુનમાં આવી ટેલિગ્રાફ ઓફીસમાં તાર વહેંચવાનું કામ કરતો હતો. એણે ચૂપકીથી કહ્યું: "લગભગ ચાર માઈલ દૂર બહુજ ગુપ્ત અને બહુજ જરૂરી સભા ભરાણી છે, ત્યાં આપને જવાનું છે." ભારતીએ પછી વધુ ન પૂછ્યું. એ અંધારામાં ગાડીની બારીઓ બંધ કરી અંદર બેસી ગઈ. ગાડી ચાલવા લાગી અને હીરાસિંહ સરકારી ટેલિગ્રામ બોયના પોશાકમાં સરકારી સાઈકલ પર સવાર થઈ બીજે રસ્તે ચાલ્યો ગયો. રસ્તામાં કેટલીયે વાર ભારતીના મનમાં આવ્યું કે ગાડી પાછી ફેરવી રિવોલ્વર સાથે લઈ લઉં પણ મોડું થવાના ડરથી એ એમ કરી ન શકી. શસ્ત્રહીન, અરક્ષિત અવસ્થામાં જ એને અનિશ્ચિત સ્થાન માટે રવાના થવું પડયું. ગાડી બહુ જ ફરી ફરીને જઈ રહી હતી એ વાત ભારતી અંદર બેઠા બેઠા પણ સમજી ગઈ અને થોડાજ વખત પછી રસ્તાની અસમતલતા અને અસંસ્કૃત દુરવસ્થાનો પણ એને પત્તો લાગી ગયો. એ એ પણ સમજી ગઈ કે ગાડી શહેર છોડી બહાર ચાલી રહી હતી, પણ ક્યાં જઈ રહી હતી એ વાતનો એને જરા પણ પત્તો લાગ્યો નહિ. પાસે ઘડીયાળ પણ ન હતી. રાતના લગભગ દસ સાડાદસ વાગી ગયા હશે કે ગાડી એક બગીચામાં જઈ ઉભી રહી ગઈ. હીરાસિંહ પણ ત્યાં પહોંચી ગયો હતો. એણે ગાડીનું બારણું ખોલી દીધું. માથા ઉપર મોટા મોટા ઝાડ છવાયેલા હતા, એથી અંધકાર એવો દુર્ભેદ્ય થઇ ગયો હતો કે પોતાનો હાથ સુદ્ધાં દેખાતો ન હતો. નીચે ચારે કોર ઉંચું અને ગાઢું ઘાસ ઉગેલું ઉભું હતું. એની વચ્ચે થઈ એક નાની પગ કેડી દેખાઈ રહી હતી. એ ભયંકર રસ્તામાં હીરાસિંહ પોતાની સાઇકલની નાનીશી બત્તી દેખાડતો

આગળ ચાલવા લાગ્યો. જતાં જતાં ભારતીનું મન હજારોવાર કહેવા લાગ્યું કે 'સારું નથી કર્યું', આ ભયાનક જગ્યામાં આવવામાં સારું નથી કર્યું.'

થોડીવાર પછી એ બન્ને એક ભાંગ્યા તૂટયા ખંડિયેરમાં જઇ પહોંચ્યા. અંધારામાં એનો આભાસ માત્ર આવતાં જ ભારતી સમજી ગઈ કે આ ઘણા દિવસોથી છોડી દેવાયેલું કોઇ 'ચાઇંગ' છે. કોઇ પ્રાચીન કાળમાં બૌદ્ધ શ્રમણ અહિંયા રહેતા હતા. આસપાસ કોઇ વસ્તી ન હતી.

આટલું મોટું મકાન હતું પણ ક્યાંય જરાપણ પ્રકાશ ન હતો, માણસ ન હતું, માણસનું ચિહ્ન સુદ્ધાં ન હતું. બારસાખ અને સાંકળ નકુચા પણ ચોર ચોરી ગયા હતા. સામેના ઘરમાં દાખલ થતાં જ ચામાચિડીયા અને ઉંદરોની બદબોથી ભારતીનો દમ અટકી ગયો. એ વચ્ચે થઈને રસ્તો હતો. કોણ જાણે ત્યાં કેટલાયે ઝેરી સાપ અને વીંછી હશે !

મોટા જબરદસ્ત હોલના એક ખુણામાં ઉપર જવાની સીડી હતી. એ લાકડાની હતી અને એમાં વચ્ચે વચ્ચે પગથિયા તૂટી ગયેલા હતા. આમ હોવાથી ભારતી હીરાસિંહનો હાથ પકડી ઉપર ચડી ગઇ અને સામેની ગેલેરી વટાવી ભારે મુશ્કેલીથી નિર્દિષ્ટ સ્થાન પર જઇ પહોંચી. ઓરડામાં એક ચટાઈ પાથરેલી હતી. એક તરફ બે મીણબત્તીઓ બળી રહી હતી. એની પાસે સભાનેત્રીના આસન પર સુમિત્રા બેઠી હતી. બીજી તરફ ડાકટર બેઠા હતા. એમણે સ્નેહભર્યા સ્વરે બોલવતા કહ્યું:–"આવો ભારતી, મારી પાસે આવી બેસો."

અજ્ઞાત આશંકાથી ભારતીની છાતી જોરથી ધડકવા લાગી. એના મોંમાંથી કોઈ અવાજ ન નીકળ્યો. એ જલ્દીથી ડાક્ટરની

પાસે જઈબેસી ગઈ. ભારતીના ખભા પર પોતાનો ડાબો હાથ રાખી ડાકટરે જાણે એને નિરવ ભાષામાં ભરોંસો દીધો. હીરાસિંહ અંદર આવ્યો નહિ, બારણા બહાર જ ઉભો રહ્યો. ભારતીએ ચારે બાજુ નજર ફેરવી જોયું કે જે લોકો ત્યાં બેઠા હતા એમાંથી પાંચ છ જનોને એ બિલકુલ જ ઓળખી ન હતી. પરિચિતોમાંથી ત્યાં ફકત ચાર જણા જ—ડાકટર, સુમિત્રા, તલવરકર અને કૃષ્ણ અય્યર હતા. સૌથી પહેલાં એક ભીષણ આકૃતિના માણુસ પર એની દ્રષ્ટિ પડી. એણે ગેરૂ રંગનો ઝભ્ભો પહેર્યો હતો. માથા પર એજ રંગનો સાફો બાંધ્યો હતો. મોટા હાંડલા જેવો ગોળ ચહેરો અને શરીર ગેંડા જેવું સ્થૂળ, માંસલ અને કર્કશ હતું. ફાટી ખરાબ આંખો હતી. એના ઉપર ભવાંનું ચિહ્‌ન સુદ્ધાં ન હતું. દૂરથી એક એક વાળ ગણી શકાય એવી શાહુડીના શિશોળીઆ જેવી ઉંચી મૂંછ હતી, રંગ તાંબાના જેવો હતો. એને જોતાં જ જણાઈ આવતું હતું કે એ કોઈ અનાર્ય મંગોલીયન હતો. એ બીભત્સ ભયાનક માણુસની તરફ ભારતીએ બરોબર આંખ ઉંચી કરીને જોયું પણ નહિ. બેએક મિનિટ સુધી આખો યે ઓરડો એકવાર સ્તબ્ધ–સ્થિર થઈ ગયો.

"ભારતી, હું તારા મનનો ભાવ જાણું છું. એથી જ મારી ઇચ્છા નહોતી કે તને અહિંયા બોલાવી દુઃખ દેવું. પણ ડાકટરે કોઈનું માન્યું જ નહિ. અપૂર્વબાબુએ શું કર્યું છે એ તું જાણે છે?" સુમિત્રાએ ભારતી તરફ લક્ષ્ય આપી કહ્યું.

ભારતીના હૃદયના એક ખુણામાં એવી જ કોઈ વાત દિનભર કાંટાની માફક ખુંચી રહી હતી. એનું ગળું સુકાઇ ગયું અને ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો. એ કાંઈ બોલ્યા વગર ચૂપચાપ જ દેખતી રહી.

"બોથા કંપનીએ રામદાસને આજે ડિસમિસ કરી દીધેલ છે.

અપૂર્વની પણ એજ દશા થાત પણ પોલીસ કમીશ્નરની સમક્ષ આપણી બધીયે વાતો કહી દેવાથી એની નોકરી બચી ગઈ છે. મામુલી પગાર તો ન હો, કદાચ પાંચસેંહ રૂપીયાનો હશે." સુમિત્રાએ કહ્યું.

"હા." રામદાસે ડોકું હલાવી કહ્યું.

"ફક્ત એટલું જ નથી. પથેર દાબી સમિતિ એક વિદ્રોહી મંડળી છે અને આપણે લોકો છુપાવીને પિસ્તોલ વગેરે રાખીએ છીએ એ બધી વાતો પણ એણે છુપાવી નથી. એની સજા શું થવી જોઈએ ભારતી?"

"ડેથ–મોત!" પેલો ભીષણ આકૃતિનો માણસ ગરજી ઉઠયો.

હવે ભારતીએ આંખો ઉંચી કરી એના તરફ જોયું અને એ એકીટસે જોઇ જ રહી.

"ડાકટર જ સવ્યસાચી છે એ ખબર એને પડી ગઇ છે. અપૂર્વબાબુએ એ પણ બતાવી દીધું કે હોટલની ફલાણી કોટડીમાં એને પકડી શકાય તેમ છે. ત્યાં સુધી કે બે સાલ પહેલાં હું પોલિટિકલ અપરાધમાં સજા ભોગવી ચૂકયો છું એ પણ એણે કહી દીધું છે!" રામદાસે કહ્યું.

"ભારતી, તું જાણે છે કે ડાકટર પકડાઈ ગયા તો એનું શું પરિણામ આવશે? ફાંસી! ફાંસીથી કદાચ બચી પણ જાય તો ટ્રાન્સપોર્ટેશન–દેશનિકાલ તો જરૂર થશે. જેન્ટલમેન, આપ લોક આ અપરાધીને શું સજા ફરમાવવા અભિપ્રાય ધરાવો છો?"

"ડેથ!" બધાય એકી સાથે બોલી ઉઠયાં.

"ભારતી તારે કાંઈ કહેવું છે?"

ભારતીના મોંમાંથી કોઇ શબ્દ ન નીકળ્યો. એણે ફકત માથું હલાવી બતાવ્યું કે મારે કાંઈ નથી કહેવું.

પેલો ભયાનક માણુસ હવે બંગાળીમાં વાત કરવા લાગ્યો. એના ઉચ્ચારથી માલુમ પડતું હતું કે એ ચટગાંવ તરફનો હતો.

" એક્ઝીક્યુશનનો—મૃત્યુદંડની સજાનો અમલ કરવાનો ભાર હું મારા માથે લઉં છું. પરંતુ હું બંદુક–સંદુક, છુરી–બુરીથી કામ નથી લેતો. આ મારી બંદૂક છે, અને આ મારો છુરો છે!" એમ કહી એ ભયાનક માણુસે પોતાનો વાઘના જેવો પંજો ઉંચો કર્યો.

" આ બાગના ઉત્તર ભાગના ખૂણામાં એક અંધારીઓ કુવો છે. એને જરા વધુ માટી નાખીને ઉપરથી સુકા ડાળપાંદડાઓથી એકદમ ચોરસ કરી દેવો પડશે. બદબો ન નીકળે " કૃષ્ણુ અય્યરે બારણા તરફ જોઈ હીરાસિંહને કહ્યું.

"કોઈ જાતની ખામી નહિ રહે." હીરાસિંહે માથું હલાવી કહ્યું.

" બાબુ સાહેબને બોલાવી હવે સજા સંભળાવી દેવી જોઈએ " તલવરકરે કહ્યું.

એકત્રિત જ્યુરીની સહાયતાથી અપૂર્વના અપરાધનો વિચાર પાંચેક મિનિટમાં પૂરો થઈ ગયો. વિચાર કરવાની રીત જેવી સંક્ષિપ્ત હતી એવી જ એ સ્પષ્ટ પણ હતી. એમાં સમજવામાં ન આવે એવું કાંઇ ન હતું. ભારતીએ બધુય સાંભળ્યું પરંતુ એના કાન અને બુદ્ધિના વચ્ચે એક એવી દુર્ભેદ્ય દીવાલ ઉભી થઇ ગઇ હતી કે એને ભેદી બહારની ચીજ અંદર પહોંચી જ શકી નહિ. એથી શરૂથી આખર સુધી જે કોઇ વાત કહેતું હતું, એના મોં તરફ વ્યાકુળ, જીજ્ઞાસુ દ્રષ્ટિથી મૂઢની માફક જોવા લાગતી હતી ફકત એટલું જ એના સમજવામાં આવ્યું કે અપૂર્વે ભારે અપરાધ કર્યો છે અને આ બધાય તેને મારી નાખવાને તૈયાર બેઠા છે. આ દેશમાં તેનું જીવન સંકટમાં છે અને એ સંકટ આટલી હદ સુધી પહોંચ્યું છે એ વાતની એને શુદ્ધિ ન હતી. સુમિત્રાનો ઇશારો થતાં એક માણુસ ઉઠીને બહાર ચાલ્યો ગયો અને બે જ મિનિટ પછી જે દશ્ય

ભારતીની સામે ખડું થયું એ અત્યંત ભીષણ દુઃસ્વપ્નમાં પણ ન આવી શકે એવું હતું એ માણસ અપૂર્વને લઈ એ ઓરડામાં દાખલ થયો, તેના બન્ને હાથ પાછળથી મજબૂત રસ્સીથી બાંધેલા હતા અને કમરે એક ભારે વજનદાર પત્થર લટકી રહ્યો હતો. આ દેખતાં જ ભારતી બેહોશ બની ડાક્ટર પર ઢળી પડી, પણ બધાયની દ્રષ્ટિ અપૂર્વ તરફ હતી, એથી ફક્ત એકના સિવાય કોઈને એ વાત માલુમ ન પડી.

ભારતીના આવ્યા પહેલાં જ અપૂર્વનો એકરાર લઇ લેવામાં આવ્યો હતો. તેણે કોઈ પણ વાતનો અસ્વીકાર કર્યો ન હતો. ઓફીસના મોટા સાહેબ અને પોલીસના મોટા સાહેબ બન્નેએ મળીને પોતાની પાસેથી બધીયે વાત જાણી લીધી છે પરંતુ તેણે આ દળ અને દેશ સાથે આટલી મોટી શત્રુતા શા માટે કરી એ વાત તે હજુ પણ જાણતો ન હતો.

આજે દિવસના દસ વાગ્યા પહેલાં જ રામદાસે આ સમાચાર સુમિત્રાને સંભળાવી દીધા હતા. સજા નક્કી થઇ ગઈ અને કઇ રીતે અપૂર્વને અહિંયા લાવ્યા એનું સંક્ષિપ્ત વર્ણન આ પ્રકારે હતું :—

ઑફીસ બંધ થયા પછી અપૂર્વને પગપાળે ઘરે જવાની હિંમત ન થાય એ વાતનું અનુમાન કરી આ લોકોએ ભાડાની ગાડી હીરાસિંહની મદદથી ઓફીસના ગેટ પાસે ઉભી રાખી દીધી અને આ જાળમાં અપૂર્વ આસાનીથી ફસાઈ ગયો. થોડેક દૂર ગયા પછી ગાડીવાને કહ્યું કે એક ભારે રોલર તૂટી જવાથી આગળનો રસ્તો બંધ છે એટલે ફરીને જવું પડશે. અપૂર્વે એ કબુલ કરી લીધું. એ પછી તે લગભગ અન્યમનસ્ક જેવો થઈ ગયો અને જ્યારે કલાક પછી એને હોશ આવ્યા તો જોયું કે હીરાસિંહ ગાડીની અંદર દાખલ થઇ ગયો હતો અને પિસ્તોલ બતાવી તેને ક્યાંક લઈ જઈ રહ્યો હતો.

"અપૂર્વબાબુ, અમે લોકોએ આપને ડેથ સેન્ટન્સ–મોતની સજા કરી છે. આપને કંઈ કહેવું છે?" સુમિત્રાએ પુછયું.

અપૂર્વે માથું હલાવી કહ્યું "નહિ." પરંતુ તેનું મોં જોવાથી માલુમ પડતું હતું કે તે કંઈ પણ સમજ્યો ન હતો.

ડાકટર અત્યાર સુધી કાંઈ પણ બોલ્યા ન હતા. પાછળ જોઈ બોલ્યા:–"હીરાસિંહ, તમારી પિસ્તોલ ક્યાં છે?"

હીરાસિંહે સુમિત્રાની તરફ ઇશારો કર્યો. ડાકટરે હાથ લાંબો કરી કહ્યું:–"પિસ્તોલ જોઉં, સુમિત્રા?"

સુમિત્રાએ બેલ્ટમાંથી પિસ્તોલ કાઢી ડાકટરના હાથમાં દઈ દીધી.

"બીજા કોની કોની પાસે પિસ્તોલ કે રિવોલ્વર છે?" ડાકટરે પૂછયું.

કોઇની પાસે નથી એ વાત સર્વેએ કહી દીધી.

"સુમિત્રા, તમે કહ્યું કે અમે લોકોએ ડેથ સેન્ટન્સ દીધું છે, પણ ભારતીએ તો નથી દીધું?" સુમિત્રાની પિસ્તોલ પોતાના ખિસ્સામાં રાખી ડાકટરે જરા હસીને કહ્યું.

"ભારતી દઇ શકે નહિ." સુમિત્રાએ ક્ષણભર ભારતીના મોં તરફ જોઇ દ્રઢ સ્વરે કહ્યું.

ભારતીના મોંમાંથી વાત ન નીકળી. આ કઠોર પ્રશ્નના ઉત્તરમાં એણે ફકત તમ્મર ખાઇ આંખો મીંચી ડાકટરના ખોળામાં પોતાનું મોં છુપાવી દીધું.

"અપૂર્વબાબુએ જે કરી નાખ્યું છે એ તો સુધરી શકે તેમ નથી, એનું પરિણામ આપણને ભોગવવું જ પડશે, પછી સજા કરો કે ન કરો. પણ મારું કહેવું છે કે એની જરૂર નથી;–ભારતી પર એનો ભાર રહ્યો કે આ કમજોર માણસને જરા મજબૂત કરી

દે, કેમ શું કહો છો સુમિત્રા ?" ડાક્ટરે એના માથા પર હાથ રાખી કહ્યું.

"નહિ" સુમિત્રાએ કહ્યું.

"નહિ" બધાય એક સાથે બોલ્યા.

પેલો કુદર્શન માણસ સૌથી વધુ ઉછળ્યો. એણે પોતાના બન્ને પંજા ઊંચા કરી ભારતીના તરફ ઇશારત કરી કોઈ વાત કહી નાખી જે સ્પષ્ટ સંભળાઇ નહિ

"અમારા બધાનો મત એક છે. આટલા મોટા અન્યાયને ઢાંકી દેવાથી અમારા લોકોનું બધુંય કામ ધૂળ મળી જશે." સુમિત્રાએ કઠોર સ્વરે કહ્યું.

"ધૂળ મળી જાય તો એનો ઉપાય શું છે ?" ડાક્ટરે કહ્યું.

સુમિત્રાની સાથેજ પાંચ સાત જણાઓ ગરજી ઉઠયાઃ—"ઉપાય શું છે ? દેશના માટે, સ્વાધીનતાને માટે અમે લોકો બીજી કોઇ વાત નહિ માનીએ, આપની એકલાની વાતથી કંઇ થઇ શકશે નહિ."

ગર્જના બંધ થયા પછી ડાકટરે ઉત્તર દીધો આ વખતે એનો સ્વર આશ્ચર્યજનક રીતે શાંત અને નરમ સંભળાયો. એમાં ઉત્સાહ કે ઉત્તેજનાની ઝાંખ સરખે ન હતી. એણે કહ્યું "સુમિત્રા, વિદ્રોહને ઢાંકી ન દો. પણ તમે લોકો જાણો છો કે મારા એકલાનો મત તમો એક સો માણસોથી પણ અધિક કઠોર છે." વળી એ ભયાનક માણસને સંબોધીને એણે કહ્યું :—"બિરજુ, તારી ઉદ્દન્ડતાના કારણે તેં એકવાર મને બટેવિયામાં દંડ દેવા માટે ઉશ્કેર્યો હતો. હવે બીજીવાર ઉશ્કેર નહિ."

ભારતીએ માથું ઊંચું ન કર્યું. હજુ એ જેમની તેમ પડી હતી અને એનું આખુંયે શરીર કંપી રહ્યું હતું. એની પીઠ પર સ્નેહપૂર્ણ હાથ ફેરવતા ફેરવતા ડાકટરે ઉપર માફક સ્વાભાવિક કંઠે કહ્યું:—"ડર નહિ ભારતી, અપૂર્વને હું અભય દઉં છું."

ભારતીએ માથું ઉંચુ ન કર્યું તેમ એને પુરો ભરોંસો પણ ન થયો. એણે ડાકટરના જમણા હાથની પાતળી પાતળી લાંબી આંગળીઓ પોતાની મુઠ્ઠીમાં દબાવી ધીરેથી કહ્યું:–" પણ આ લોકોએ તો અભય નથી દીધું ?"

" આસાનીથી દેશે પણ નહિ. પણ તેઓ એ વાત સમજે છે કે હું જેને અભય દઉં છું એને અડકી શકાતું પણ નથી." ડાકટરે જરા હસીને કહેવા માંડ્યું. " સારી રીતે સુવાનું નથી મળતું ભારતી ! કોઈ કોઈ વખત અડધું પેટ ભરીનેય દિવસ વીતાવવો પડે છે. એમ છતાંય આ લોક જાણે છે કે આ દુબળી પાતળી આંગળીઓને દબાવવાથી આજ પણ બિરજુના એટલા મોટા વાઘના પંજા કચરી શકાય છે ! કેમ બિરજુ બરોબર છે ને ?"

ચટર્જીવનો મંગોલિયન ચહેરો અધિક કાળો મશ થઇ ચૂપ થઇ ગયો.

" પરંતુ અપૂર્વ અહિંયા રહેશે નહિ. દેશ ચાલ્યો જશે. અપૂર્વ ટ્રેઇટર–દેશદ્રોહી નથી. પોતાના દેશને તે સંપૂર્ણ હૃદયથી ચાહે છે, પણ અધિકાંશ,–ખેર જવા દો, મારી પોતાની જાતિની નિંદા નહિ કરું,–પણ એ ભારે કમજોર જાત છે. અપૂર્વને મજબુત બનાવવાનો ભાર તને આપ્યો છે ભારતી, પણ મને ઉમેદ નથી. ઘર જઈ તેને આજની વાત, તારી વાત,–કંઇ પણ ભૂલવામાં લાંબો સમય નહિ લાગે. ખેર, એ પછીની વાત છે. અત્યારે તો અમે લોક સભાનેત્રીને અનુરોધ કરી શકીએ છીએ કે આજની આ સભા બરખાસ્ત કરી દે." એમ કહી એણે સુમિત્રા તરફ જોયું.

સુમિત્રા ડાક્ટર સાથે કદી 'તમે' અને કદી 'આપ' કહીને સન્માનપૂર્વક વાતચીત કર્યા કરતી હતી અત્યારે પણ એજ રીતે બોલી:–' બહુમતિનો મત જ્યાં એક વ્યક્તિના શારીરિક બળથી પરાજીત થાય છે, એને પછી ગમે એ કહો પણ સભા તો કહી

શકાય નહિ, પણ આપને જો આવું નાટકજ ભજવવું હતું તો પહેલાંથી વાત જતી કેમ ન કરી ?"

"નાટક ન ભજવાયું હોત તો સારૂં હતું, પણ અવસ્થા વિશેષના કારણે જો નાટક ભજવાઈ ગયું તો પણ સુમિત્રા એટલું તો તમો લોકોને પણ માનવું જ પડશે કે અભિનય સારો જ થયો છે" ડાકટરે કહ્યું.

"મારી તો ધારણા જ ન હતી કે આમ બનશે?" રામદાસે કહ્યું.

"મિત્રતા જેવી ચીજ આટલી ક્ષણભંગુર છે એ વાતની પણ તને ધારણા હતી તલવરકર? પરંતુ એમ છતાંય આવું સત્ય સંસારમાં દુર્લભ જ સમજો." ડાકટરે કહ્યું.

"અમારા લોકોની બર્માની એકટીવિટી–ક્રિયાશીલતા જતી રહી. હવે અહિંયાથી ભાગવું પડશે" કૃષ્ણ અય્યરે કહ્યું.

"હા, ભાગવું તો પડશે જ. પરંતુ સમય અનુસાર સ્થાન છોડી દેવું અને એકટીવિટી છોડી દેવી, એ બન્ને એક વાત નથી અય્યર ! કદાચ કયાંય વધુ વખત સુધી બેસવાની જગ્યા ન મળે તો એની ફરિયાદ કરવી આપણા લોકો માટે શોભાસ્પદ નથી." કહી એ ભારતીને ઇશારો કરી ઉઠી ઉભો થયો અને બોલ્યોઃ–"હીરાસિંહ, અપૂર્વબાબુને છોડી દો. ચાલો ભારતી, તમને સુરક્ષિત પહોંચાડી દઉં."

હીરાસિંહ આદેશ પાલન કરવા આગળ વધતો હતો ત્યાં સુમિત્રાએ કઠોર સ્વરમાં કહ્યું:–"નાટકના અંતિમ દ્રષ્યમાં તાલીઓ પાડવાનું મન થાય છે પણ એ કોઇ નવી વાત નથી. આવી વાત નાનપણમાં કદાચ કોઇ નવલકથામાં વાંચી હતી. પણ આમાં જરાશી ઉણપ રહી ગઇ. યુગલ મિલન આપણી સામે જ થઇ જાત નાટકમાં કયાંય કોઈ ત્રુટી રહી ન જાત કેમ, બરોબર છે ને ભારતી ?"

ભારતી શરમની મારી વાંકી વળી ગઇ.

"શરમાવાની એમાં કોઇ વાત નથી ભારતી. ઊલટો હું તો ઇચ્છું છું કે નાટક સમાપ્ત કરવાના અધિકારવાળો જે માલિક છે એ કોઇ દિવસ એમાં જરા પણ કયાંય કોઇ ત્રુટી નહિં રાખે." વળી પાછા ખિસ્સામાંથી સુમિત્રાની પિસ્તોલ કાઢી એની પાસે રાખતા એ બોલ્યાઃ–"હું આમને પહોંચાડી દેવા જાઉં છું; પણ ડરની વાત નથી. મારી પાસે પણ એક છે." એ પછી વ્રજેન્દ્રની તરફ કાણી આંખે જોતાં કહ્યું–"તમે લોક મજાકમાં કહ્યા કરો છો કે મને ઘુવડની માફક અંધારામાં દેખાય છે, એ આજે કોઇ ભૂલી ન જાતા!" આટલું કહી એ એક ગૂઢ અને ભયંકર ઇશારો કરી ભારતી અને અપૂર્વને પોતાની સાથે લઇ જવાને તૈયાર થઇ ગયા.

"શું ફાંસીની દોરી પોતાના જ હાથે પોતાના ગળામાં નાખ્યા વગર કામ ચાલી શકત નહિ." સુમિત્રા અકસ્માત ઊભી થઇને બોલી.

"એક મામુલી દોરીથી ડરવાથી શું કામ થશે સુમિત્રા?" ડાકટરે હસતાં કહ્યું.

કોઇ કામમાં પડતાં રોકવાને આ માણસને મોતનો ડર દેખાડવો એ કેટલી બેવકૂફી છે એ વાતનો ખ્યાલ કરીને સુમિત્રા પોતેય શરમિન્દી થઇ ગઇ.

"આ તો બધું વેરણ સેરણ થઇ ગયું. પણ હવે પાછા કયારે મળશો?" સુમિત્રાએ વ્યાકુળ કંઠે પૂછ્યું.

"જરૂર પડશે ત્યારે?"

"એ જરૂર શું હજુ નથી પડી?"

"પડી હશે તો જરૂર મળીશ."

આટલું કહી એ અપૂર્વ અને ભારતીને સાથે લઇ હોંશિયારીથી નીચે ઉતરી ગયા.

જે ગાડીમાં ભારતી આવી હતી એ હજુ સુધી ઉભી હતી. ગાડીવાનને ઉંઘમાંથી જગાડી એમાં ત્રણે જણા બેઠા અને ચાલ્યા ગયા.

"ભાઇ, આપણે ક્યાં જઇએ છીએ ?" લાંબા વખતની નીરવતાનો ભંગ કરી ભારતીએ પુછ્યું.

"અપૂર્વના ઘરે" આટલું કહી ડાક્ટરે બારીમાંથી મોં કાઢી બહાર અંધકાર તરફ જેટલે દૂર દ્રષ્ટિ જઇ શકતી હતી એટલે દૂર જોઇ સ્થિર થઇ બેસી ગયા. બે માઇલ લગભગ ચાલ્યા પછી ગાડીને ઉભી રખાવી ડાક્ટર ઉતરવાને તૈયાર થયા એટલે ભારતીએ આશ્ચર્યચકિત બની પૂછ્યું:–"અહીંયા કેમ ?"

"હવે પાછો ફરીશ. એ બેસી રાહ જોઇ રહ્યા હશે,–કંઇક ફેંસલો તો થઇ જવો જોઇએને ?"

"ફેંસલો ?" ભારતીએ વ્યાકુળ થઇ એનો હાથ પકડી કહ્યું. "એ નહિ, કદીયે નહિ બને. તમે મારી સાથે ચાલો." વાત મોંમાંથી નીકળ્યા પછી એ સુમિત્રાની માફક ચૂપ થઇ ગઇ; ડાક્ટરને દુનિયામાં કોઇનો એવો ડર ન હતો કે જે એને રોકી શકે. આમ છતાં ય ભારતીએ પકડેલો હાથ એમનાથી છોડી શકાયો નહિ.

"પણ તારી મને બહુ જ જરૂર છે. ભાઇ !" ભારતીએ ધીરેથી કહ્યું.

"એ મને માલુમ છે. અપૂર્વબાબુ, આપ શું પરમ દિવસે સ્ટીમરમાં ઘરે નહિ જઇ શકો ?"

"જઇ શકીશ."

"ભાઈ, હજુ મારે એકવાર ઘરે જવું પડશે."

"જરૂર નથી. તારા કાગળો, તારી સમિતિનું રજીસ્ટર, તારી

પિસ્તોલ, કારતુસ, સર્વ કાંઈ અત્યાર પહેલાં નવતારાએ આલું પાછું કરી નાંખ્યું હશેઃ સવારના પહોરમાં પોલીસ ધાડ પાડશે અને બધી તપાસ કરશે,—અતુલ જાતે જ આવશે, એની દેશી દારૂની બાટલી અને એ તૂટી ફૂટી પેટી–અપૂર્વબાબુ, આપનો એ પેટી પર કંઇ દાવો છે નહિ ?" આટલું કહી એ જરા હસી પડયા, પાછા બોલ્યા:– "એ સિવાય બીજું કાંઇ પોલીસના હાથમાં નહિ આવે. કાલે નવ દસ વાગે લગભગ પાછા ફરી, રસોઇ બસોઇ બનાવી, ખાઈ પી તને જરા સુવાની ફુરસદ પણ મળી જશે ભારતી. રાતના બે ત્રણ વાગે લગભગ હું પાછો મળીશ,—કંઈક ખાવાપીવાનું રાખજે વારૂ."

ભારતી દંગ થઈ ગઇ. મનમાં ને મનમાં કહેવા લાગી—આ પ્રમાણે અત્યંત જાગૃત રહ્યા વિના શું કોઇ આ મરણ યજ્ઞમાં કૂદી શકે છે ? એ મોઢેથી બોલીઃ—"તમારી નજર કદીયે ચૂકતી નથી. તમે બધાયની ભલાઇ બુરાઈની ફિકર રાખો છો. દુનિયામાં મારે આપને કહેવાનું કાંઈ નથી. આપની પથેર દાબી સમિતિમાંથી મને રજા ન દેતા ભાઈ."

"ભગવાનના કામથી કોઇને રજા દેવાનો અધિકાર કોઇને પણ નથી પણ એની રીત તારે બદલી લેવી પડશે." અંધારામાં ડાક્ટરે વારંવાર માથું હલાવી કહ્યું.

"તમે બદલી દેજો !"

ડાક્ટરે આ વાતનો કોઈ જવાબ ન દીધો; પણ એકાએક વ્યગ્ર થઈ કહ્યું:—"ભારતી, હવે મને વખત નથી, હું જાઉં છું."

આટલું કહી એ બીજી જ ક્ષણે અંધકારમાં અદૃશ્ય થઇ ગયા.

## ૩

ગાડી જેવી ચાલવા માંડી કે ભારતીએ અપૂર્વના ઘરનો પત્તો બતાવવા માટે બારીમાંથી મોં બહાર કાઢી ગાડીવાનને કહ્યું:– "જુઓ ગાડીવાન, ત્રીસ નંબર–"

"આઈ નો, આઈ નો (હું જાણું છું, હું જાણું છું.)" ભારતીનું બોલવું પુરું થાય એ પહેલાં જ ગાડીવાને કહી દીધું.

ગાડી નાની હોવાથી બન્ને જણા સંકડાઇને બેઠા હતા. ગાડીવાનના મોંથી અંગ્રેજી સાંભળી અપૂર્વનું આખુંયે અંગ ધ્રુજી ઉઠયું અને ભારતીએ એનો સ્પષ્ટ અનુભવ કર્યો, એ પછી લગભગ કલાક સુધી ગાડી ધ ડ ડ ધ ડ ડ ડ ચાલતી જ રહી પણ બન્ને વચ્ચે કોઈ વાતચીત ન થઇ. અંધકારમય નિરતબ્ધ રાત્રિમાં ગાડીના પૈડા અને સડકના કાંકરાના સંઘર્ષણથી જે કઠોર અવાજ થવા લાગ્યો એથી અપૂર્વના રૂંવાડા ઉભાં થઇ જવા લાગ્યાં અને ડરવા લાગ્યો કે આસપાસના લોકોની ઉંઘ ઉડી ગયા વગર રહેશે નહિ.

ગાડી આવીને અપૂર્વના ઘરના દરવાજા સામે ઉભી રહી. ભારતીએ અંદરથી ગાડીનું બારણું ખોલી અપૂર્વને ઉતરવાનો ઇશારો કર્યો અને પછી પોતે પણ તેની પાછળ પાછળ ઉતરી પડી.

"કેટલું ભાડું થયું!" એણે મુલાયમ સ્વરે ગાડીવાનને પુછ્યું.

ગાડીવાને જરા હસીને કહ્યું:–"નૉટ એ પાઈ–(એક પાઇ પણ નહિ)" અને બીજી જ ક્ષણે માથું હલાવી "ગુડનાઇટ ટુ યૂ" કહી એ ગાડી હાંકી સીધો ચાલ્યો ગયો.

"મહારાજ છે?" ભારતીએ પૂછ્યું.

"છે."

ઉપર જઈ બારણું ખખડાવી અપૂર્વે મહારાજને જગાડયો. કમાડ ખોલતાં જ મહારાજે બત્તીના અજવાળામાં પહેલવહેલી ભારતીને જોઈ. કાલે અપૂર્વ ઘરે પાછો આવ્યો હતો ત્યારે લગભગ સવારનો વખત હતો, અને આજે પાછો ફર્યો ત્યારે રાત પૂરી થઈ હતી અને સાથે ભારતી હતી. આથી મહારાજને ધુંવાફુંવા થવામાં બાકી ન રહી. ભારે ક્રોધથી એનું આખુંયે અંગ બળવા લાગ્યું અને કંઈ બોલ્યા ચાલ્યા વગર એ સીધો પોતાની પથારી પર જઈ ચાદર ઓઢી સુઈ ગયો. આ છોકરીને મહારાજ પ્યાર કરતો હતો. એક દિવસ એણે આસન્ન મૃત્યુના હાથમાંથી એને બચાવ્યો હતો એટલે ખ્રિસ્તી હોવા છતાંય એના પ્રત્યે શ્રદ્ધાની દૃષ્ટિથી દેખતો હતો. પરંતુ હમણાં કેટલાક દિવસોથી એ જે રંગ ઢંગ જોઈ રહ્યો હતો એથી એના મનમાં અપૂર્વના સંબંધમાં તરેહ તરેહ સંભવ–અસંભવ દુશ્ચિંતાઓ–જાતિનાશ પામવા સુધીની જાગી રહી હતી. એ સર્વનાશની પ્રકટ મૂર્તિ આજે જાણે મહારાજના માનસ પટ પર એકવાર અંકિત થઈ ગઈ. એને આ પ્રમાણે જઈને સુઈ જતો જોઈ અપૂર્વે પોતાની આદત પ્રમાણે કહ્યું:—"કમાડ બંધ ન કર્યું મહારાજ ?"

એના મૂર્ચ્છાહત ઉદ્‌ભ્રાન્ત ચિત્તે તો કંઈ ધ્યાન ન દીધું પણ ભારતી એકદમ સમજી ગઈ. એણે જલ્દીથી જવાબ દીધો:—"મેં બંધ કરી દીધું છે."

અપૂર્વે પોતાના ઓરડામાં જઈ જોયું કે પલંગ પર ગાદલું જેમને તેમ ગડી વાળેલું પડ્યું હતું, પાથર્યું ન હતું અસલ વાત એ હતી કે ઝરૂખામાં બેઠા બેઠા રાહ જોઈ રહેવામાં જ મહારાજની આખીયે સાંજ અને રાત વીતી હતી, પથારી પાથરવાની વાત એને યાદજ નહોતી રહી. પણ એ ઉત્તર આપે એ પહેલાંજ ભારતી જલ્દીથી વ્યગ્રતાપૂર્વક બોલી:—"આરામ ખુરશી પર જરા બેસી જાઓ. હું એક મિનિટમાં બધુંય ઠીકઠાક કરી દઉં છું."

આરામખુરશી પર આરામથી બેસી અપૂર્વે ફરી બૂમ મારીઃ– "એક ગ્લાસ પાણી તો લાવ મહારાજ."

તેની પાસેજ સ્ટુલ પર પાણીનો કુંજો અને ગ્લાસ રાખેલો હતો. પથારી પાથરતા પાથરતા ભારતીએ એ તરફ ઇશારો કરી કહ્યું:–"સુતેલા માણસોને કયાં ઉઠાડો છો અપૂર્વ બાબુ, તમે પોતેજ લઇ લો ને."

અપૂર્વે હાથ લાંબો કરી કુંજો ઉચકવા માંડયો પણ ઉચકાયો નહિ; એટલે ઉઠીને તેણે કોઈ રીતે ગ્લાસમાં પાણી ભરી એક શ્વાસે બધુંય પી ગયો. પાણી પીને તે પાછો આરામ ખુરશી પર બેસવા જતો હતો, ત્યાં ભારતીએ કહ્યું:–"ત્યાં કયાં બેસો છો? પલંગ પર સુઈ જાઓ."

અપૂર્વ શાંત બાળકની માફક ચૂપચાપ પલંગ પર આંખ મીંચી પડી રહ્યો. ભારતી મચ્છરદાની નાખી ચારે તરફથી દબાવી રહી હતી ત્યાં અપૂર્વે એકાએક પૂછયું:–"તું કયાં સુઇશ ભારતી?"

"હું?" ભારતી કંઇ વિસ્મિત થઈ, કારણ કે એવી કોઇ ઘટના ન હતી અને આ ઘરમાં શું શું કયાં છે એ એનાથી છુપું ન હતું. આ અનાવશ્યક પ્રશ્નના ઉત્તરમાં એણે ફક્ત આરામ ખુરશીની તરફ ઈશારો કરી કહ્યું:–"સવાર પડવામાં હવે બે જ કલાકની વાર હશે. આપ સુઈ જાઓ."

અપૂર્વે હાથ લંબાવી એનો હાથ પકડી લીધો અને પછી કહ્યું:–"ત્યાં નહિ, મારી પાસે બેસો."

"આપની પાસે?" ખરેખર ભારતીના આશ્ચર્યનું ઠેકાણું ન રહ્યું. અપૂર્વ ગમે તેવો હતો પણ આ બધા મામલામાં તે જરા કે આત્મવિસ્મૃત નહોતો થયો. આ પ્રમાણે કેટલાયે દિવસ કેટલાયે કારણોસર એ બન્નેને એક જ ઓરડામાં રાત વીતાવવી પડી હતી પણ માનહાનિ થાય એવી એક પણ વાત કે એક પણ ઈશારો તેના આચરણથી કદીયે જરા પણ પ્રકટ નહોતો થયો.

"આ જુઓ, એ લોકોએ મારો હાથ તોડી નાખ્યો છે, શા માટે તું મને એ લોકોની વચ્ચે ખેંચી લઈ ગઇ ?" અપૂર્વે કહ્યું. તેની વાતનો છેલ્લો ભાગ એકાએક રોવા જેવો સંભળાયો અને ઈર્ષાઈ ગયો. ભારતી મચ્છરદાનીને એક બાજુથી ઉંચી કરી તેની પાસે બેસી ગઈ. એણે બારીક નજરે જોયું કે મજબૂત દોરીથી બાંધવાને લીધે કાંડામાં લોહી જામી ગયું હતું અને સોજો આવી ગયો હતો. તેની આંખોમાંથી આંસું વહી રહ્યા હતા. ભારતીએ પોતાની સાડીના છેડાથી એ લૂછતાં અને હિંમત દેતા કહ્યું:—"કોઈ ડરની વાત નથી. હું નેપકીન ભીંજાવીને લપેટી દઉં છું. બે એક દિવસમાં સારૂં થઈ જશે." આમ કહી એ ઉઠીને નહાવાની ઓરડીમાંથી એક નેપકીન ભીંજાવી લાવી અને તેના કાંડા પર બાંધી સ્નિગ્ધ કંઠથી બોલી:— "જરા સુવાની કોશિશ કરો. હું આપના માથા પર હાથ ફેરવું છું." આમ કહી એ ધીમે ધીમે હાથ ફેરવવા લાગી.

"કાલે સ્ટીમર જતી હોત તો હું કાલે જ ચાલ્યો જાત" અપૂર્વે રૂંધાયેલા ગળે કહ્યું.

"સારી વાત છે. કાલ નહિ તો પરમ દિવસે ચાલ્યા જજો. એક દિવસમાં આપનું કોઈ અમંગળ નહિ થાય." ભારતીએ કહ્યું.

અપૂર્વ ક્ષણભર ચૂપ રહ્યો.

"મોટાઓની—ઘરડા બુઢ્ઢાંની વાત નહિ માનવાથી આવું જ થાય છે. માએ મને વારંવાર મના કરી હતી." અપૂર્વ પાછો બોલ્યો.

"મા આપને અહિંયા આવવા દેવા નહોતી ઇચ્છતી ?"

"નહિ. સો સો વાર મના કરી હતી પણ મેં સાંભળ્યું નહિ. એનું ફળ એ આવ્યું કે કેટલાક ભયંકર લોકોની દ્રષ્ટિમાં હવે હમેશને માટે દુશ્મન બની રહીશ. ખેર, એ તો જે થવાનું હતું એ થઈ ગયું, પણ હવે એક વાર ભગવાનનું નામ લઇ સ્ટીમર પર ચડી બેસું તો સારૂં." આટલું કહી એકાએક તેણે એક ઉંડો દમ લીધો, પરંતુ

સાથે સાથ તેનાથી સો ગણો ઉંડો દમ કે જેથી પાસેની બીજી વ્યક્તિના હૃદયની જડ સુદ્ધાં નિઃશબ્દ ઉછળી રહી હતી, એની તેને ખબર પણ ન પડી. એક દિવસ પણ મોડું ન થાય, ભગવાનનું નામ લઇ સ્ટીમર પર બેસી જવાય, બસ, બર્માં આવવાનું તેનું બધીયે રીતે નિષ્ફળ ગયું. ઘર જઈ આ દેશના કેટલાક માણસોની દુશ્મનાવટ જ તેને હમેશાં યાદ રહેશે, પરંતુ બધીયે દ્રષ્ટિઓની અંદર કોઈની કુંઠીત દ્રષ્ટિના પ્રત્યેક બિન્દુમાંથી જે અમૃત ઝરી રહ્યું છે, એની કદાચ એક પણ દિવસ તેને યાદ નહિ આવે !

" આ મકાનમાં પગ મુકતાં જ તારા પિતા સાથે ઝઘડો થયો, જીંદગીમાં કદીયે નહોતો થયો એ દંડ પણ અદાલતમાં ભરી આવ્યો, એથી મારે અક્કલ લેવી જોઇતી હતી પણ ન લેવાઇ." અપૂર્વ કહેવા લાગ્યો.

ભારતી ચૂપ હતી અને ચૂપજ બેસી રહી. અપૂર્વ પોતે પણ ક્ષણભર ચૂપ રહ્યો અને પછી પોતાના દુર્ભાગ્યની વાત યાદ કરી કહેવા લાગ્યો—" મહારાજે મને વારંવાર સાવધાન કર્યો હતો કે ' બાબુજી, એની જાત જુદી છે, આપણી બીજી જાત છે, એવું ન કરતા.' પણ નસીબમાં જે લખ્યું હતું એને કોણ રોકી શકે છે બતાવો ? નોકરી પણ આખરે ગઇ, પાંચસેંહ રૂપીયા મહિના દહાડે આ ઉંમરમાં કેટલા માણસો મેળવે છે ? આ ઉપરાંત વળી લોકોની સામે આ હાથ કેમ લંબાવી શકીશ ? "

" ત્યાં સુધીમાં તો હાથનો ડાઘ મટી જશે. " ભારતીએ ધીમેથી કહ્યું.

આથી વધુ વાત એના મોંથી ન નીકળી. અપૂર્વના માથા પર જે હાથ ફેરવી રહી હતી એ અટકી જવા લાગ્યો અને આટલા સાધારણ તુચ્છ માણસને મનમાંને મનમાં પ્યાર કરવા માટેની શરમના

ભારથી એ પોતે પસ્તાવા લાગી. આ વાત એના દળના લગભગ બધા માણસો જાણી ગયા હતા. અપૂર્વની જાન બચાવવાના કારણે એમની સામે એ અપરાધિની અને સુમિત્રાની દ્રષ્ટિમાં નીચી થઈ ગઈ હતી. વળી એ વિચારી એણે મનમાં ને મનમાં ગર્વનો પણ અનુભવ કર્યો કે આ અતિ તુચ્છ માણસની હત્યા કરવાના અસન્માન અને ક્ષુદ્રતાથી એ તેની રક્ષા કરી શકી હતી.

"ડાઘ જલ્દી નહિ જાય. કંઇ સમજમાં આવતું નથી કે કોઈ પૂછશે તો એને હું શું જવાબ દઈશ." અપૂર્વે કહ્યું. શ્રોતા તરફથી કોઈ અનુમોદન ન મળતાં તે પોતે જ પાછો કહેવા લાગ્યો :–"બધાય વિચારશે કે હું કામ ન કરી શક્યો. એથી તો લોકો કહ્યા કરે છે કે હિન્દુસ્તાનના લોક બી. એ; એમ. એ; પાસ જરૂર થાય છે પણ મોટો હોદ્દો મળતાં એ સાચવી શકતા નથી. મારા કોલેજના સાથીઓ મારો તિરસ્કાર કરશે અને હું કંઇ ઉત્તર નહિં દઇ શકું."

"કોઈ સારો ખોટો ઉત્તર આપી દેજો. વારૂ, હવે સુઇ જાઓ." એમ કહી ભારતી ફરી ઉભી થઈ ગઈ.

"હજુ જરા હાથ ફેરવ ભારતી!"

"નહિ, હું બહુ જ થાકી ગઇ છું."

"તો રહેવા દે. રાત પણ હવે બાકી નથી."

ભારતીએ પડખેના ઓરડામાં જઈ જોયું કે બત્તી હજુ યે ટમટમ બળી રહી હતી અને મહારાજ ચાદર ઓઢી સુઈ રહ્યો હતો. પાસે જ તુટેલી એક ડેક ચેર પડી હતી. એ પર જઇ એ બેસી ગઈ. અપૂર્વના ઓરડામાં સારી ખુરશી હતી પણ એ તુચ્છ માણસની સામે રહી એક જ ઓરડામાં રાત વીતાવવામાં એને આજે ખૂબ જ લજ્જા લાગી. ડેક ચેર પર કોઈ રીતે પીઠ ટેકવી જ્યારે એ સુઈ ગઈ ત્યારે એના મનમાં ન જાણે કેવી ઉથલપાથલ થવા લાગી. આ પહેલાં આ

ઓરડામાં એક કરતા વધુવાર ચોટ લાગી હતી પણ આજની ચોટ-ની સાથે એની તુલના થઈ શકતી ન હતી. ભારતીને પહેલા એવો ખ્યાલ આવ્યો કે કોઈ રીતે બીજા કોઇની અસીમ કરૂણાથી અપૂર્વ અવસ્યંભાવી અને આસન્ન મૃત્યુથી બચી ગયો હતો અને હજુ આ રાત પૂરી ન થઈ ત્યાં તો તે એ એટલી મોટી વાતને ભુલી પણ ગયો ! તેણે પોતાના મિત્ર તલવરકર પ્રતિ, પોતાની સમિતિ પ્રતિ અને ખાસ કરીને ડાકટર પ્રતિ કેવો જબરજસ્ત અન્યાય—અપરાધ કર્યો છે એ વાતનો તેને જરા પણ ખ્યાલ ન હતો ! તેના માટે મોટી નોકરી અને હાથના ડાઘ જ સોથી મોટી જરૂરી વાત થઇ પડી હતી ! ત્યાં પડયા પડયા એકાએક ભારતીની દ્રષ્ટિ સામેની ખુલ્લી બારી તરફ ગઇ, જોયું કે સવાર પડી ગઇ છે. એણે ઝટ ઉઠીને બારણું ખોલી નાખ્યું અને નશો ઉતરી જતાં જેવી રીતે દારૂડીઓ કોઇ બીભત્સ, અસ્વાભાવિક, અપ્રત્યાશિત સ્થાનથી મોં ઢાંકીને ઉભો થઈ નાસી જાય છે એ રીતે એ જલ્દી જલ્દી સીડી ઉતરી સડક પર જઇ પહોંચી.



## ૪

બીજા દિવસની સાંજે ડાકટર સમક્ષ એક એક કરીને બધીયે ઘટનાઓનું વર્ણન કર્યા પછી છેવટે ભારતીએ કહ્યું:—
"અપૂર્વબાબુ મહાન પુરૂષ છે એમ સમજવાની ભૂલ તો મેં એક દિવસ પણ જરાકે કરી નથી પણ તે આટલા સાધારણ અને તુચ્છ હશે એ વાતની મને ધારણા પણ ન હતી."

ભારતીના ઓરડામાં પલંગ પર બેસીને સવ્યસાચી કોઇ એક પુસ્તકના પાના ઉથલાવી રહ્યા હતા. ભારતી તરફ જોઇને એ ગંભીર ચહેરે બોલ્યાઃ—" પરંતુ હું જાણતો હતો. માણસ આટલો તુચ્છ ન હોત તો શું તારો આટલો બધો પ્રેમ આટલા જ તુચ્છ કારણે થયો હોત ? ખેર, જવા દે, જાન બચી. કોઇને કંઇને કંઈ સમજી જુઠ-મુઠ દુઃખ સહી રહી હતી એજ ને ? "

અહીંતહીં વેરવિખેર પડેલી ચીજ વસ્તુઓને—ખાસ કરીને જમીન પર વેરણછેરણ પડેલા પુસ્તકોના ઢગલાને જોતાં જ સમજમાં આવી જતું હતું કે આ પહેલાં પોલીસ તપાસ થઈ ગઈ હતી. એને સંભાળીને રાખતી ભારતી વાત કરી રહી હતી. એણે પોતાના હાથનું કામ બંધ કરીને આશ્ચર્ય સાથે આંખો ઉંચી કરી કહ્યું:—" તમે મશ્કરી કરી રહ્યા છો ભાઇ ? "

" નહિ."

" જરૂર."

" બોંબ—પિસ્તોલ લઇ ફકત માણસનું ખૂન કરતો ફરે છે એવા મારા જેવા ભયંકર માણસના મોંએ વળી હાંસી—મજાક ?"

" મેં તો એમ નથી કહ્યું કે તમે માણસોના ખૂન કરતા ફરો છો ? એ કામ તમારાથી થઇ જ શકે નહિ. પણ મજાક સિવાય એ બીજું શું હોઈ શકે, કહો જોઇએ ? બે ત્રણ કલાકની અંદર જે બીજું બધુંય ભૂલી જઈ ફકત હાથના ડાઘ અને પાચસેંહ રૂપિયાની નોકરી યાદ રાખી શકે છે, એનાથી અધિક અધમ ક્ષુદ્ર વ્યકિત મેં તો દેખી નથી. તમે કહ્યા કરતા હતા કે એ મારો મોહ હતો. સારી વાત છે, જો એ જ વાત હોય તો તમે આશીર્વાદ દો કે મારો એ મોહ હમેશાંના માટે દૂર થઈ જાય, અને પછી હું તનમનપૂર્વક દેશના કામમાં લાગી જાઉં. "

ડાકટરના હોઠ દબાવી રાખેલાં હાસ્યથી વિકસિત થઇ રહ્યા.

"તારા મોંની ભાષા તો મોહ દૂર કરવા માટે જ છે એમાં કોઇ સંદેહ નથી. પરંતુ મુશ્કેલ એ છે કે તારા કંઠસ્વરમાં એનો આભાસ સુધ્ધાં નથી! ખેર, એ ગમે તે હો ભારતી પણ તારાથી દેશનું કામ તલભાર પણ થઈ શકે તેમ નથી. તારા કરતાં અપૂર્વ-બાબુ જ સારા છે. લેણદેણની–બાલની ખાલ કાઢવાનો વિચાર કરતા કરતા કોઈ દિવસ તમારા લોકોમાં સમજુતી થઈ શકે પણ ખરી. બલ્કે એમ જ કરો તો સારૂં છે." ડાકટરે કહ્યું.

"એનો અર્થ એ કે દેશને હું પ્રેમ કરી શકતી નથી?"

"પૂરતી પરીક્ષા વગર કોઈ વાત બરોબર નથી કહી શકાતી બ્હેન!" ડાકટરે હસતા ચહેરે કહ્યું.

"એટલું હું આજ કહી દઉં છું ભાઇ કે હું તમારી બધીયે પરીક્ષાઓમાંથી ઉત્તીર્ણ થઇ શકીશ. તમારા કામમાં આટલા સ્વાર્થ આટલા સંદેહ અને આટલી ક્ષુદ્રતા માટે સ્થાન નથી." ભારતી ક્ષણભર સ્થિર રહી એકાએક જોર દઇ બોલી.

એનો ઉશ્કેરાટ જોઇ ડાકટર હસી પડયા અને એવા જ સહજ સ્વભાવથી કપાળ કુટી બોલ્યા:–"હાય રે નસીબ! દેશનો અર્થ તેં સમજી રાખ્યો છે: લાંબી પહોળી જમીન, નદ નદી અને પહાડ! એક અપૂર્વથી જ તને જીવનમાં ધિક્કાર પેદા થઈ ગયો અને વૈરાગિણી બની ગઇ? એ નથી જાણતી કે અહિંયા સેંકડો–હજારો અપૂર્વ અને તેના મોટાભાઇઓ ઘૂમી–ફરી રહ્યા છે! અરે; પરાધીન દેશનો સૌથી મોટો અભિશાપ આ કૃતઘ્નતા જ છે! જેની સેવા કરશે એ જ તને સંદેહની નજરે જોશે, જેની જાન બચાવીશ, એજ તને વેચી દેવા ઇચ્છશે! મૂઢતા અને કૃતઘ્નતા તને ડગલે ને પગલે સોયની માફક ભોંકાતી રહેશે. ત્યાં નથી શ્રધ્ધા કે નથી સહાનુભૂતિ; કોઈ પાસે બોલાવશે પણ નહિ કોઇ સહાયતા દેવા નહિ આવશે; ઝેરીલા સાપ સમજી બધાય દૂર હટી જશે, દેશને પ્રેમ કરવાનો આ જ

અમારા લોકો માટે પુરસ્કાર છે ભારતી ! આથી અધિક જરાપણ દાવો કરવા ચાહો તો એ છે પરલોક ! આટલી મોટી ભયંકર પરીક્ષા તું કેવી રીતે આપીશ બ્હેન ? હું તો તને આશીશ દઉં છું કે તું અપૂર્વની સાથે સુખથી રહે. હું નિશ્ચિત જાણું છું કે તે પોતાની તમામ અજ્ઞાનતા અને તમામ સંસ્કારોને નીચે દબાવી કોઈને કોઇ દિવસ તારી કિંમત જરૂર સમજશે."

ભારતીની બંને આંખોમાં એકાએક જળજળીઆ આવી ગયા. પરંતુ થોડીવાર સુધી નીચે નજર રાખી ચૂપ રહ્યા પછી એણે પ્રબળ પ્રયત્ને પોતાને સંભાળી પુછ્યું:—" મારા પર વિશ્વાસ ન કરી શકવાના કારણે જ શું તમો મને કોઇ રીતે વિદાય કરી દેવા ઇચ્છો છો ભાઇ ? "

એના આ અત્યંત સરળ અને નિઃસંકોચ પ્રશ્નનો કોઈ એવો જ સીધો ઉત્તર ડાક્ટરની જીભ પર ન આવ્યો. એણે હસીને કહ્યું:— "તારા સરખી રાણીની દીકરીનું મમત્વ શું કોઇ આસાનીથી છોડી શકે છે ? પરંતુ કાલે તારી નજરે જ તું જોઈ ચૂકી છું કે એમાં કેટલી છાનગુપ્તા, કેટલી ઇર્ષ્યા, કેટલો મર્માન્તિક ક્રોધ સળુસળી રહ્યો હતો ! તારા તરફ જોવાથી જ માલુમ પડે છે કે આ બધા કામો માટે તું નથી, તને આ કામમાં પરાણે ખેંચી લેવી એ સારૂં નથી થયું. તારાથી મારે ફકત એક દિવસ કામ લેવું છે, જે દિવસે મારા માટે રજા લેવાનો પરવાનો આવી પહોંચશે."

હવે ભારતીનાં આંસુ રોકાયા નહિ, આંખમાંથી ધડધડ વહેવા લાગ્યા.

" આમાં તું પણ ન રહે ભાઈ." ભારતીએ હાથ વતી આંખોના આંસુ લુછતાં લુછતાં કહ્યું.

" તેં પાછી મારે મુર્ખાઈની વાત કહી નાખી ભારતી." એવી વાત સાંભળીને ડાક્ટરે હસી પડી કહ્યું.

ભારતી શરમિન્દી થઇ ગઇ.

"એ માલુમ છે પણ એ લોક ભારે ભયંકર અને નિર્દયી છે." ભારતીએ કહ્યું.

"અને હું?"

"તું પણ ભારે નિષ્ઠુર છે."

"સુમિત્રા કેવી માલુમ પડી ભારતી?"

આ પ્રશ્ન સાંભળી ભારતીનું માથું નીચું થઈ ગયું. શરમની મારી એ કંઇ ઉત્તર દઈ શકી નહિ પણ ઉત્તર આપવાની તાકીદ ન હતી. થોડીક વાર સુધી બન્ને ચુપ રહ્યા. વધુ વાર નહિ પણ ફકત એટલાજ મૌનના અવકાશમાં આ અતિ આશ્ચર્યમય મનુષ્યના એનાથી પણ અધિક આશ્ચર્યમય હૃદયના રહસ્યથી ઢંકાયેલા ઉંડાણમાં એકાએક વીજળી જેવો ચમકારો થઇ ગયો.

પરંતુ બીજીજ ક્ષણે ડાકટરે આ વાતને દબાવી દીધી. એકાએક બાળકની માફક માથું હલાવી સ્નિગ્ધ સ્વરે કહ્યું:—"અપૂર્વની બાબતમાં તેં ભારે અન્યાય કર્યો છે ભારતી. આટલો મોટો ઘાતક કાંઇ એની અંદર છે, એ વાતની તને પોતાને કદાચ કલ્પના પણ નહિ હોય. તને હું સાચું કહું છું ભારતી કે એટલો ક્ષુદ્ર એ કદાપિ નથી. નોકરી કરવા તે પરદેશ આવ્યો છે, ઘરમાં તેને મા છે, ભાઇ છે, દેશમાં બન્ધુ બાંધવ છે, સાંસારિક ઉન્નતિ કરી દસ પાંચમાં પૂછાતા થવાની તેને આશા છે ભણીગણી પરીક્ષા પાસ કરી છે, ખાનદાન કુટુંબનો છોકરો છે, પરાધીનતાની લજ્જાનો તે અનુભવ કરે છે બીજા હિન્દુસ્તાનના છોકરાઓની માફક તે પણ વાસ્તવમાં દેશનું કલ્યાણ ઇચ્છે છે. એથી તેં કહ્યું કે પથેરદાબી સમિતિનો સભ્ય બન, દેશની સેવા કર તો તેણે કહી દીધું કે બહુ સારૂં. આ વાતને તે નિઃસંદેહ જાણતો હતો કે તારી વાત માનવાથી પોતાનું અહિત નહિ થાય. આ પરદેશમાં આપત્તિ વિપત્તિમાં તું જ તેનો એક માત્ર

આશરો હતી, પરંતુ તું જ તેને અચાનક મોતની ખાઈમાં ફેંકી દઈશ એ વાતની તેને ક્યાં ખબર હતી કહે જોઈએ ? "

" શા માટે તમે તેમના માટે આટલી વકીલાત કરી રહ્યા છો ભાઈ ? તે એને લાયક નથી. જે વાતો કાલે તેના મોંથી સાંભળી છે એ પછી પણ તેના પર શ્રદ્ધા રાખવી ઉચિત નથી. " ભારતીએ આંખથી વહેતાં આંસુ છુપાવવા મોં નીચું કરી કહ્યું.

" જીંદગીમાં જો એક અનુચિત કામ કરી નાખ્યું તો શું થયું ? " જરા હસીને કહી ડાક્ટર ચૂપ બેસી રહ્યાં.

" તેં તો આંખેથી જોયું નથી ભારતી, પણ મેં તો જોયું છે. " ડાક્ટર પાછા બોલવા લાગ્યા. " એ લોકોએ જ્યારે તેને દોરીથી બાંધી લીધો ત્યારે તે અવાક થઈને જોતો જ રહ્યો. એ લોકોએ પૂછ્યું:—" તેં આ બધી વાત કહી છે ? તેણે ડોક હલાવી કહ્યું:—'હા.' એ લોકોએ કહ્યું:—'એની સજા મૃત્યુ છે. તારે મરવું પડશે' ઉત્તરમાં તે આંખો ફાડી જોઈ રહ્યો. મને તો માલુમ હતું કે તેની વિહ્વળ દૃષ્ટિ ત્યારે કોઈને શોધી રહી હતી. એથી જ તને બોલાવવાને માટે મેં માણસ મોકલ્યો હતો બ્હેન ! તેણે તને ગમે એ કહ્યું હોય ભારતી ! પણ એ ધક્કાને હજુ સુધી તે સાંભળી શક્યો નથી. "

ભારતીથી પોતાની જાતને સંભાળી રાખી શકાઇ નહિ. ટપટપ આંસુ ટપકાવતી એ બોલીઃ—" શા માટે મને તમે આ બધીયે વાત સંભળાવી રહ્યા છો ભાઇ ? તમારા સિવાય વધુ આશકા બીજા કોઇના માટે થઈ શકતી નથી. તેના એ આચરણથી તમારા સિવાય વધુ મુશ્કેલીમાં કોઈ નથી પડ્યું; આમ છતાંય તમે મારૂં મોં જોઇ તેને બચાવવા માટે ઘર બહાર સર્વત્ર શત્રુઓ ઉભા કરી લીધા ! "

" ઓહ ! એ તો છે જ ! "

" તો શા માટે તમે તેને બચાવવા માગો છો, કહો જોઇએ ?"

"અપૂર્વને બચાવવા ઇચ્છ્યું? અરે નહિ, ભગવાનની આ અમૂલ્ય સૃષ્ટિને મેં તો બચાવવા ઇચ્છ્યું હતું. જે ચીજ તમારા લોકોની સમાન બે સાધારણ નરનારીને કેન્દ્રિત કરીને તૈયાર થઈ છે, એની શું કોઈ કિંમત આંકી શકાય છે કે વજેન્દ્ર જેવા બર્બર–જંગલીના હાથે એનો નાશ થાય? ફક્ત આટલી જ વાત હતી ભારતી, ફક્ત આટલી વાત! નહિ તો માણસની કિંમત અમારા લોકો માટે શું છે? એક ફૂટી કોડી બરોબર પણ નથી!" આટલું કહી ડાક્ટર ખડખડ હસવા લાગ્યા.

"તમે હસો છો, ભાઇ! તમને હસતાં જોઈ મને આગ લાગે છે." ભારતીએ આંખો લુછતાં લુછતાં કહેવા માંડ્યું. "મને તો એવી ઇચ્છા થાય છે કે તમને સાડીમાં બાંધીને જંગલમાં લઇ જઈ હંમેશના માટે છુપાવી દઉં. જે લોક તમને પકડી ફાંસી દેશે એ શું તમારી કિંમત જાણે છે? એને શું માલુમ હશે કે દુનિયાનું કેટલું સત્યાનાશ એ લોકોએ કરી નાખ્યું છે? આપણા જ દેશના માણસ તમારા ખૂનના પ્યાસી છે, એ કેટલીયે વાતો બકયા કરે છે; પરંતુ હું એ જ વિચાર કરૂં છું કે હૃદયમાં આટલો સ્નેહ, આટલી કરૂણા હોવા છતાં તમે કેવી રીતે એ લોકોની સાથે છો?"

આ વખતે તો ડાક્ટર બીજી તરફ જોવા લાગ્યા; એકાએક એનાથી કોઇ ઉત્તર આપવાનું બન્યું જ નહિ. થોડીકવાર પછી આ બાજુ મોં ફેરવી એણે હસવાની કોશિષ કરી પણ હવે એ સ્વચ્છંદ સુંદર હાસ્ય એના મોં પર ફરક્યું જ નહિ. કોણ જાણે શુંયે થઇ ગયું કે એના એ સહજ કંઠસ્વરમાં ક્યાંથી એક અપરિચિત ભાર આવી જામી ગયો.

"નિષ્ઠુરતાથી શું કહી,–પણ રહેવા દે એ બધી વાતો. તને એક કિસ્સો સંભળાવું છું." ડાક્ટરે બોલવા માંડ્યું. "નીલકાંત જોશી નામના એક મરાઠા યુવકને તેં જોયો નથી પણ મેં જ્યારથી એને

જોયો છે ત્યારથી ફક્ત એની જ યાદ આવ્યા કરે છે. રસ્તેથી કોઈ મડદું નીકળતું જોતો તો એની આંખોમાંથી આંસુ ટપકવા લાગતાં. એક દિવસ રાતે અમે બન્ને કોલંબોના એક પાર્કમાં રેલીંગ કુદીને છુપાયા હતા, ઝાડ નીચેની એક બેંચ પર સુવા માટે ગયા તો જોયું કે એના પર એક માણસ સૂતો હતો પગરવ સાંભળતાં જ એ 'પાણી પાણી' કરવા લાગ્યો. ચારે તરફ જોરથી બદબો આવી રહી હતી. દીવાસળી સળગાવી એનો ચહેરો જોયો તો સાફ માલુમ પડયું કે એને વાઈ આવી છે. નીલકાંત એની સારવાર કરવા લાગ્યો. પ્હો ફાટવા આવ્યું ત્યારે મેં કહ્યું:—"જોશી, આ રોગી રાતના અંધારામાં કઈ રીતે સિપાઈની નજરચૂકથી પાર્કમાં રહી ગયો છે, પણ સવાર થતાં જ અહિંયા નહિ રહી શકે. આપણી ઉપર વારંટ તો નીકળ્યા છે—આ તો મરશે જ પણ સાથોસાથ આપણે પણ મરવું પડશે. ચાલો ખસો અહિંયાથી. નીલકાન્ત રોવા લાગ્યો અને બોલ્યો. 'આ હાલતમાં એને કેમ છોડી જવાય ભાઈ, એથી બદલે સારૂં છે કે તું ચાલ્યો જા, હું રહી જઈશ.' ઘણો સમજાવ્યો પણ એને ત્યાંથી હલાવી શકાયો જ નહિ."

"પછી શું થયું ?" ભારતીએ ભયભીત બની પુછ્યું.

"એ રોગી વિચારવાન હતો. સવાર થતા પહેલાં જ એણે આંખો મીંચી લીધી. ત્યારે જ જોશી ત્યાંથી કાંઈક હલી શકયો."

ક્ષણભર મૌન રહી, એક ઉંડો શ્વાસ ભરી ડાક્ટરે પાછું કહેવા માંડયું: "સિંગાપુરમાં જોશીને ફાંસી મળી. પલ્ટનના સિપાઈઓના નામ બતાવી દેવાથી એની ફાંસી માફ થઈ જતી હતી. સરકાર તરફથી અનેક તરેહની કોશિશો પણ થઈ પરંતુ જોશીએ એકવાર જે ડોક હલાવીને કહ્યું કે 'હું નથી જાણતો' એમાં ફરી કાંઈ હેરફેર થયો જ નહિ. આખરે રાજ્યના કાનૂન મુજબ એને ફાંસી દઈ દેવામાં આવી! વળી મજા તો એ છે કે જે લોકોના માટે એણે પ્રાણ

આપ્યો એને એ બરાબર ઓળખતો પણ ન હતો. હજુ પણ એવા છોકરાં આ દેશમાં પેદા થાય છે ભારતી, નહિ તો–બાકીની જીંદગી તારી સાડીની નીચે છુપાવી દેવામાં હું રાજી થઈ જાત !"

ઉત્તરમાં ભારતીએ ફક્ત એક ઊંડો નિસાસો નાખ્યો.

"નરહત્યા કરવી એ મારૂં વ્રત નથી બ્હેન, તને સાચું કહું છું. એવું હું ઇચ્છતો જ નથી." ડાક્ટરે કહ્યું.

"ઇચ્છતા નથી,—એ બરાબર છે પણ જરૂર ઊભી થતાં ?"

"જરૂર ઊભી થતાં ? પણ વ્રજેન્દ્રની અને સવ્યસાચીની જરૂર તો એક નથી હોઈ શકતી ભારતી ?"

"એ તો હું જાણું છું. હું તમારી આવશ્યકતાની વાત જ પૂછી રહી છું ભાઈ ?"

પ્રશ્ન સાંભળી ડાકટર થોડીક વાર ચૂપ રહ્યો. એમ જણાયું કે જાણે ઉત્તર દેવામાં એ અચકાઈ રહ્યા હતા. એ પછી કંઇક અન્યમનસ્ક જેવા બની એ ધીરેથી બોલ્યા.–"કોણ જાણે છે, ક્યારે મારો એ પરમ આવશ્યકતાનો દિવસ આવશે ! પણ જવા દે,–ભારતી એ જાણવાને તું ઇચ્છે છે પરંતુ એનું રૂપ તને કલ્પનામાં પણ નહિ સહ્યું જાય બ્હેન."

ભારતી આ ઇશારાને સમજી મનમાં ને મનમાં કંપી ઉઠી.

"એ સિવાય શું બીજો કોઈ રસ્તો જ નથી ?" ભારતીએ પૂછ્યું.

"નહિ."

એના મોંના આ સંશય–લેશ–હીન બેધડક ઉત્તરને સાંભળી ભારતી હતબુદ્ધિ જેવી થઈ ગઇ, પણ આ ભયંકર 'નહિ'ને એ વાસ્તવમાં સહી શકી નહિ.

"એના સિવાય બીજો કોઈ રસ્તો જ ન હોય એવું હોઇ શકે નહિ ભાઇ !" વ્યાકુળ થઈ ભારતી પાછી બોલી.

"નહિ, રસ્તો કેમ નથી! પોતાને બદલાવવાના ઘણાયે રસ્તા ખુલ્લા પડયાં છે ભારતી, પણ સત્ય સુધી પહોંચવા માટે બીજો કોઇ રસ્તો જ નથી." ડાકટરે સ્મિત હાસ્ય કરતાં કહ્યું.

ભારતી આ સ્વીકાર કરી શકી નહિ.

"ભાઇ, તમે અપાર જ્ઞાની છો. આ એક માત્ર લક્ષ્યને સ્થિર કરી દુનિયા ઘૂમી આવ્યા છો, તમારા અનુભવનો અંત નથી. તમારા જેવો મહાન પુરૂષ મેં પહેલાં કદીયે જોયો નથી. હું તો ફકત તમારી સેવા કરીને જ મારૂં જીવન વીતાવી દઇ શકું છું. તમારા સાથે વિવાદ કરવાથી શોભા નથી વધતી પણ કહો કે મારી કસુર માફ કરી દેશો?" ભારતીએ શાંત મૃદુકંઠે કહ્યું.

"કેવું મુશ્કેલ છે! કસુર કઇ છે એ હું કેમ જાણું?" ડાકટર પાછા હસી પડી બોલ્યા.

"હું ખ્રિસ્તી છું, બચપણથી જ અંગ્રેજોને પોતાના હિતેચ્છુ સમજીને આટલી મોટી થઇ છું. આજ એકાએક મનને એના પ્રતિ ઘૃણાથી ભરી દેવામાં મને ભારે દુઃખ થાય છે; એ તમારા સિવાય બીજા કોઇની સામે કહી શકતી નથી. વળી તમારા લોકોની માફક હું પણ ભારતવર્ષની જ છું,—હિન્દુસ્તાનની જ છોકરી છું. મારા પર તમે અવિશ્વાસ ન કરો." ભારતીએ પહેલાંની માફક સ્નિગ્ધ વિનય સાથે કહ્યું.

એની વાત સાંભળી ડાકટરને આશ્ચર્ય થયું. એણે સ્નેહપૂર્વક પોતાનો જમણો હાથ એના માથા પર રાખી કહ્યું:—"એવી આશંકા કેમ કરે છે ભારતી? તું તો જાણે છે કે તારા પર મારો કેટલો સ્નેહ છે, કેટલો વિશ્વાસ છે!"

"હું જાણું છું અને તમે પણ શું મારા તરફથી બરોબર આ વાત નથી જાણતા ભાઈ? ડર તમને નથી—તમને ડર દેખાડી શકાય તેમ જ નથી; ફકત એટલા માટે જ તમને કહી શકતી નથી કે આ મકાનમાં હવે તમે આવવાનું બંધ કરો. પણ હું એ જાણું છું કે

આજરાત પછી કદી, નહિ, નહિ, એમ નહિ—કદાચ ઘણા દિવસો સુધી મુલાકાત જ ન થાય. એ દિવસે જ્યારે તમે આખીયે અંગ્રેજ જાતિની વિરુદ્ધ ફરિયાદ કરી હતી ત્યારે મેં પ્રતિવાદ નહોતો કર્યો, બલ્કે ઇશ્વરને મેં એ પ્રાર્થના કરી હતી કે આટલો ભારે જબરજસ્ત વિદ્વેષ ક્યાંય તમારા હૃદયના સંપૂર્ણ સત્યને ઢાંકી ન દે.—ભાઇ, આમ છતાંય હું તમારા લોકોની જ છું." ભારતીએ કહ્યું.

"હા, હું જાણું છું, તું અમારી જ છે." ડાકટરે હસતા ચહેરે કહ્યું.

"તો આ માર્ગને છોડી દો."

"કયો માર્ગ ?" ડાકટરે ચોંકી જઈ પૂછયું.

"ક્રાંતિકારીઓનો આ નિર્દય માર્ગ."

"શા માટે છોડવા કહે છે ?"

"તમને હું મરવા દઈ શકતી નથી. સુમિત્રા ચાહે તો મરવા દઈ શકે છે પણ હું નહિ દઈ શકું. ભારતીની સ્વતંત્રતા હું ઇચ્છું છું, કોઇપણ કપટ વિના, કોઈ પણ સંકોચ વગર, મુક્ત કંઠે ઇચ્છું છું. દુર્બળ, પીડિત, ક્ષુધિત ભારતવાસીઓના માટે અન્નવસ્ત્ર માગું છું. ભગવાનના આટલા મોટા સત્ય સુધી પહોંચવાને માટે આ નિષ્ઠુર માર્ગ સિવાય બીજો કોઇ માર્ગ ખુલ્લો જ નથી, એ હું કોઈ પણ રીતે વિચારી શકતી નથી. દુનિયાભરમાં ફરી આવી તમે ફક્ત એટલી જ ખબર જાણી આવ્યાં છો કે સૃષ્ટિના આરંભના દિવસથી સ્વાધીનતાના સેંકડો હજારો તીર્થ યાત્રીઓના ચાલ્યા રહેવાથી આ માર્ગનું ચિહ્ન કદાચ તમારી દ્રષ્ટિમાં સ્પષ્ટ દેખાઇ રહ્યું છે; પરંતુ વિશ્વમાનવની એકાગ્ર શુભબુધ્ધિ, એની અનંત બુધ્ધિની ધારા શું એમ જ પુરી થઈ ગઈ છે કે આ રક્તરેખાના સિવાય અન્ય કોઇ

માર્ગની ભાળ આગળ જતા પણ લાગી શકશે નહિ? આવું વિધાન કોઇપણ જગતમાં સત્ય નથી હોઈ શકતું. ભાઈ, મનુષ્યતાની મોટી પરિપૂર્ણતા તમારા સિવાય મેં બીજે ક્યાંય જોઈ નથી,—નિષ્ઠુરતાના આ વારંવાર ચાલેલા માર્ગે તમે ન ચાલો. એ દ્વાર કદાચ આજે પણ બંધ હશે, એને અમારા લોકો માટે ખોલી નાખો કે જેથી અમે લોકો આ સંસારમાં સૌને પ્રેમ કરતા કરતા એ માર્ગનું અનુસરણ કરીને ચાલતા રહીએ."

ડાક્ટર મ્લાન ચહેરે જરા હસી ને ઉઠી ઉભા થયા. પછી ભારતીના માથા પર હાથ રાખી બે ચાર થપ્પીઓ મારી બોલ્યા:—"હવે વખત નથી બ્હેન, હું જાઉં છું."

"કંઈ જવાબ તો આપતા ન ગયા ભાઈ?"

"ભગવાન તારૂં ભલું કરે." ઉત્તરમાં ડાક્ટરે ફક્ત આટલું કહ્યું, અને ધીરે ધીરે એ બહાર ચાલ્યા ગયા.



## ૫

જળમાર્ગે શત્રુ પક્ષના વહાણો રોકવા માટે નદીના કિનારે શહેરના છેડે એક નાનો શો માટીનો બાંધેલો કિલ્લો આવેલો છે. ત્યાં સિપાઈ—મંત્રી વધુ રહેતા ન હતા. ફક્ત બેટરી ચલાવવા માટે થોડાક ગોરા ગોલંદાઝો બેરેકમાં રહેતા હતા. આજ કાલ નિર્વિઘ્ન—શાંતિના દિવસોમાં ત્યાં વિશેષ સખ્તાઇ ન હતી. ત્યાં જવાની મનાઈ છે પણ કોઇ અજાણ્યો રાહદાર કદાચ એ હદમાં જઈ પહોંચે છે તો એને ભગાડી મૂકવામાં આવે છે. બસ એથી વધુ પગલા લેવાતા નથી. એના એક કિનારા પર ઝાડી વચ્ચે પત્થરનો એક ઘાટ હતો

—કદાચ રાજના કોઈ મોટા હોદ્દેદારના આગમન નિમિત્તે એ બનાવેલો હશે પણ અત્યારે એનું કામ પણ ન હતું કે જરૂર પણ ન હતી.

ભારતી કદી કદી એકલી આવીને અહીંયા આવી બેસતી હતી. કિલ્લાના રક્ષણનો ભાર જેમના પર હતો એ લોકોએ એને દેખી ન હતી એમ ન હતું પણ એ સ્ત્રી હોવાના કારણે તેમજ સારા ઘરની સ્ત્રી હોવાના કારણે કોઇએ વાંધો ઉઠાવ્યો ન હતો. હમણાં જ સૂર્યાસ્ત થયો હતો પણ અંધારૂં થવાને હજી વાર હતી. નદીના થોડાક ભાગ પર અને સામી પારના વૃક્ષો પર સૂર્યની અંતિમ સુવર્ણ આભા ફેલાઇ રહી હતી. પક્ષીઓના ઝુંડના ઝુંડ અહીં તહીં ઉડી રહ્યા હતા. કાગડાઓના કાળા શરીર પર, બગલાઓની સફેદ પાંખો પર આકાશનો રંગીન પ્રકાશ એવો માલુમ પડી રહ્યો હતો કે જાણે એ કોઈ અજાણ્યા દેશના નવા જીવ હતા. ભારતી એમની અબાધ સ્વચ્છંદ ગતિને નિર્નિમેષ દ્રષ્ટિએ દેખી રહી હતી. માલુમ ન હતું કે એનો છેડો કયારે આવશે પણ એ અલક્ષ્ય આકર્ષણને એ છોડી શકતી ન હતી. આ વાતનો ખ્યાલ આવતા ભારતીની આંખમાં એકાએક આંસુ ભરાઇ આવ્યા.

એકાએક નદીની જમણી બાજુ તરફથી એક નાનો શૌંશમ્પેન—મછવો સામે આવી ઉભો. મછવામાં ખલાસી સિવાય બીજું કોઈ ન હતું. ખલાસી ચટગાંવના મુસલમાન જેવો જણાયો. ક્ષણભર ભારતીના ચહેરા તરફ જોઈ એણે પોતાની સમજી ન શકાય એવી ચટગાંવી ભાષામાં કહ્યું:—" અમ્મા, સામે પાર જવું છે? એક આનામાં જ લઈ જઇશ."

" નહિ. મારે પેલી પાર જવું નથી." ભારતીએ હાથ હલાવી કહ્યું.

"ભલે બે જ પૈસા દેજો, ચાલો."

"નહિ બાબા, તું જા. મારું ઘર આ પાર જ છે, પેલી પાર જવાની મને જરૂર નથી."

ખલાસી ગયો નહિ. એ હસીને બોલ્યોઃ—"પૈસા ન હોય તો ન દેતા પણ ચાલો તો ખરા, તમને જરા ફેરવી લાવું." આટલું કહી એ ઘાટ પાસે મછવાને લાંગરવા લાગ્યો. ભારતી ડરી ગઇ. ઝાડપાનથી ઘેરાયેલી અંધારી અને સુનસાન જગ્યા હતી. ઘણા દિવસોથી અહીંયા રહેતી હતી એટલે એ લોકની ભાષા બોલી શકતી ન હતી, પણ બરોબર સમજી તો શકતી હતી; અને એ પણ જાણતી હતી કે ચટગાંવના મુસલમાન ખલાસીઓ ભારે સેતાન હોય છે. એ ઝટપટ ઉઠીને ઉભી થઈ ગઇ અને ગુસ્સાભર્યો અવાજે બોલીઃ—"અહીંથી ચાલ્યો જા નહિ તો હું પોલીસને બોલાવું છું!"

એના ઉંચા અવાજ અને તીક્ષ્ણ દ્રષ્ટિથી ચટગાંવી મુસલમાન ડરી ગયો અને જ્યાંનો ત્યાં ઉભો રહી ગયો. ભારતીએ એની તરફ બારીકાઇથી જોયું. એની ઉંમર લગભગ પચાસ ઉપરની હશે પણ હજી એનો શોખ નહોતો ગયો. વેલ–બુટેદાર લુંગી પહેરી હતી. એ તેલથી અત્યંત મેલી–ચિકટ થઇ ગઈ હતી, કદાચ કોઈ જરી પુરાણા કપડા વેચનારની દુકાનેથી લીધી હશે એમ લાગતું હતું. માથા પર વેલદાર ટોપી વાંકી મૂકી હતી. એની તરફ રોષભરી આંખે જોતાં જોતાં થોડીક જ ક્ષણ પછી ભારતી હસી પડી અને બોલીઃ—"ભાઇ, ચહેરો તો ભલે તમે બદલી નાખ્યો પણ ગળાનો અવાજ સુદ્ધાં બદલી નાખી મુસલમાની કરી નાખ્યો છે?"

"આવે છે કે પોલીસ બોલાવે છે?"

"પોલીસને બોલાવી તમને પકડાવી દેવા જ ઠીક છે. અપૂર્વ બાબુની ઇચ્છાને વળી અપૂર્ણ કેમ રખાય?"

"એની વાત બતાવું છું, આવો. હવે જુવાળ લાંબો વખત નહિ રહે. હજુ બે માઇલ જાવું છે." ખલાસીએ કહ્યું.

ભારતીના બેસી જવા પછી ડાકટરે મછવો છોડી દીધો અને એક પાકા ખલાસીની માફક એવી ઝડપથી હંકારવા લાગ્યા કે જાણે બન્ને હાથથી ચાટવા ચલાવવાનો એમનો ધંધોજ હોયને!

"'લામા' સ્ટીમર ચાલી ગઈ જોઇ?"

"હા."

"અપૂર્વ આ તરફ ફર્સ્ટ ક્લાસ ડેક પર ઉભો હતો, જોયું ને?"

"નહિ." ભારતીએ ડોક હલાવી કહ્યું.

"તેના ઘરે કે ઓફીસમાં તો હું જઇ શકતો ન હતો એટલે જેટીના એક કિનારે શૅમ્પેન બાંધીને એના પર ઉભો હતો. હાથ ઉંચો કરી સલામ કરતાં જ—"

"શા માટે, શા માટે એટલું જોખમી કામ તમે કરવા ગયા હતા ભાઈ? શું જીંદગી જાણે તમારા માટે બિલકુલ હસવાનો ખેલ જ છે?" ભારતીએ વ્યાકુળ થઇ કહ્યું.

"નહિ, કદાપિ નહિ. વળી પૂછે છે કે શા માટે ગયો? બસ એટલા માટે જ ગયો હતો કે તું અહીંયા ચૂપચાપ એકલી બેઠી હતી બ્હેન?" ડાકટરે માથું હલાવી કહ્યું.

ભારતી પોતાને આવેલું રોવું રોકી ન શકી. એ રોઇ પડી.

"કદાપિ નહિ. અહીંયા હું આજે જ નથી આવી, લગભગ હમેશાં જ આવ્યા કરૂં છું. બીજા કોઈ માટે નથી આવી. તે તમને ઓળખી શકયા?" ભારતીએ કહ્યું.

"નહિ, બિલકુલ નહિ. આ વિદ્યા મને બરોબર—બહુજ સારી રીતે આવડે છે. આ દાઢી મૂછને તોડી લેવા એ સરળ કામ નથી; પણ મને મન થયું કે અપૂર્વબાબુ મને ઓળખી લે, પણ તે એટલા

વ્યસ્ત હતા કે તેને જોવાની પણ ફુરસદ ન મળી." ડાકટરે હસીને કહ્યું.

ભારતી ચૂપચાપ જોઇ રહી અને એના અત્યંત ઉત્સુક મોં તરફ જોઇ ક્ષણભર ડાકટર પણ ચૂપ જ થઈ ગયા.

"પાછું શું થયું?"

"ખાસ કાંઈ નહિ."

"ખાસ કાંઈ ન થયું એ મારૂં સૌભાગ્ય છે. ઓળખી લેત તો પકડાવી દેત અને અપમાનથી બચવા માટે મારે આત્મહત્યા કરવી પડત. નોકરી ગઈ તો ગઈ પણ જાન તો બચી ગયો!" ભારતીએ કોશિશ કરતા જરા હસીને કહ્યા પછી પે'લી પાર સુધી દ્રષ્ટિ લંબાવી એક ઉંડો નિશ્વાસો નાખ્યો.

ડાકટર ચૂપચાપ મછવો હંકારી રહ્યા હતા. થોડીક વાર મૌન રહ્યા પછી ભારતીએ એકાએક પૂછ્યું:—"શું વિચાર કરી રહ્યા છો ભાઈ?"

"કહો જોઇએ?"

"કહું? તમે એવો વિચાર કરી રહ્યાં છો કે:—"ભારતી એક છોકરી હોવા છતાંય માણસને મારા કરતાં વધારે પિછાણી શકે છે. પોતાના પ્રાણ બચાવવા માટે કોઇપણ શિક્ષિત માણસ આટલી ભારે ક્ષુદ્રતા કરી શકે છે; લજ્જા નહિ, કૃતજ્ઞતા નહિ, મમતા માયા નહિ, ખબર ન આપી, ખબર લેવાની કોશિશ પણ ન કરી, ડરનો માર્યો એકદમ જાનવરની માફક ભાગીને ચાલ્યો ગયો, આ વાતની હું કલ્પના પણ કરી શકતો ન હતો પણ ભારતી નિ:સંદેહ જાણી ગઇ હતી! બરોબર આમ જ ને? સાચું કહો!"

ડાકટરે ડોક ફેરવી કોઇપણ ઉત્તર આપ્યા સિવાય હલેસાં મારવા માંડયા. એક અક્ષર પણ બોલ્યા નહિ.

"મારી તરફ એકવાર તો જુવો ભાઈ."

ડાકટરે મોં ફેરવ્યું ને જોયું તો ભારતીના બન્ને હોઠ થરથર કંપવા લાગ્યા હતા.

"મનુષ્ય થઇને મનુષ્યતાની કોઈ વાત જ નહિ,—એમ કેમ બની શકે ભાઈ?" આટલું કહી ભારતીએ દાંત વતી જબરજસ્તી-થી હોઠને કંપતા રોકી દીધા, પણ આંખોના ખૂણામાંથી વહેતા આંસુઓને એ રોકી શકી નહિ.

ડાકટરે એની વાતનું અનુમોદન કર્યું નહિ કે પ્રતિવાદ પણ ન કર્યો, એટલું જ નહિ પરંતુ સાન્તવનાની એક વાત પણ કહી નહિ. ફકત એકદમ એવું જણાઈ ગયું કે એની સુરમો આંજેલી આંખોની દીપ્તિ કંઇક ઝાંખી પડી ગઈ હતી.

ઇરાવતીની આ શાખા—નદી કાંઈ ઉંડી કે પહોળી નથી એટલે એમાં સાધારણતઃ સ્ટીમર કે મોટા વહાણ ચાલી શકતા નથી. ખલા-સીઓનાં નાના નાના માછલા પકડવાના મછવાઓ વચ્ચે વચ્ચે કિનારા પર બાંધેલા દેખાતા હતા, પણ એમાં કોઈ માણસ ન હતું. માથા ઉપર આકાશમાં તારાઓ દેખાવા લાગ્યા હતા, નદીનું પાણી કાળું પડી ગયું હતું, નિર્જનતા અને પરિપૂર્ણ નિઃસ્તબ્ધતામાં ડાકટરના હાથથી સાવધાનીથી ચાલતા મછવાના હલકા શબ્દો સિવાય અન્ય કોઈપણ શબ્દ સંભળાતો ન હતો. બન્ને કિનારાના વૃક્ષોની પંક્તિ-ઓ સામસામી એક થઇને મળી ગઈ હતી. એના ઘનઘોર ફેલાયલા શાખાઓ અને પાંદડાઓના અંધકારમાં પોતાની સજળ દ્રષ્ટિને સ્થિર કરી ભારતી ચૂપચાપ બેઠી હતી, એની શૅમ્પેન કઇ તરફ ક્યાં જઈ રહી હતી એની ભારતીને કંઇ માહિતી ન હતી, વળી જાણવા માટેની ઉત્સુક સચેતન અવસ્થા પણ એના મનની ન હતી. એકાએક મછવો જ્યારે એક મોટા ભારે વૃક્ષની આડમાં વૃક્ષલતા આદીથી

ઢંકાઇ રહેલાં નાળામાં દાખલ થવા લાગ્યો ત્યારે એણે ચોંકી જઈ પૂછ્યું:–" મને ક્યાં લઈ જાઇ રહ્યા છો ? "

" મારા સ્થાનકે "

" ત્યાં બીજું કોઈ છે ? "

" કોઈ નહિ."

" મને ક્યારે પાછી પહોંચાડી દેશો ? "

" પહોંચાડી દઇશ. આજ રાતે ન પહોંચાડી શકું તો કાલ સવારે ચાલી જજે."

" નહિ ભાઇ, એમ નહિ બને, તમે મને જ્યાંથી લાવ્યા છો ત્યાં જ પહોંચાડી દો."

" પણ મારે તને ઘણી ઘણી વાતો કહેવી છે ભારતી ! "

" નહિ, તમે મને પાછી પહોંચાડી દો " ભારતી એનો કોઈ જવાબ દીધા વગર એમને એમ માથું હલાવી બોલી.

" પણ શા માટે ભારતી ? મારા પર વિશ્વાસ નથી આવતો ? "

ભારતી નીચી નજર કરી ચૂપ બેસી રહી.

" આવી કેટલીયે રાત તેં અપૂર્વ સાથે એકલા વીતાવી છે, તે શું મારાથી વધુ વિશ્વાસપાત્ર હતો ? " ડાકટરે કહેવા માંડયું.

ભારતી પહેલાંની માફક જ ચૂપ બેસી રહી. "હા" કે "ના" કંઈ પણ બોલી નહિ. નાળાની આ જગ્યા જેની અંધકારમય હતી એવી જ બહુ સાંકડી હતી. વચ્ચે વચ્ચે બન્ને કિનારાના વૃક્ષોની ડાળીઓ શરીર સાથે અડકવા લાગી. નદીમાં ઓટ આવવી શરૂ થઇ ગઈ હતી એટલે પાણી ઉલ્ટું વહેવા લાગ્યું હતું. ડાકટરે લાલટેન કાઢી પેટાવી વચ્ચે રાખી દીધું. પાછા ચાટવાથી મછવો ધકેલતાં ધકેલતાં કહ્યું–" આજે તને જે જગ્યાએ લઈ જઈ રહ્યો છું ભારતી,

ત્યાંથી દુનિયામાં એવું કોઈ નથી કે તારો ઉદ્ધાર કરી શકે. હવે મારા મનની વાત તને સમજવામાં કંઈ બાકી નહિ રહી હોય." આમ કહેતા કહેતા એ એકાએક હસી પડયા. અંધારામાં ભારતી એનો ચહેરો જોઈ શકી નહિ પરંતુ એના હાસ્યના અવાજમાં જાણે કોઇએ ધિક્કાર દીધો હોય એમ જણાયું. ભારતીએ મોં ઉચું કરી નિઃશંક સ્વરે કહ્યું:—"તમારા મનની વાત સમજી શકું એટલી મારામાં બુદ્ધિ નથી, પણ તમારા ચરિત્રને હું જાણું છું. મારે એકલા રહેવું ઉચિત નથી ભાઈ, એટલે જ આ વાત કહી હતી. મને ક્ષમા કરો."

"ભારતી તને છોડી જતાં મને દુઃખ થાય છે. તું મારી બ્હેન છે, મારી મા છે,—તારા પર આટલો વિશ્વાસ ન હોત તો હું આ રસ્તા પર પગ પણ રાખત નહિ. પરંતુ આ સંસારમાં મારા સિવાય બીજું કોઇ નથી કે જે તારી કિંમત દઈ શકે, એનો શતાંશ પણ જો અપૂર્વ કોઈ દિવસ સમજી શકયો હોત તો તેનું જીવન સાર્થક થઈ ગયું હોત. બ્હેન, તું સંસારમાં પાછી ફર, અમારા લોકોમાં હવે ન રહે. ફકત તારી વાત કહેવા માટે જ આજ હું અપૂર્વને મળવા ગયો હતો." ડાકટરે થોડીવાર નિસ્તબ્ધ રહી સ્વાભાવિક સ્વરમાં કહ્યું.

ભારતી ચૂપ રહી. આજે એક શબ્દ પણ કહ્યા વગર અપૂર્વ ચાલ્યો ગયો—નોકરી કરવા માટે તે બર્મા આવ્યો હતો, થોડા જ દિવસોનો પરિચય હતો! તે નિષ્ઠાવાન બ્રાહ્મણનો છોકરો છે. તેને દેશ છે, સમાજ છે, ઘરબાર છે, આત્મીય સ્વજન છે, એ ઉપરાંત કોણ જાણે શું શું છે? વળી ભારતી છે અસ્પૃશ્ય ખ્રિસ્તીની છોકરી, જેને દેશ નથી, ઘર નથી, માબાપ નથી, પોતાના કહેવા જેવું કોઇ પણ નથી. આ પરિચય જો પૂરો થઇ ગયો હોય તો એમાં ફરિયાદની કઇ વાત છે? ભારતી એમને એમ સ્થિર બેઠી રહી. ફકત અંધારામાં એની બન્ને આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા.

સામે નજીકમાં જ વૃક્ષો અને લતાઓ વચ્ચે જરા અજવાળુ

નજરે પડયું. ડાક્ટરે એ તરફ ઈશારો કરી કહ્યું:–" આ રહ્યું મારૂં સ્થાનક. જરા વાંક વળી જતાં જ ત્યાં જઈ ઉતરશું. પહેલા હું ઘણો જ સ્વતંત્ર હતો. હમણાં ન જાણે કેમ હું એક મમતામાં પડી ગયો છું ભારતી! તારા માટે મને બહુ વિચાર થાય છે. જવા પહેલાં ફકત એટલું જ જોવા ઇચ્છતો હતો કે તને એક નિરાપદ આશ્રય મળી ગયો છે.

" હું તો સારી પેઠે છું ભાઇ!" ભારતીએ સાડીના છેડા વતી આંસુ લુછતાં લુછતાં કહ્યું.

ડાક્ટરે એક ઉંડો દમ લીધો. આ વાત એટલી અસાધારણ હતી કે ભારતીના કાનમાં જઇને ખૂંચાઈ ગઈ.

" ક્યાં સારી પેઠે છું બ્હેન? મારા માણસે આવીને કહ્યું કે તું ઘરમાં ન હતી. વિચાર કર્યો કે તું જેટીમાં કયાંય બેઠેલી મળી આવશે. ત્યાં પણ ગયો પણ એ વખતે નિશ્ચય થઈ ગયો કે નદીના કિનારે જ કયાંકને કયાંક તું મળી આવશે. અભાગી કેવળ તારો આનંદ જ ચોરી જઇને ભાગ્યો નહિ ભારતી, તારી હિંમત પણ તોડી ગયો છે." ડાક્ટરે કહ્યું.

આ વાતનો પુરો મતલબ ન સમજી શકવાના કારણે ભારતી ચૂપ થઈ રહી.

" એ દિવસે નિશ્ચિંત મનથી મારા માટે પલંગ છોડી તું નીચે સુઈ ગઈ હતી અને હસીને બોલી હતી:–' ભાઇ, તું શું માણસ છે કે તારાથી શરમ કે ડર લાગશે? તું સુઈ જા.' પણ આજે તારામાં એ હિંમત જ રહી નથી. હજુ યે અપૂર્વ વિશેષ નિર્ભર કરવા લાયક માણસ નથી, એમ છતાંય પાસે હતો એટલે કાલ પણ એવી આશંકા તારા મનમાં ન આવી. આશ્ચર્ય તો એ છે કે તારા જેવી છોકરીની નિર્ભય સ્વાધીનતાને પણ તેના જેવો એક અક્ષમ માણસ કેટલી આસાનીથી તોડી ફોડી શકે છે!" ડાક્ટરે કહ્યું.

"પણ ઉપાય શું છે ભાઈ?" ભારતીએ મૃદુ સ્વરે પુછ્યું.

"ઉપાય કદાચ ન પણ હોય. પરંતુ હું વિચાર કરૂં છું કે તારા ચરિત્ર પર સંદેહ કરવાવાળું આજે કોઈ પાસે નથી એટલે જો તારૂં પોતાનું મન દિનરાત તારા પર સન્દેહ કરતું ફરે તો તું જીવીશ કેવી રીતે? આ પ્રમાણે તો કોઇ પણ જીવી શકે નહિ ભારતી!" ડોકટરે ડોક હલાવી કહ્યું.

ભારતીએ પોતે કદીયે આ પ્રમાણે વિશ્લેષણ–પૃથક્કરણ કરીને જોયું ન હતું. એની પાસે સમયજ કયાં હતો? ડાકટરની વાત સાંભળી એની શ્રદ્ધા અને આશ્ચર્યની સીમા જ ન રહી; પરંતુ એ ચૂપ જ રહી. ડાકટરે પાછું કહેવા માંડયું:—

"હું વળી એક બીજી છોકરીને જાણું છું. એ રશિયન છે, પરંતુ એની વાત જવા દે. કયારે તમારા લોકોની મુલાકાત થશે એની કાંઇ ખબર નથી પણ એમ માલુમ પડે છે કે મુલાકાત તો જરૂર થશે. પછી વિધાતા કરે તે ખરૂં. તારા પ્રેમની તુલના નથી, તારા હૃદયમાંથી અપૂર્વને કોઈ હઠાવી શકે તેમ નથી; પરંતુ પોતાને તેના ગ્રહણુયોગ્ય બનાવવાની જે જીવનવ્યાપી અતિ સતર્ક સાધના આજથી શરૂ થશે એની હમેશાની અસન્માનની ગ્લાનિ તારા મનુષ્યત્વને એકદમ બગાડી ન દે, ભારતી! હાયરે! આવા ચિરશુદ્ધ હૃદયનું જ્યાં મૂલ્ય જ નથી,–શરીરની શુદ્ધતા જ જ્યાં સર્વ કાંઈ છે ત્યાં પોતાને આ રીતે ખેંચાવું પડે છે. કમળને ચાવીને ખાઇ ગયા વગર જેને તૃપ્તિ નથી થતી,–શારીરિક ભોગ જ જેનું ચરમ લક્ષ્ય છે, એનાથી આ પ્રમાણે દેહની શુદ્ધતાની કિંમત કાન પકડીને વસુલ કરાય છે? થઈ પણ જાય કદાચ; પરંતુ માલુમ નથી તકદીરમાં જીવનની આશા કેટલા દિવસની છે? આમ છતાંય કદાચ જીવતો રહીશ તો 'બ્હેન' કહીને ગર્વ કરવાને ત્યારે સવ્યસાચીની પાસે બીજું કાંઈ બચ્યું નહિ હોય."

"તો મને તમે શું કરવાનું કહો છો? તમે તો મને વારંવાર સંસારમાં પડવાનું જ કહ્યા કરો છો."

"પણ નીચી મુંડી કરીને પડવાનું તો નથી કહ્યું."

"પરંતુ સ્ત્રીઓના ઉંચા માથા કોઈ પસંદ નથી કરતું કહ્યું."

"તો ન પડવું."

"આ વિષયમાં તમે નિશ્ચિંત રહેજો ભાઇ, કે મારાથી સંસારમાં પડી શકાશે જ નહિ. આખોએ રસ્તો પોતાના હાથે બંધ કરીને ફક્ત એક જ રસ્તો ખુલ્લો રાખ્યો હતો, એ પણ આજ બંધ થઈ ગયો એ તો તમે તમારી આંખથી જ જોઈ રહ્યા છો. હવે જે રસ્તો તમે મને દેખાડશો એ રસ્તે જ ચાલીશ. ફક્ત મારી એટલી વિનંતી માનવી કે તમારા ભયંકર રસ્તા પર મને બોલાવશો નહિ. ભગવાન જેવા દુર્લભ પદાર્થને મેળવવાને જ્યારે આટલા રસ્તા નીકળ્યા છે તો ફક્ત તમારા લક્ષ્ય સુધી પહોંચવા માટે શું બીજો કોઇ માર્ગ જ નથી? મારો દ્રઢ વિશ્વાસ છે કે મનુષ્યની બુદ્ધિ હજુ સુધી બિલકુલ પુરી થઈ ગઈ નથી,—ક્યાંક ને ક્યાંક બીજો રસ્તો જરૂર થશે. અત્યારથી હું એની ખોજમાં નીકળીશ. ભયંકર દુઃખ શું ચીજ છે એ એ રાતે મને માલુમ પડી ગયું છે." ભારતીએ મ્લાન ચહેરે હસતા હસતા કહ્યું.

"આ મારૂં સ્થાનક છે." ડાક્ટરે જરા હસીને કહ્યું અને મછવાને જોર લગાવી ઉપર સુધી લઇ ગયા અને ઉતરી પડયા. લાલટેનથી રસ્તો બતાવવા એ બોલ્યા:—"પગરખાં ઉતારી નાખી ઉતરી જા. પગમાં જરા કીચડ લાગશે."

ભારતી ચૂપકીથી ઉતરી પડી ચાર પાંચ મોટી મોટી સાગના લાકડાની ખુંટીઓ મારી જુના અને નકામા પાટીઆથી એક ઘર જેવું બનાવી લેવામાં આવ્યું હતું. ભારતીનું પાણી ઉતરી જવાથી

નીચે કીચડ જામી ગયો હતો. પાંદડાઓ અને નાના છોડો સડવાથી ચારે તરફ બદબો બદબો થઈ રહી હતી. સામે જ બે–અઢી હાથ પહોળા રસ્તા સિવાય ચારે તરફ એવું ગાઢું જંગલ આવેલું હતું કે સાપ વીંછી તો શું પણ વાઘ–સિંહ, રીંછ અને હાથી સુદ્ધાં છુપાઈ રહે તો પત્તો પણ ન લાગે. નજરે જોયા વગર આ વાતની કલ્પના કરવી પણ અસંભવિત છે કે એની અંદર કોઈ માણસ રહી શકે છે પણ આ માણસ માટે દુનિયામાં સર્વ કંઈ સંભવ હતું.

તુટી ફુટી લાકડાની સીડીથી રસ્સી પકડી ઉપર પહોંચતા એક સાત આઠ વર્ષના બાળકે આવી કમાડ ખોલ્યું તો ભારતી ભારે આશ્ચર્યથી દંગ થઈ ગઈ. અંદર પગ મૂકતાં જ જોયું કે જમીન પર ચટાઈ પાથરી એક નાની ઉંમરની બર્મી સ્ત્રી સુતી પડી હતી, ત્રણ ચાર બાળકો અહીં તહીં ફરી રહ્યા હતા. એક બાળક તો ઘરમાં ઝાડે પણ ફર્યું હતું. કદાચ અનાવશ્યક સમજીને જ એ સાફ કર્યું ન હતું. દુઃસહ દુર્ગંધથી આખુંય વાયુ મંડળ વિષાક્ત થઈ રહ્યું હતું. જમીન પર ચારે તરફ દાળ, ભાત અને કાંદા–લસણના છોતરાં પડયા હતા. પાસે જ એક તરફ બે ત્રણ કાળા મસ માટીના હાંડલા પડયા હતા અને એક છોકરો એમાં હાથ નાખીને ખાઈ તેમજ બગાડી રહ્યો હતો. અહીંયા થઈને ભારતી ડાકટરની પાછળ પાછળ અંદરની ઓરડીમાં જઈ પહોંચી. ત્યાં કંઈ સરસામાન ન હતો. જમીન પર ચટાઈ પાથરી હતી. એક તરફ એક જાજમ સમેટેલી પડી હતી. ડાકટરે જાજમ પાથરતા કહ્યું:–"બેસો ભારતી." ભારતી ચૂપચાપ બેસી ગઈ. એણે જોયું કે એ પરિચિત ભારે વજનદાર ખડિયો એક છેડે પડયો હતો. ખરેખર એજ ડાકટરની વર્તમાન બેઠક હતી. આ બાજુની ઓરડીમાંથી પે'લી બર્મી સ્ત્રીએ કંઈક પૂછ્યું અને ડાકટરે બર્મી ભાષામાં જ એનો જવાબ દીધો. થોડી વાર પછી પે'લો છોકરો આવીને થોડા ભાત અને શાક વિગેરે એક બાજુ રાખી ગયો. મછવાનું લાલટેન ડાકટર પોતાની સાથે જ

લાવ્યા હતા. એના અજવાળામાં આ બધી ખાવા પીવાની ચીજો જોઈને ભારતીનો જીવ ઉછળવા લાગ્યો. ડાક્ટરે કહ્યું.

"તને પણ ભૂખ લાગી હશે, પરંતુ આ બધું–"

ભારતીના મોંમાંથી વાત ન નીકળી, પણ એણે જોરથી માથું હલાવી કહી દીધું કે નહિ, નહિ બિલકુલ નહિ. એ ખ્રિસ્તીની છોકરી હતી; જાતિભેદ માનતી નહોતી, પણ જ્યાંથી એ બધી ચીજ લાવવવામાં આવી હતી એ સ્થાન તો એ આ પહેલાં જ દેખી આવી હતી.

ડાક્ટરે કહ્યું:–"મને તો ભારે જોરથી ભૂખ લાગી છે બ્હેન, પહેલાં જરા પેટ ભરી લઉં."

આટલું કહી એ હાથ ધોઈ પ્રસન્નતાપૂર્વક ખાવા બેસી ગયા. ભારતીથી એ તરફ જોઇ શકાયું પણ નહિ. ઘૃણા અને અસીમ વેદનાથી એણે મોં ફેરવી લીધું. એની છાતીની અંદરથી રૂદન જાણે સહસ્ર ધારાઓથી વહેવા લાગવા ઇચ્છવા લાગ્યું: હાયરે દેશ! હાયરે સ્વાધીનતાની પ્યાસ! દુનિયામાં કંઇ પણ આ લોકોએ પોતાનું સમજવામાં બાકી નથી રાખ્યું. આ ઘર, આ ભોજન, આ ઘૃણિત સંભવ, આ પ્રમાણેની જંગલી જાનવરોના જેવી જીંદગી, ક્ષણભરના માટે મૃત્યુ પણ ભારતીના માટે એથી સારૂં લાગ્યું. મરી તો કદાચ ઘણાય જાય છે પણ આ જે દેહ અને મનનો સતત ઓત રહ્યો છે, પોતે પોતાને પગલે પગલે આ પ્રમાણે હત્યાની તરફ લઈ જવાની જે દુઃસહ સહિષ્ણુતા છે, સ્વર્ગ અને મૃત્યુલોકમાં ક્યાંય કદીયે એની તુલના મળી શકે છે? દેશની પરાધીનતાની વેદનાએ શું આ લોકોના જીવનની સમસ્ત જ વેદનાને ધોઈ કરી સાફ કરી નાખી છે? ક્યાંય જરા પણ બાકી નથી રાખ્યું?

એને અપૂર્વનો ખ્યાલ આવી ગયો. તેનો પોતાની નોકરી છૂટી જવાનો શોક, તેની પોતાની મિત્રમંડળીમાં હાથના ડાઘ દેખાઇ

જવાની લજ્જા—એજ છે ભારત માતાના સહસ્રકોટિ સંતાન ! એજ છે દેશની દાઝ ! આરામથી ખાતા પીતા પરીક્ષાઓ પાસ કરી નોકરીમાં સફળતા મેળવી જન્મથી મૃત્યુ સુધી જેમનું જીવન વિના કોઈ વિઘ્ન કે વાંધાએ એકધારૂં વીતી જાય છે ! અને આ માણસ અત્યંત તૃપ્તિની સાથે નિર્વિકાર ચિત્તે બેસી ભાતના કોળીઆ ભરી રહ્યો છે ! ભારતીને એક ક્ષણ માટે માલુમ પડયું કે જાણે એ હિમાલયના શિખર નીચે પત્થરના એક ટુકડા પર પગ રાખી ઉભી છે. અને ઉપર્યુક્ત માણસોમાંથી એક સાથે પ્રેમ કરીને વળી એના એના ઘરની ગૃહિણીપણાથી વંચીત થવાના દુઃખથી આજે છાતી ફાટફાટ થઇ રહી હતી ! એકાએક ભારતી જોરપૂર્વક બોલી ઉઠીઃ—"ભાઇ, તમારો પસંદ કરેલો આ ખૂન ખરાબીનો રસ્તો કોઇ પણ રીતે ઠીક નથી. અતીતની ગમે એટલી ભવ્યતા બતાવો પણ માનવજીવનમાં એ વિધાન કદાપિ સત્ય નથી થઇ શકતું; કારણ કે જે અતીત છે, જે વીતી ચૂકયું છે, હમેશાં એ છાતી ઠોકીને અનાગતને નિયંત્રિત કરશે. તમારો માર્ગ બરોબર નથી; એમ છતાંય તમારી આ સર્વ કંઇ વિસર્જન કરી દેનારી દેશની સેવાને જ હું માથે લઉં છું. અપૂર્વ સુખથી રહે, તેના માટે હવે હું શોક નહિ કરૂં, મારા જીવનનો મંત્ર આજ મેં આંખોથી જોઈ લીધો છે."

ડાકટરે આશ્ચર્યપૂર્વક મોં ઉંચું કરી ભાતના કોળીયા ભર્યો અસ્ફુટ સ્વરે પુછયુંઃ—"શું થયું ?"

૬

હાથ-મોં ધોઈ આવ્યા પછી ડાક્ટર પોતાના ખડિયા પર જઈ બેસી ગયા. પૂર્વોક્ત છોકરો એક મોટી ચિરૂટ પીતો ઓરડીમાં ઘુસ્યો, થોડીકવાર સુધી મોંમાંથી ખૂબ ધુમાડા કાઢતો રહ્યો અને એ પછી એ ચિરૂટ ડાક્ટરના હાથમાં દઈ ચાલ્યો ગયો. ભારતીના ચહેરા પર આશ્ચર્યના ચિહ્ન જોઈને ડાક્ટરે હસતા હસતા કહ્યું:—" મફતની મળી જાય તો હું દુનિયામાં કોઈ ચીજ છોડવાનું પસંદ કરતો નથી ભારતી! અપૂર્વના કાકાએ મને જ્યારે રંગુનની જેટીમાં પહેલ વહેલા ગિરફતાર કર્યો ત્યારે મારા ખિસ્સામાંથી ગાંજાની ચલમ નીકળી આવી હતી. એ ન હોત તો છુટકારો જ ન મળ્યો હોત." આટલું કહી એ સ્મિત હાસ્ય કરવા લાગ્યા.

ભારતી આ ઘટના સાંભળી ચૂકી હતી એટલે એણે કહ્યું:— " મને ખબર છે, પણ એથી છુટકારો ભલે મળી ગયો, છતાંય એ તમે નથી પીતા એ હું જાણું છું. પરંતુ આ મકાન કોનું છે ભાઈ?"

" મારૂં. "

" અને પે'લી બર્મી સ્ત્રી અને બાળકો?"

" એ બધાં મારા એક મુસ્લીમ મિત્રના જ છે. એ પણ મારી માફક ફાંસીનો આસામી છે, પરંતુ બીજા મામલામાં. આજ કાલ ક્યાંય બહાર ગયેલ છે. પરિચયનો પ્રસંગ નહિ મળી શકે." ડાક્ટરે હસીને કહ્યું.

" પરિચયના માટે હું વ્યાકુળ નથી, પણ તમે જે સ્વર્ગપુરીમાં આવીને રહ્યાં છો એથી તો વિદાય કરીને મને મારા ઘરે પહોંચાડી દો ભાઈ, અહીંયા મારો દમ ઘુંટાઈ રહ્યો છે."

"આ સ્વર્ગપુરી તમને નહિ સદે એ હું તમને અહીંયા લાવ્યા પહેલાં જ જાણતો હતો. પણ તમને કહેવાની મારે જેટલી વાત છે એ તો આ સ્વર્ગપુરી સિવાય બીજી કોઈ જગાએ પ્રકટ કરી શકાય એમ નથી ભારતી ! આજે તમારે જરા તકલીફ ઉઠાવવી જ પડશે." ડાકટરે હસતા હસતા જવાબ દીધો.

"તમે શું જલ્દીથી ક્યાંય જઈ રહ્યા છો ?"

"હા. ઉત્તર અને પૂર્વ દિશામાં એકવાર પુનઃ ફરી આવવું પડશે. પાછા ફરતા કદાચ બે વર્ષ થઇ જશે, પણ આજે તમને નાના પ્રકારે એટલી વ્યથા પહોંચી છે બ્હેન કે બધી વાતો કહેવામાં મને શરમ લાગે છે. પરંતુ આજ રાત પછી હું તમને આસાનીથી મળી શકું એ વાતનો પણ મને ભરોસો નથી."

આ વાત સાંભળી ભારતી ઉદ્વિગ્ન થઈ ગઇ.

"તો શું તમે કાલે જ ચાલ્યા જશો ?" ભારતીએ પૂછ્યું.

ડાકટર મૌન રહ્યા. ભારતી મનમાં સમજી ગઇ કે એમાં કાંઈ ફેરફાર થઈ શકે તેમ નથી. આ રાત પૂરી થઇ ગયા પછી આ દુનિયામાં એ બિલકુલ એકલી જ રહી જશે. ખબરઅંતર લેનારું પણ કોઇ રહેશે નહિ

"પગરસ્તે મારે દક્ષિણ ચીન થઇને કેન્ટોન જવું પડશે અને એ રસ્તેથી કામકાજ માટે અમેરિકા ન જઈ પહોંચું તો પ્રશાંત મહાસાગરના દ્વીપોમાં ઘૂમતો ઘૂમતો વળી અહીં આવી આશ્રય લઈશ. એ પછી જ્યાં સુધી આગ નહિ સળગે ત્યાં સુધી હું અહીં-યાજ રહીશ ભારતી." ડાકટરે કહેવા માંડ્યું: "અને જો પાછો ફરી ન શક્યો તો બ્હેન, સમાચાર તો 'મળી જ જશેને ?"

આ માણસના શાંત સ્વરની સહજ વાતો સાધારણ હતી, પરંતુ એનો ભયંકર ચહેરો ભારતીની આંખો આગળ નાચી ઉઠ્યો. થોડીકવાર ચૂપ રહ્યા પછી એ બોલીઃ—"પગરસ્તે ચીન જવું કેટલું

ભયંકર છે એ સાંભળી ચુકી છું; પણ તમે મનમાંને મનમાં હસતા નહિ ભાઇ, હું તમને ડર નથી દેખાડતી,—એટલા હું તમને પિછાણું છું; પરંતુ ચાલ્યા જ જવા માગતા હો તો ફરી વળી અહીંયા પાછા કેમ આવવા ઇચ્છે છો ? તમારી—આપણી જન્મભૂમિમાં શું તમારી જરૂર નથી ?"

"એ કામ માટે તો હું આ દેશને સહજમાં છોડી શકતો નથી. સ્ત્રીઓ આ દેશમાં સ્વાધીન છે, સ્વાધીનતાનો મર્મ એ સમજે છે. એ લોકોનું મને ભારે કામ છે. કદાચ જો આ દેશમાં આગ સળગતી દેખાશે તો ક્યાંય પણ હો ભારતી, મારી વાત એ સમયે યાદ કરી લેજે કે આ આગને તમે લોકોજ સળગાવશો. મારી આ વાત યાદ રહેશે."

"પણ હું તો તમારા પથની પથિક—તમારા રાહની રાહદારી નથી, ભાઈ!" આ ઇશારાને સમજી જઈ ભારતી બોલીઃ

"એ તો હું જાણું છું, પણ તમારો રાહ ભલેને ગમે એ હો પણ મોટા ભાઇની વાત યાદ કરવામાં તો કોઇ દોષ નથી. વળી ભાઇને વચ્ચે વચ્ચે યાદ તો કર્યા કરજે." ડાકટરે હસી પડી કહ્યું.

"મોટા ભાઇને યાદ રાખવાની મારી પાસે ઘણીયે ચીજો છે. શું તમે માણસોને આ રીતે વિપત્તિઓમાં ખેંચી લીધા કરશો ભાઈ? પરંતુ મને નહિ ખેંચી લઈ શકો." આટલું કહી એ એકાએક ઉઠીને ઉભી થઈ ગઇ અને ઘડી કરેલી જાજમને ઝાડી ઝુટકીને પાથરી, કામળો, તકીઓ વિગેરે લઈ પોતાના હાથે પથારી પાથરતા પાથરતા ધીમેથી બોલીઃ—"અપૂર્વબાબુની સ્ટીમરના ચક્કરે આજે મને જે માર્ગનું સંધાન દીધું છે, એ આ જીવનમાં મારો એકમાત્ર માર્ગ છે. વળી જે દિવસે મુલાકાત થશે ત્યારે આ વાત તમે પણ સ્વીકારશો."

"અચાનક આ તમે શું કરી દીધું ભારતી ? આ ફાટેલા

કામળાને શું હું પોતે પાથરી શકત નહિ? એની તો કંઈ જરૂર જ ન હતી?" ડાક્ટર વ્યગ્ર થઈ બોલ્યા.

"તમને ન હતી પણ મને હતી. શા માટે હું પથારી ન પાથરૂં? તમારા આ ફાટેલ તુટેલ કામળાને હું નહિ ભૂલું. સ્ત્રીઓના જીવનમાં જો આની પણ જરૂર ન હોય તો શેની જરૂર છે? એમનું બીજું શું કર્તવ્ય છે, એ બતાવી શકો છો ભાઇ?"

"આનો જવાબ હું નહિ દઇ શકું બ્હેન, તમારી આગળ હું મારી હાર થઇ માનું છું. પણ આવડી મોટી વાત મારે કદીયે–કોઇપણ દિવસ કોઇપણ સ્ત્રીની પાસે સ્વીકારવી પડી નથી." ડાક્ટરે હસીને કહ્યું.

"સુમિત્રા બ્હેનની પાસે પણ નહિ?" ભારતીએ હસતા ચહેરે કહ્યું.

"નહિ." ડાક્ટરે માથું હલાવી કહ્યું.

પથારી પથરાઈ ગયા પછી ડાક્ટર પોતાનું ખડિયા પરનું આસન છોડીને પથારી પર આવીને બેસી ગયા. ભારતી પાસે જ પથારીથી દૂર બેસી ગઇ અને થોડીવાર નીચી નજર કરી મૌન રહી બોલી:–"જવા પહેલા એક બીજી વાત તમને પૂછું તો આ નાની બ્હેનની કસૂર માફ કરશો?"

"કરીશ."

"તો કહો જોઈએ કે સુમિત્રા બ્હેન કોણ છે? તમને એ ક્યાંથી મળી ગયા?"

એનો પ્રશ્ન સાંભળી ડાક્ટર લાંબીવાર સુધી ચૂપ રહ્યા. એ પછી સ્મિત કરતા કહ્યું:–"એ મારી કોણ છે, એનો જવાબ એના પોતાના આપ્યા સિવાય જાણવાનો બીજો કોઈ ઉપાય જ નથી. પરંતુ કહેવું જોઇએ કે જે દિવસે હું એને પિછાણતો પણ ન હતો એ

દિવસે મેં પોતે જ પોલીસની સામે મારી સ્ત્રી તરીકે એનો પરિચય દઈ દીધો હતો. 'સુમિત્રા' નામ મારૂં દીધેલું છે, ફક્ત આજ એક મારૂં સ્મરણ એની પાસે રહી ગયું છે."

ભારતી ગાઢ કુતૂહલથી ડાકટરની તરફ એકીટસે જોઈ રહી.

"સાંભળ્યું છે કે એની મા યહુદીન હતી અને બાપ હતો બંગાળી બ્રાહ્મણ. પહેલા એ સર્કસ પાર્ટીની સાથે જાવા ગયો હતો અને ત્યાં સુરાબાયા રેલ્વે સ્ટેશનમાં નોકરી કરવા લાગી ગયો હતો. જેટલા દિવસ એ જીવતો રહ્યો ત્યાં સુધી સુમિત્રા મિશનરીઓની સ્કુલમાં ભણતી રહી, પણ એના મરી ગયા પછી પાંચ છ સાલનો ઇતિહાસ તમે ન સાંભળો." ડાકટરે કહ્યું.

"નહિ ભાઈ, એમ નહિ બને. તમારે બધુંય કહેવું પડશે." ભારતીએ માથું હલાવી કહ્યું.

'હું પણ બધું નથી જાણતો ભારતી." ડાકટરે હસીને પાછું કહેવા માંડયું. "ફક્ત એટલું જ જાણું છું કે મા, છોકરી, બે મામા, એક ચીની અને બે મદ્રાસી મુસલમાન મળી જાવામાં ચોરી છુપીથી અફીણ–ગાંજો લાવવાનું કામ કરતા હતા. એ વખતે હું જાણતો ન હતો કે એ લોકો શું કરતા હતા. ફક્ત એટલું જ જોયા કરતો હતો કે બટેવિયા અને સુરાબાયા વચ્ચેના રેલ રસ્તે સુમિત્રા અવારનવાર આવજાવ કરતી હતી. બહુજ સુંદર હોવાના કારણે ઘણા લોકોની માફક મારી પણ એના પર નજર પડી ગઈ. બસ એટલું જ. પછી એક દિવસ એકાએક પરિચય થઈ ગયો, તેય સ્ટેશનની વેઇટીંગ રૂમમાં. એ બંગાળીની છોકરી છે, એ વાતની માહિતી પણ ત્યારેજ મળી."

"સુંદરી હોવાના કારણે સુમિત્રા બ્હેનને પછી આપ ભૂલી નહિ શક્યા, કેમ ભાઈ?"

"તમે એમ કહો. એક દિવસ જાવા છોડીને હું બીજે ક્યાંક ચાલ્યો ગયો,—અરે હું ભૂલી ગયો—પછી એક સાલ બાદ વળી એકાએક સુમાત્રાના વેંકુલેન શહેરની જેટી પર મુલાકાત થઇ ગઇ. એક પેટીમાં અફીણ હતું, ચારે તરફ પોલીસ અને વચમાં સુમિત્રા ઉભી હતી. મને જોતાં જ એની આંખોમાંથી આંસુ પડવા લાગ્યા. મારે નિશ્ચય કરી લેવો પડયો કે હવે તો એને બચાવી લેવી જ પડશે. અફીણની પેટીને બિલકુલ નામંજુર કરી મેં એની ઓળખ મારી સ્ત્રી તરીકે આપી. પણ આટલું એણે નહોતું વિચાર્યું. એ ચોંકી પડી. આ ઘટના સુમાત્રાની હોવાથી મેં એનું નામ 'સુમિત્રા' રાખી દીધું, નહિ તો એનું જુનું નામ હતું "રોઝ દાઉદ." એ દિવસોમાં વેંકુલેનના મામલા-મુકર્દમા પાદાંગ શહેરમાં થયા કરતા હતા. ત્યાં મારો એક પરમ મિત્ર પોલ કુગર રહેતો હતો. એના ઘરે સુમિત્રાને લઇ જઈ રાખી. મુકર્દમામાં માજીસ્ટ્રેટે તો સુમિત્રાનો છુટકારો કરી દીધો પણ સુમિત્રાએ મને છુટકારો ન દીધો." ડાકટરે પાછું કહ્યું.

"છુટકારો કયારેય પણ મળશે નહિ ભાઈ." ભારતીએ હસીને કહ્યું.

"ક્રમશઃ એના દળના લોકો ખબર મળતાં તપાસ કરવા લાગ્યા. મેં જોયું કે મારો મિત્ર કુગર પણ એના સૌન્દર્યથી ચંચળ થઇ ગયો હતો એટલે એને એની જવાબદારીમાં છોડીને હું એક દિવસ ચુપકીથી સુમાત્રાથી ભાગી ગયો."

"એ લોકોની જુમ્મેદારીમાં એકલી છોડીને? ઉફ,—તમે કેટલા નિષ્ઠુર છો ભાઇ!" ભારતીએ આશ્ચર્યપૂર્વક પુછ્યું.

"હા, લગભગ અપૂર્વની માફક! એક સાલ વીતી ગઈ. એ દિવસોમાં હું સેલિબિસ દ્વિપના મેકાસર શહેરની એક અપ્રસિદ્ધ હોટલમાં રહ્યો હતો. એક દિવસ સાંજે મારી ઓરડીમાં દાખલ થતાં

મેં જોયું કે ત્યાં સુમિત્રા બેઠી હતી. હિન્દુ સ્ત્રીની માફક ટસરની સાડી પહેરી હતી અને એ દિવસે એણે મને હિન્દુ સ્ત્રીની માફક નમીને પહેલ વહેલાં પ્રણામ કર્યાં, અને કહ્યું 'હું સર્વ કાંઈ છોડીને ચાલી આવી છું, વીતેલું સર્વ કાંઈ ધોઈને સાફ કરી આવી છું. મને તમારા કામમાં દાખલ કરી લો, મારાથી અધિક વિશ્વસ્ત અનુચરી તમને બીજી કોઇ નહિ મળે."

"એ પછી?" ભારતીએ શ્વાસભેર પ્રશ્ન કર્યો.

"એ પછીની ઘટના ફક્ત એટલી જ કહી શકું છું ભારતી, કે સુમિત્રાની વિરુદ્ધ ફરિયાદ કરવાનું મને આજ દિન સુધી કોઇ કારણ જ નથી મળ્યું. દુનિયામાં એવું કોઈ કામ નથી કે જે એ ન કરી શકે. એકવીસ સાલના તમામ સંસ્કારોને જે એક દિવસમાં ધોઇ ધફાવી સાફ કરી શકે છે એનાથી હું ડરું છું, પરંતુ એ ઘણી નિષ્ઠુર છે." ડાકટરે કહ્યું.

ભારતી ચૂપ બેસી રહી. એને વારંવાર પૂછવાની ઇચ્છા થઈ કે એ નિષ્ઠુર ભલે હોય પણ એના પર તમારો પ્રેમ કેટલો છે? પરંતુ શરમના માર્યો એના મોંમાંથી આ વાત નીકળી નહિ. આમ છતાંય એ આશ્ચર્યજનક સ્ત્રીનો ઘણોખરો ગુપ્ત ઇતિહાસ એને માલુમ પડી ગયો હતો. એના નિર્મળ મૌન અને કઠોર ઉદાસીનતા,–કોઇનો પણ અર્થ સમજવો એના માટે બાકી રહ્યો ન હતો.

એકાએક અસાવધાનીથી એક દીર્ઘ નિઃશ્વાસ નીકળી જવાથી ડાકટર ફક્ત ક્ષણભર માટે શર્મથી વ્યાકુળ થઈ ગયા–એણે સુદીર્ઘ સાધનાથી દેહ અને મનના રોમ-રોમ પર અસાધારણ અધિકાર વ્યર્થ પ્રાપ્ત કર્યો ન હતો! બીજી જ ક્ષણે એનો સ્વર શાંત અને ચહેરો સ્વાભાવિક હાસ્યથી ભરાઇ ગયો.

"પછી સુમિત્રાને લઇ મારે કેન્ટન ચાલ્યા જવું પડ્યું," ડાકટરે કહ્યું.

"ન ચાલ્યા ગયા હોત તો ભાઇ, કોણે તમને શિરના સોગંદ આપ્યા હતા એ કહો જોઇએ? અમે લોકોએ તો આપ્યા ન હતા." ભારતીએ હસવું છુપાવી ભલા માણસની માફક મોં ફેરવી કહ્યું.

"શિરના સોગંદ બિલકુલ હતા જ નહિ, એ વાત નથી—મેં એમ વિચાર્યું હતું કે આ વાત હું કોઇને કહીશ નહિ. પરંતુ તમારામાં એક એવી એબ છે કે છેવટ સુધી સાંભળ્યા વગર તમારૂં કુતૂહલ મટતું જ નથી. વિશેષ નહિ કહું તો એવી વાતોના અનુમાન કરતી રહીશ એટલે કહી દેવું જ સારૂં છે" ડાકટર હસીને થોડો વખત ચૂપ રહ્યા પછી બોલ્યા.

"હું પણ એ જ કહું છું ભાઈ. એટલું હવે કહી નાખો" ભારતીએ કહ્યું.

"વાત એમ થઈ કે સુમિત્રાએ મારી એ હોટલના બીજા મજલા પર એક ઓરડો ભાડે લઈ લીધો. મેં ઘણી મના કરી પણ કોઈ રીતે એ માની નહિ. મેં જ્યારે કહ્યું કે ન માનીશ તો મારે બીજે ક્યાંક ચાલ્યા જવું પડશે, ત્યારે એની આંખોમાથી આંસુ પડવા લાગ્યાં. એણે કહ્યું:—'મને આપ આશ્રય આપશો નહિ?' બીજા જ દિવસે મામલો સમજમાં આવી ગયો. દાઉદની ટોળી આવી પહોંચી. આઠ દસ માણસો હતા. એમાં એક અડધો અરબ અને અડધો નિગ્રો હતો—જાણે એક નાનાશા હાથી જેવો હતો. એ અનાયાસ સુમિત્રા પર સ્રીનો દાવો કરી બેઠો."

"તમારી જ સામે? તમારા બન્ને વચ્ચે ભારે ઝગડો થયો હશે?" ભારતીએ હસતાં હસતાં કહ્યું.

"હા" ડાકટરે ડોક હલાવી કહેવા માંડયું. "સુમિત્રા એ દાવાનો અસ્વીકાર કરીને વારંવાર કહેવા લાગી કે બધુંય ખોટું છે, આ આખુંયે કાવત્રું રચવામાં આવ્યું છે. આ લોકો મને ચોરીછુપીથી

અફીણ વેચવાના કામ માટે પાછી લઇ જવા માગે છે. પ્રશાંત મહાસાગરમાં એમના મોટા અડ્ડા છે. ભારે મોટી ટોળી છે. એવું કોઈ કામ નથી કે જે એ ન કરી શકે. હું સમજી ગયો કે સુમિત્રા શા માટે મારી પાસેથી જુદી રહેવા માગતી ન હતી અને એથી વધુ એ પણ સમજમાં આવી ગયું કે આ સમસ્યાનો ઉકેલ સરળતા-પૂર્વક થઇ શકે તેમ નથી. એમને બિલકુલ સબુરી ન હતી, તુરતા-તુરત ફેંસલો કરીને એ સુમિત્રાને ખેંચી લઇ જવા માગતા હતા. જ્યારે એમને રોક્યા અને પોલીસને બોલાવી પકડાવી દેવાનો ડર દેખાડયો ત્યારે એ ક્યાંક ચાલ્યા ગયા. પણ જતી વખતે ખૂબજ જોરથી ધમકી દેતા ગયા કે એ લોકોને હાથથી આજ દિન સુધી કોઈ બચ્યું નથી. વળી એ વાત તદ્દન જુઠ્ઠી હતી એમ પણ ન હતું."

"પછી ?" ભારતીએ આશંકામાં ડુબી જઇ પૂછ્યું.

"રાતભર અમે હોશિયારીથી રહ્યા. એ ટોળાબંધ આવી હુમલા કરશે એ મને માલુમ હતું." ડાક્ટરે કહ્યું.

"એ વખતે તમે લોકો પોલીસ થાણામાં કેમ નહિ ગયા ? પોલીસને ખબર કેમ ન દીધી ? ડચ સરકારના ત્યાં શું પોલીસ વગેરે કંઇ છે જ નહિ ?" ભારતીએ વ્યગ્ર થઇ કહ્યુ.

"ઘણીયે છે, પણ પોલીસ થાણે જવું મારા માટે નિરાપદ ન હતું. ખેર, રાત તો કોઈ અડચણ વગર વીતી ગઈ. ત્યાંથી સમુદ્રના કિનારે કિનારે જાવાવાળી ઘણીયે વેપાર ધંધાની બોટો જાય આવે છે. બીજા જ દિવસે સવારે એક નક્કી કરી આવ્યો પણ સુમિત્રાને તાવ આવી ગયો હતો. એનાથી ઉભા પણ થવાયું નહિ. મોડી રાતે દરવાજો ખુલવાના અવાજથી આંખ ઉઘડી ગઈ. બારીમાંથી ઝીણી નજરે જોયું તો હોટલવાળાએ દરવાજો ખોલી નાખ્યો હતો અને દસ બાર જણા હોટલમાં ઘુસી રહ્યા હતા. મારી ઓરડીનું બારણું કોઈ

રીતે બંધ કરીને પડખેની સીડીથી ઉપર સુમિત્રાની ઓરડી પર જઈ પહોંચવાનો એમણે મનસુબો કરી રાખ્યો હતો.

"પછી? તમે શોકો ભાગ્યા કયાંથી?" ભારતીએ શ્વાસ રોકતા પૂછયું.

"ભાગવાનો સમય જ કયાં મળ્યો? એમના આવવા પહેલા મેં મારી ઓરડીનું બારણું ખોલી નાખી ઉપર જવાની સીડી રોકી દીધી."

ભારતીનો ચહેરો ફીકો પડી ગયો.

"એકલા? પછી?" ભારતીએ પુછવા માંડયું.

"બાકીની ઘટના અંધારામાં બનતી રહી. એનું બરોબર વર્ણન કરી શકાય તેમ નથી. પણ મને મારી ખબર છે. એક ગોળી આવી ડાબા ખભા પર લાગી અને એક લાગી બરોબર ધુંટણ નીચે. સવાર થતાં જ પોલીસ આવી પહોંચી, પહેરો મૂકાઈ ગયો, ગાડી-ડોળી પણ આવી. છ સાત માણસો પકડાઇ ગયા, હોટલવાળાએ નિવેદન કર્યું કે ડાકુઓ આવ્યા હતા. અંગ્રેજી રાજ્ય હોત તો કયાં સુધી મામલો પહોંચત એ કહી શકાતું નથી. પણ સેલિબિસના કાયદા કાનૂન જ જુદા પ્રકારના છે, લાશોના નિશાન બિશાન કંઈ મળ્યા કર્યાં નહિ, એમણે બધુંએ દાબી-ડુંબી દીધું."

વર્ણન સાંભળી ભય અને વિસ્મયથી થોડી વાર તો ભારતીના મોંમાંથી કોઇ વાત જ ન નીકળી. એ પછી સુક્કાં સફેદ-ફીક્કાં ચહેરે એ અસ્ફુટ સ્વરે બોલીઃ-"દાબી ડુંબી કેમ દેવાયું? શું તમારા હાથે જ એ બધા માર્યા ગયા?"

"હું તો કારણમાત્ર હતો. નહિ તો એ પોતાના જ હાથે માર્યા ગયા સમજવા જોઇએ" ડાકટરે કહ્યું.

ભારતી પછી કંઇ ન બોલી, ફકત એક ઉંડો શ્વાસ લઈ ચૂપ-ચાપ બેસી રહી. ડાકટર પોતે પણ થોડીક વાર ચૂપ રહ્યા અને

પછી બોલ્યા:–" બોટ, ઘોડાગાડી અને સ્ટીમરની સહાયતાથી અમે બન્ને મેનાડા (Menada) જઇ પહોંચ્યા, અને ત્યાંથી નામ ઠામ બદલી નાખી એક ચીની સ્ટીમર પર ચઢી કોઇ રીતે કેન્ટન પહોંચી ગયા. હવે વધુ સાંભળવાની તમારી ઇચ્છા નથી, કેમ બરોબર છે ને ભારતી? તને એમ લાગી રહ્યું હશે કે ભાઇના હાથમાં પણ માણસનું ખૂન ચોંટી રહ્યું છે?"

"મને ઘરે નહિ પહોંચાડી દો ભાઇ?" અન્યમનસ્ક ભારપૂર્વક એના મોં તરફ જોઈ કહ્યું.

"હમણાં જશો?"

"હા, મને પહોંચાડી આવો."

"તો, ચાલો," કહી ડાકટરે પોતાની નીચેનું પાટીયું ખસેડી કોઈ એક ચીજ ચૂપચાપ કાઢી ખિસ્સામાં મુકી દીધી. ભારતી સમજી ગઈ કે એ પિસ્તોલ હતી. પિસ્તોલ એની પાસે પણ હતી અને સુમિત્રાના ઉપદેશ અનુસાર એ પણ આ પહેલા એ લઇને જ રસ્તે નીકળતી હતી. પરંતુ એ માણસ મારવાનું યંત્ર છે, એ વાતની ખબર જાણે આજે જ એને પડી જેને હમણાં જ ડાકટરે પોતાના ખિસ્સામાં રાખેલ છે એણે કોણ જાણે કેટલીયે નરહત્યા કરી હશે, એ વાતનો ખ્યાલ આવતાં જ ભારતીના તમામ રૂંવાડાં ઉભા થઇ ગયા.

"ભલેને તમે ગમે એ કરતા હો પણ તમારા સિવાય દુનિયામાં મારા માટે બીજો કોઈ આશ્રય નથી. જેટલા દિવસ મારૂં મન ઠીક ન થાય ત્યાં સુધી મને છોડીને તમે નહિ જઈ શકો ભાઈ. કહો, નહિ જાઓને?" મછવા પર ચઢયા પછી ભારતીએ ધીરેથી કહ્યું.

"વારૂ. એમજ કરીશ. હું તમારી રજા લીધા પછી જ જઇશ." ડાકટરે જરા હસીને કહ્યું.

# ૭

નદીના જળ પર ઝોલાં ખાઈ રહેલાં મછવા પર બેસી ભારતી કોણ જાણે કેવાયે વિચારો કરી રહી હતી, પણ એના મોં પર અવારનવાર તરી આવતાં ભાવોના ફેરફારથી એમ સ્પષ્ટ જણાઇ રહ્યું હતું કે એ વિચારોનો મોટો ભાગ ઢંગધડા વગરનો હતો. સુમિત્રાના જીવનનો ઇતિહાસ અને એના પ્રથમ યૌવનની દુર્ભાગ્યમય વિલક્ષણ કહાણી વચ્ચે વચ્ચે એના મનને સૌથી વધુ ધક્કા દઇ રહી હતી એ દેખાઈ રહ્યું હતું. સુમિત્રાને મિત્રના રૂપે સમજી લેવાનું દુઃસાહસ કોઈપણ સ્ત્રીના માટે સહજ ન હતું, ભારતી પણ એને પ્રેમ કરી શકી ન હતી. પરંતુ સર્વ વિષયોમાં એ અસાધારણ શ્રેષ્ઠ હતી એમ માનીને જ એણે પોતાના હૃદયની ભક્તિ એને અર્પણ કરી હતી; બલિના પશુ જેમ ખૂન્નસભર્યાં ખડ્ગથી ડરી જાય છે, એમ સ્ત્રી હોવા છતાં આટલી આસાનીથી એને હત્યા કરવાનો આદેશ આપતી જોઇને એની ભક્તિ અસીમ ભયમાં પરિણત થઈ ગઈ હતી. અપૂર્વને ભારતી કેટલી ચાહતી હતી એથી અને પ્રેમ એ કેવી ચીજ છે એ સુમિત્રાથી છુપું ન હતું, છતાંય એક બીજી સ્ત્રીના પ્રાણાધિકને પ્રાણદંડની સજા કરવાની આજ્ઞા દેવામાં સ્ત્રી હોવા છતાંય એ જરાકે ખચકાઇ ન હતી. વેદનાની આગથી છાતીની અંદર જ્યારે આ પ્રકારની આગ ભભૂકી ઉઠી હતી ત્યારે એ પોતાને એમ કહી સમજાવી લેતી કે કર્તવ્યપ્રતિ આ પ્રકારની નિર્ભય નિષ્ઠા થયા સિવાય એને પથેર દાબી સમિતિની સભાનેત્રી બનાવત પણ કોણ? જેના માટે પોતાના જીવનનું મૂલ્ય નથી, રાજભરમાં કાનૂન મુજબ જેનો પ્રાણ જપ્ત થઇ ચુકયો છે એ આના પર કેમ આધાર રાખે? એનો જન્મ, એનું શિક્ષણ, એના કૈશોર અને યૌવનનો

વિચિત્ર ઇતિહાસ, એની અનાસક્તિથી અનતિવર્તનીય દૃઢ સંસક્તિ, એનું કર્તવ્યજ્ઞાન, એનું પાષણ હૃદય,—આ બધામાં ભારતીને જાણે એક પ્રકારની સંમતિ દેખાવા લાગી. સ્ત્રીસુલભ જે એક પ્રચંડ અભિમાન ભારતીના મનમાં ઉત્પન્ન થયું હતું, એ આજે આપો-આપ જ જાણે વધુ પડતું થઈ ગયેલું એને જણાવા લાગ્યું. હવે એને માલુમ પડયું કે સ્નેહ અને કરૂણાને નામે સુમિત્રા પાસેથી કંઈ ઇચ્છવું કે ભીખ માગવી તેના જેવી મજાક દુનિયામાં બીજી કોઈ ન હતી.

મચ્છવાને ઘાટ પાસે લઈ જતાં જ એક માણુસ ઝાડામાંથી બહાર નીકળી સામે આવી ઉભો. ડાકટરનો હાથ પકડી ભારતી નીચે સીડી પર પગ રાખવા ઇચ્છતી હતી ત્યાં સામેજ એકાએક એક માણુસને જોઈ એણે પગ પાછા લઇ લીધા.

"એ આપણો હીરાસિંહ છે. તમને ઘરે પહોંચાડવા એ આવ્યો છે. કેમ હીરાસિંહ બધુંય બરાબર છે ને?" ડાકટરે મુલાયમ સ્વરે કહ્યું.

"હા, બધુંય બરાબર છે."

"હું પણ આવું ને?"

"આપને જવા આવવાને દુનિયામાં કોણ રોકી શકે તેમ છે?" હીરાસિંહે જરા હસીને કહ્યું.

પોલીસ તરફથી ભારતીના ઘર પર નજર રખાઇ રહી છે, અને ત્યાં જવું એ આફતને વહોરવા વગરનું ન હતું. એ ડાકટરને તુરત જ સમજાઈ ગયું.

"હું નહિ જાઉં ભાઇ" ભારતીએ હાથ પકડી રાખીને ચુપકીથી કહ્યું.

પણ તમારે ભાગતા ફરવાની કાંઇ જરૂર નથી ભારતી!"

"જરૂર હોય તોય હું ભાગતી ફરી શકતી નથી; પરંતુ આની સાથે હું નહિં જાઉં." ભારતીએ પહેલાંની માફક ધીરેથી કહ્યું.

ડાકટર આપત્તિનું કારણ સમજી ગયા. અપૂર્વના ન્યાય વિચારના દિવસે આ હીરાસિંહ જ એને લાવ્યો હતો.

"પણ તમે જાણો છો ભારતી કે મહોલ્લો કેટલો ખરાબ છે. આટલી રાતે એકલા તમારે જવું સારૂં નથી. અને હું તો—"

"નહિ ભાઇ, તમે જ મને ઘરે પહોંચાડી દો. હું કાંઈ પાગલ નથી થઈ" ભારતી વ્યાકુળ કંઠે વચ્ચે આટલું બોલી અટકી ગઈ. પણ આટલી રાતે એ મહોલ્લામાં એકલા જવું અસંભવિત છે એ વાત એનાથી વધુ કોણ જાણતું હતું? હાથ છોડી મછવા પરથી ઉતરવાનું કોઇ પણ લક્ષણ ન દેખી ડાકટરે સ્નેહાર્દ્ર સ્વરે ધીરેથી કહ્યું:—"તમને ત્યાં પાછા લઇ જવામાં મને પોતાને પણ શર્મ આવે છે. પરંતુ એક બીજી જગ્યાએ જશો બ્હેન? અમારા એક કવિ છે, એના ત્યાં? નદીની પે'લી પાર રહે છે. ચાલશો?"

"કયા કવિ, ભાઈ?"

"અમારા ઉસ્તાદજી, બેહાલા-વાયોલિન વગાડનારા."

"એ શું ઘર પર મળશે? ક્યાંય દારૂ મળી ગયો હશે તો બેહોશ થઈ પડયા હશે." ભારતીએ ખુશ થઇ કહ્યું

"આશ્ચર્ય નથી." ડાકટર હસીને બોલ્યા: "પણ મારો અવાજ સાંભળતાં જ એમનો નશો ઉતરી જાય છે. આ ઉપરાંત એમની નજીક નવતારા પણ રહે છે; ત્યાં તમને કાંઇક ખાવાનું પણ હું મેળવી આપીશ."

ભારતી ચંચળ થઈ ગઇ.

"માફ કરો ભાઈ. મને આટલી રાતે ખવરાવવા પીવરાવવાની

કોઈ કોશિશ કરતા નહિ. ચાલો ત્યાં જઈએ. સવાર થતાં જ આપણે પાછા ફરી આવશું" ભારતી બોલી.

ડાકટરે ફરી મચ્છવો નદીના પાણીમાં હડસેલ્યો અને હીરાસિંહ અંધકારમાં અદ્રષ્ય થઈ ગયો.

"આ માણસ પર પોલીસ હજુ પણ શક નથી કરતી ?" ભારતીએ કુતૂહલ સાથે પૂછ્યું.

"નહિ. એ ટેલીગ્રાફ ઓફીસનો પીઓન છે. લોકોને જરૂરી તાર પહોંચાડયા કરે છે એટલે એનું કોઈ પણ વખતે કોઇ પણ જગ્યાએ જવું આવવું અટકતું નથી" ડાકટરે ઉત્તર આપ્યો.

હમણા હમણા જુવાળ શરૂ થયો હતો. ખાડીમાંથી નીકળી મોટી નદીમાં થોડે દૂર પ્રવાહથી ઉલટા ગયા વગર સામે પાર યથા· સ્થાને મચ્છવો લઈ જવો મુશ્કેલ હતો એટલે ડાકટર એને કિનારાથી અત્યંત ધીરે ધીરે ચાટવાથી હડસેલતા લઇ જવા લાગ્યા. આ પરિશ્રમ જોઇ ભારતી એકદમ બોલી ઉઠીઃ—"જવા દો, ત્યાં જવાની જરૂર નથી. એથી તો ચાલો આપણા ઘરે જ જઈએ. જુવાળનું વહેણ છે, અડધો કલાક પણ નહિ લાગે."

"ફક્ત આ કામ જ નથી ભારતી, એને મળવાની મને ખાસ જરૂર છે."

ઉત્તરમાં ભારતી ઉપહાસભર્યું હસી:

"એની સાથે કોઇ પણ માણસને કોઈ કામસર મળવાની જરૂર પડે છે એ આ વાત પર મને તો વિશ્વાસ નથી બેસતો ભાઈ." ભારતી બોલી.

"તમે લોકો એને ઓળખતા નથી ભારતી. એના જેવો વાસ્તવિક ગુણી માણસ એકાએક કયાંય શોધ્યો મળી શકે તેમ નથી." ડાકટરે થોડીકવાર ચૂપ રહ્યા પછી કહેવા માંડ્યુંઃ "પોતાની તૂટી-ફુટી બેહલા વાયોલીનની મુડીથી એવી કોઇ જગ્યા નથી કે એ જ્યાં

અથો ન હોય. એ ઉપરાંત એ ભારે વિદ્વાન છે. ક્યાં ક્યાં પુસ્તકમાં શું શું લખ્યું છે તે એના સિવાય અમારા લોકોમાંથી બીજું કોઇ એવું નથી કે જે બતાવી શકે. એને હું ખરેખર ચાહું છું."

"તો તમે એની દારૂ પીવાની ટેવ છોડાવવાની કોશિશ કેમ કરતા નથી?" ભારતી મનમાંને મનમાં લજ્જિત થઈ બોલી.

"હું કોઈને કોઈ છોડાવવાની કોશિશ કરતો નથી." આટલું કહી થોડીકવાર ચૂપ રહ્યા પછી પાછા ડાકટરે બોલવા માંડ્યું:– "વળી એ છે કવિ અને ગુણી માણસ. એ લોકોની જાત જ જુદી છે. એમની ભલાઈ બુરાઇ આપણા લોકો સાથે મળતી આવતી નથી. પરંતુ એનો અર્થ એ નથી કે દુનિયાના ભલાઇ બુરાઈના બાંધેલા કાનૂન એમને માફી દઇ દે છે. એમના ગુણોના ફળ તો આપણે બધાય ભોગવીએ છીએ, પણ દોષોની સજા એ એકલા જ ભોગવે છે. આટલા માટે જ જ્યારે કોઇ દિવસ એ બિચારાને ખૂબ જ દુઃખ થાય છે ત્યારે વળી એક માણસ છે એ–અને બીજો છું હું–જે એના દુઃખમાં ભાગ લઈએ છીએ."

"તમે બધાના માટે જ દુઃખ અનુભવ કર્યા કરો ભાઇ, તમારૂં મન સ્ત્રીના કરતાંય કોમળ છે. પણ એ ગુણી પર તમે કેમ વિશ્વાસ કરો છો? એ દારૂડીઓ છે એટલે નશામાં બધુંય પ્રકટ પણ કરી શકે છે?"

"એટલું જ્ઞાન એનામાં રહે છે. વળી એક મજાની વાત તો એ છે કે એની વાત પર કોઇ વિશ્વાસ કરતું નથી."

"એનું નામ શું છે ભાઇ?"

"અતુલ, સુરેન્દ્ર, ધીરેન્દ્ર,–જ્યારે જે મનમાં આવી ગયું તે. એનું અસલ નામ તો છે શશિપદ ભૌમિક."

"મને ખબર છે કે એ નવતારાનું કહેવું બહુ માને છે."

"મને પણ એવું જ લાગે છે." આટલું કહી ડાક્ટરે સામી· પાર તરફ મચ્છવાને વાળ્યો. પ્રવાહ અને હલેસાંના પ્રબળ જોરથી નાનો શો મચ્છવો ભારે જોરથી ચાલવા લાગ્યો અને જોતજોતામાં બીજા કિનારે જઈ પહોંચ્યો. ચારે તરફ વિલાયતી કમ્પનીઓના મોટા મોટા લાકડાની ઉંચ્ચી ઉંચ્ચી થપ્પીઓ કરેલી હતી. એની સાંધોમાં જુવાળનું પાણી દૂર સુધી પ્રસરાયેલું હતું, અને દૂર લંગરાયેલી સ્ટીમરોના તીવ્ર પ્રકાશથી ચમકી રહ્યું હતું. આ થપ્પીઓ પૈકી એક થપ્પીની વચ્ચે મચ્છવાને લઈ જઈ ડાક્ટરે ભારતીને હાથ પકડી નીચે ઉતારી દીધી. લાકડાઓ પર સાવધાનીથી પગ મુકીને થોડેક દૂર ગયા પછી બન્ને એક નાની સડક પર આવી પહોંચ્યા. સડકની બન્ને બાજુએ નાના નાના જંગલી ઝાડની લાંબી કતાર લાગી રહી હતી, એમાં પણ પાણી ભર્યું હતું. ચારે તરફ ઝાડપાનનો સુમાર ન હતો. એમાં વળી આ સડક અંધારા જંગલમાં ક્યાં જતી હતી એનો કાંઈ પત્તો ન હતો.

"ભાઈ, સામે પારની એક ભયાનક જગ્યાએથી નીકળી પાછા વળી બીજી ભયંકર જગ્યાએ તમે તો લાવ્યા! વાઘ, રીંછની માફક તમે લોકો આવી જગ્યા છોડીને બીજે ક્યાંય રહેવું જાણતા જ નથી? વળી કોઈ વાતનો ડર જ નહિ, પણ સાપ વીંછીનો તો ડર હોવો જોઈએ ને?" ભારતીએ ડરી જઈ કહ્યું.

"સાપ કાંઈ વિલાયતથી નથી આવ્યા બ્હેન? એમનામાં ધર્મજ્ઞાન છે. કસુર વગર એ કોઈને કરડતા નથી." ડાક્ટરે હસતાં હસતાં કહ્યું.

મટકું મારતાં જ ભારતીને વળી એક દિવસની વાત યાદ આવી ગઈ. એ દિવસે પણ ડાક્ટરના આ પ્રકારના સહાસ્ય કંઠસ્વરે યુરોપની વિરૂદ્ધ એક અસીમ ઘૃણાનો ધ્વનિ નીકળ્યો હતો.

"વળી વાઘ–રીંછ કહે છે બ્હેન? હું એમજ વિચાર કરું છું

કે આ ભારતવર્ષમાં મનુષ્ય ન રહેતા ફક્ત વાઘ, રીંછ જ રહેતા હોત તો ? તો સંભવ છે કે એ લોકો વિલાયતથી શિકાર કરવાને અહિંયા આવ્યા કરત, પણ રાત દિન રક્તશોષણ માટે તો મોં પહોળા કરી પડયા ન રહેત !" ડાક્ટરે પાછું કહ્યું.

ભારતી ચૂપ રહી. આખીયે જાતિની વિરુધ્ધ ક્રોધનો પણ આટલો વિદ્વેષ એને અત્યંત વ્યથિત કરી દેતો હતો. ખાસ કરીને આ માણસના આટલા મોટા વિશાળ હૃદયમાંથી જ્યારે ઝેર ઉછળવા લાગતું ત્યારે એની બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવતા હતા. પોતાના મનમાં ને મનમાં કહેતી રહેતી હતી કે એ કદાપિ સાચું ન હતું, એ કોઇપણ રીતે હોઈ ન શકે. એવું કદીયે બની શકતું જ નથી.

થોડીક ક્ષણથી એક અપૂર્વ સુસ્વર એના કાનમાં આવી અથડાઈ રહ્યો હતો.

"અમારા ઉસ્તાદજી જાગે છે અને હોશમાં પણ લાગે છે. આવું બેહલા તમે કદીયે સાંભળ્યું છે ભારતી ?" ડાક્ટરે એકાએક ઉભા રહી જઈ કહ્યું.

થોડાક પગલા આગળ વધી ભારતી પણ સ્તબ્ધ બની ગઇ. કોણ જાણે કયાંથી અંધકારની છાતી ફાડીને કેટલુંય રૂદન વહી રહ્યું હતું ! એનો આદી ન હતો, અંત ન હતો; આ દુનિયામાં એની તુલના પણ ન હતી. બે મિનિટ માટે ભારતીના જાણે હોશ જ ચાલ્યા ગયા. ડાકટરે એનો હાથ પકડી જરા દબાવતાં કહ્યું:–"ચાલો."

"ચાલો. મેં આની કદીયે કલ્પના નહોતી કરી કે કદીયે આવું સાંભળ્યું પણ ન હતું," ભારતીએ ચોંકી જઇ કહ્યું.

"દુનિયામાં મારા માટે તો આ અગમ્ય સ્થાન છે. યાદ પણ નથી કે આનાથી સારૂં બેહલા–વાયોલિન વાગતું મેં કયાંય સાંભળ્યું પણ હોય." વળી જરા હસીને કહ્યું:–"પરંતુ પાગલના હાથે એ બેહલા–વાયોલીનની એવી દુર્દશા થઈ છે કે જેનો કંઇ પાર જ નથી.

મેં લગભગ દસબાર વખત એનો ઉદ્ધાર–રીપેર કરાવ્યો હશે. પાછું મેં સાંભળ્યું છે કે અપૂર્વની પાસે એણે એ પાંચ રૂપીયામાં ગીરવે મૂક્યું છે."

"હા. એના નામે હું પાંચ રૂપીયા મોકલી આપીશ."

વૃક્ષોની ઘટા વચ્ચે એક બે માળાનું લાકડાનું મકાન આવેલું હતું. ભોંયતળીએ કીચડ, જુવાળનું પાણી અને જંગલી ઝાડી હતી. સામે લાકડાની એક સીડી હતી અને એના ઉપર તોરણ માફક એક દોરી લટકી રહી હતી. એ દોરીમાં એક ભારે રંગીન ચીની લાલટેન ઝુલી રહ્યું હતું. અંદરના પ્રકાશથી સાફ વંચાતું હતું કે એના ઉપર મોટા મોટા કાળા અંગ્રેજી અક્ષરોમાં લખ્યું હતું:–' શશિ–તારા 'લૉજ.'

"ઘરનું નામ 'શશિ–તારા લૉજ' રાખ્યું લાગે છે. 'લૉજ' તો સમજી ગઇ પણ 'શશિ–તારા'નો શું અર્થ ?" ભારતીએ કહ્યું.

"શશિપદનાં 'શશિ' અને નવતારાનાં 'તારા' 'શબ્દો મેળવીને 'શશિ–તારા લૉજ' નામ રાખ્યું લાગે છે." ડાક્ટરે જરા હસીને કહ્યું.

ભારતીનો ચહેરો ગંભીર થઈ ગયો.

"આ ભારે અન્યાય છે. આ બધી વાતોને તમે કેમ બરદાસ કરી લો છો ?"

"તમારા ભાઇને શું તમો સર્વ શક્તિમાન સમજો છો ? કોઈ પોતાની લૉજનું નામ 'શશિ–તારા' રાખે, કોઈ પોતાના પેલેસનું નામ 'અપૂર્વ–ભારતી' રાખે, એમાં હું એમને કેમ રોકી શકું ?" ડાક્ટરે પાછા હસતા હસતા કહ્યું.

"નહિ ભાઇ, આ બધી ગંદી વાતો તમે અટકાવી દો. નહિ તો હું એના ઘરે નહિ જાઉં." ભારતી ગુસ્સે થઇ બોલી.

"સાંભળ્યું છે કે એ બન્નેનો જલ્દી વિવાહ થવાનો છે."

"વિવાહ કેમ થાય? એનો તો પતિ જીવતો છે?" ભારતીએ વ્યાકુળ થઇ કહ્યું.

"ભાગ્ય સીધું હોય તો મરવામાં શું વાર લાગે છે બ્હેન? સાંભળ્યું છે કે એને મરી ગયાને પંદર દિવસ થઈ ગયા છે."

ભારતી અત્યંત અપ્રસન્ન થવા છતાંય હસી પડી.

"એ કદાચ જુઠ્ઠી વાત હશે. એ સિવાય ઓછામાં ઓછું એક વર્ષ તો એને રોકાવું જોઈએ. નહિ તો ભારે ખરાબ લાગશે."

"સારી વાત છે. હું કહી જોઈશ પણ રોકાવાથી ખરાબ દેખાશે કે વિવાહ થઈ જવાથી ખરાબ દેખાશે એ જરા વિચારવાની વાત છે." ભારતીની ઉત્કંઠા જોઈ ડાકટરે ગંભીર ચહેરો કરી કહ્યું.

આ ઈશારા પછી ભારતી શરમની મારી ચૂપ થઈ ગઈ.

"આ પાગલના માટે મને ભારે દુઃખ થાય છે." ડાકટરે સીડી પર ચઢતા દબાયેલા સ્વરે કહેવા માંડયું:–"મેં સાંભળ્યું છે કે એ સ્ત્રી સાથે એ ખરેખર પ્રેમ કરે છે. નહિતર બીજી કોઇને પ્રેમ કરત!" ડાકટરે જરા થોભીને ઉંડો શ્વાસ લીધો અને પાછું બોલવા માંડયું–"પરંતુ દુનિયાની ભલાઇ બુરાઇની ફરમાઈશ, મિત્રોની અભિરુચિ, એ બધી તુચ્છ વાતો છે ભારતી! હું તો ફક્ત એ જ ઇચ્છું છું કે જો એના પ્રેમમાં સત્ય હોય, તો એ સત્ય જ એનો ઉદ્ધાર કરશે!"

ભારતી ચોંકી પડી અને એની માફક જ દબાયેલા સ્વરે એકા-એક પૂછ્યું.–"દુનિયામાં આમ કેમ બનતું હશે ભાઈ?"

ડાકટરે અંધારામાં એકવાર ભારતી તરફ જોયું. એ પછી ઉચ્છ્વાસિત દીર્ઘશ્વાસને જીવજાનથી રોકી ઉતાવળે પગે કવિના બંધ બારણા સામે જઇ ઉભા રહ્યા.

બૂમ સાંભળતાં બેહલા વાગતું અટકી ગયું. થોડીવાર પછી બારણું ખોલી શશિપદ બહાર આવી ઉભો. ડાકટરને એણે ઓળખી

લીધા પણ ભારતીને અંધારામાં જરા ઝીણી નજરે જોયા પછી પિછાણી. પિછાણતા જ એકાએક કુદી પડી બોલ્યો:—" ઓહ આપ? ભારતી? આવો આવો, મારા ઓરડામાં આવો." આમ કહી એ હાથ પકડી એને અંદર લઈ ગયો. એના આનંદદીપ્ત ચહેરાના નિષ્કપટ સ્વાગતથી અને એના અકૃત્રિમ હાર્દિક આદરથી ભારતીનો સારોયે ક્રોધ પાણી પાણી થઇ ગયો. શશિપદે પથારી નીચેથી એક મોટું પરબીડીયું કાઢી ભારતીના હાથમાં આપતાં કહ્યું:—" ખોલીને વાંચો. પરમ દિવસે દશ હજાર રૂપિયાનો ડ્રાફ્ટ આવનાર છે,—નોટ એ પાઈ લેસ—એક પાઇ પણ કમી નહિ! કહેતો ન હતો કે હું જુગારી છું! જુઠ્ઠો છું! દારૂડીઓ છું! તેથી શું થયું? દસ હજાર! નોટ એ પાઇ લેસ!"

આ દસ હજાર રૂપિઆનો એક ઇતિહાસ છે જેનો ધટસ્ફોટ કરવો આવશ્યક છે. શશિના બંધુ-બાંધવ, શત્રુમિત્ર, પરિચિત—અપરિચિતોમાં એવું કોઈ બાકી ન હતું કે જેણે નજીકના ભવિષ્યમાં એક મોટી રકમ મળવાની સંભાવના એના મોંએથી ન સાંભળી હોય. પરંતુ એની આ વાત પર કોઈ વિશ્વાસ કરતું ન હતું, બલ્કે સર્વ મજાક જ ઉડાવ્યા કરતા હતા. વળી આ ઉસ્તાદજીનું મૂળ ધન હતું એનો ઉલ્લેખ કરીને એ ચાહે એની પાસેથી કોઈપણ પ્રકારના સંકોચ વગર ઉધાર માગ્યા કરતો હતો અને જલ્દીથી મૂળ રકમ વ્યાજ સીખે ચૂકવી આપવાની પ્રતિજ્ઞા પણ કર્યા કરતો હતો. આ અત્યંત અનિશ્ચિત અર્થપ્રાપ્તિ પર એની કેટલીયે આશા—આકાંક્ષાઓ નિર્ભર હતી. પાંચ સાત સાલ પહેલાં જ્યારે એનો ધનવાન નાનો—માનો બાપ મરી ગયો હતો ત્યારે એ એને પણ મામાના છોકરા—ભાઇઓની સાથે સંપત્તિનો એક ભાગ આપી ગયો હતો, પરબીડીયામાં કલકત્તાના એક મોટા એટર્નીની ચિઠ્ઠી હતી. એણે લખ્યું હતું કે—" રૂપિયા બેએક દિવસમાં મળી જશે."

" વીસ હજાર રૂપિયાની વાત હતીને શશિ?" ભારતીએ ચિઠ્ઠી વાંચી લીધા પછી ડાકટરે પૂછ્યું.

" અરે, દસ હજાર રૂપિયા પણ શું કમી છે ? " શશિએ હાથ હલાવતા કહ્યું. " આખરે છે તો મામાના દીકરા ભાઇને ? સંપત્તિ રહી તો ઘરની ઘરમાંજ રહી છે ને ડાકટર બાબુ ? વચેટ ભાઇએ પણ આમજ લખ્યું છે. શું લખ્યું છે, જરા–" કહી એ વચ્ચેટ ભાઇની ચિઠ્ઠી દેખાડવા માટે ઉઠવા જતો હતો ત્યાં ડાક્ટરે રોકીને કહ્યું:– " રહેવા દો, રહેવા દો. વચ્ચેટ ભાઇની ચિઠ્ઠીના માટે અમને કુતૂહલ નથી. " પછી ભારતીને કહ્યું–" આવો પાગલ મામાનો છોકરો મારો પણ કોઇ ભાઇ હોત તો !" વળી હસવા લાગ્યા.

શશિ રાજી ન થયો. એ દિલથી એ વાત સાબિત કરવાની કોશિશ કરવા લાગ્યો કે એક રીતે સંપત્તિને વગર વેચ્યેજ આટલા રૂપિયા મળ્યા છે અને એમ એથી કે પોતાનો વચ્ચેટ ભાઇ જેવો આદર્શ પુરૂષ સંસારમાં હતો.

" એ તો ઠીક વાત છે અતુલ બાબુ, વચ્ચેટ ભાઇને જોયા કર્યા વગર જ અમે એને દેવ ચરિત્રનો હૃદયથી માની લીધો છે. એ હવે પ્રમાણિત કરવાની જરૂર નથી." ભારતીએ જરા હસીને કહ્યું.

" પણ કાલે મને દસ રૂપિયા વધુ આપવા પડશે. પે'લા દિવસના દસ, કાલના દસ, અને અપૂર્વ બાબુના સાડા આઠ મળી પુરેપુરા ત્રીસ રૂપિયા પરમ દિવસે ચૂકવી આપીશ. આપવા પડશે, ના નહિ કહી શકીશ ! "

ભારતી હસવા લાગી.

" ડ્રાફ્ટ આવશે કે બેંકમાં જમા કરાવી દઇશ. દારૂડીઓ, જુગારી, સ્પેન્ડથ્રીફ્ટ–ઉડાઉ, જે મનમાં આવ્યું એ લોકોએ કહ્યું છે પણ હવે જોઇશ કે કોઇ કેવું કહે છે. મૂળ રકમ તો ઉપાડવી નહિ. ફક્ત વ્યાજમાં ગૃહસ્થાશ્રમ ચલાવીશ–બલ્કે એમાંથીયે બચાવતો રહીશ. પોસ્ટ ઑફીસમાં પણ એક એકાઉન્ટ ખોલવો પડશે. ઘરમાં કાંઇ રાખીશ નહિ. બનશે તો પાંચેક વર્ષમાં એક મકાન પણ ખરીદી

લઈશ. ખરીદવું તો પડશે જ ને! ગૃહસ્થાશ્રમ હવે તો માથે આવી પડયો જ સમજો : આજકાલના જમાનામાં આ કોઈ જેવી તેવી–આસાન વાત નથી!"

ભારતીના ચહેરા તરફ જોઈ ડાક્ટર ખડખડ હસી પડયા. પણ એ ગંભીર મુખ કરી બીજી તરફ જ જોઈ રહી.

"દારૂ છોડી દીધો છે, આપે સાંભળ્યું હશે?" શશિએ કહ્યું.

"નહિ!" ડાક્ટરે કહ્યું.

"તદ્દન છોડી દીધો, હમેશના માટે છોડી દીધો. નવતારાએ પ્રતિજ્ઞા લેવરાવી છે."

આ વાત પર બન્નેની વાતચીત લાંબુ રૂપ ધારણ કરી શકે એમ હતું પરંતુ એકના સકૌતુક પ્રશ્નો અને બીજાના ઉત્સાહભર્યો ઉત્તરોની પરંપરાથી ભારતી આફતમાં આવી પડી હતી. એ કોઈની તરફેણમાં સામેલ થઈ શકી નહિ. આ જોઈ ડાક્ટરે બીજો પ્રસંગ ઉપાડી લઈ મૂળ વાતને છોડી દીધી.

"શશિ, લાગે છે કે તમે અહીંયાથી જલ્દી હલીચલી શકો તેમ નથી?"

"હલીચલી શકવું? તદ્દન અસંભવીત છે."

"બરોબર છે. આ તો એક સ્થાયી અડ્ડો છે."

"એમ કેમ થઈ શકે? હવે હું આપ લોકોની સાથે સબંધ રાખી શકું તેમ નથી. લાઈફને (જીંદગીને) હવે રિસ્ક–જોખમમાં નાખી શકું નહિ." શશિએ કહ્યું.

"અમારા ઉસ્તાદજીમાં ગમે એ દોષ હોય પણ એ અપવાદ એમના પર મોટામાં મોટો શત્રુ પણ મૂકી શકતો નથી કે એમની આંખોને શરમ છે. શીખી શકો તો આ વિદ્યા એમની પાસેથી શીખી લો ભારતી!" ડાક્ટરે ભારતી તરફ લક્ષ્ય કરી હસતા હસતા કહ્યું.

ઉત્તરમાં શશિકવિનો પક્ષ લઈ ભારતીએ બહુજ ભલા માણસની માફક કહ્યું:–" પણ ખોટી આશા આપવા કરતાં સાફ સાફ કહી દેવું એ જ સારું છે. આ વાત મારાથી થઈ શકતી નથી. જો અતુલબાબુ પાસેથી આ વિદ્યા શીખી લઉં તો આજે મારો છુટકારો ન થઈ ગયો હોત ભાઈ?"

એના સ્વરનો અંતિમ ભાગ એકાએક કંઇક ભારે થઇ ગયો. શશિએ ધ્યાન આપ્યું નહિ, આપ્યું હોત તોય કદાચ તાત્પર્ય સમજી શકત નહિ. પરંતુ એનો અંદરનો અર્થ જેને સમજવો જોઇતો હતો એને સમજવામાં વાર લાગી નહિ.

બે મિનીટ સુધી સૌ મૌન રહ્યા.

" શશિ, બે દિવસની અંદર હું ચાલ્યો જાઉં છું. પગ રસ્તે ચીન થઈ પેસિફિકના એકે એક આઇલેન્ડ–ટાપુ તરફ એક વાર ફરી આવવા ઇચ્છું છું. કદાચ જાપાનથી અમેરિકા પણ જાઉં. ક્યારે પાછો આવીશ એની કાંઈ ખબર નથી–પાછો ફરીશ કે નહિ એની પણ ખબર નથી. અને કદાચ કોઇ દિવસ પાછો ફરી આવીશ તો તમારા ઘરમાં મારે માટે શું જગ્યા નહિ હોય?" ડાકટરે જ પહેલ-વહેલા મૌન તોડી કહ્યું.

શશિ ક્ષણભર એમના મોં તરફ એકીટસે જોઈ રહ્યો. એના ચહેરા અને સ્વરમાં આશ્ચર્યજનક રીતે પરિવર્તન થઇ ગયું.

" જગ્યા નહિ હોય? મારા ઘરમાં આપના માટે સદાય જગ્યા રહેશે." ડોકું હલાવી શશિએ કહ્યું.

" શું કહી રહ્યા છો શશિ? મને જગ્યા દેવાથી માણસ પર જે ભારે વિપત્તિ આવી પડે છે, એનાથી મોટી વિપત્તિ બીજી એકેય નથી!" ડાકટરે કુતૂહલભર્યા સ્વરે કહ્યું.

" એ હું જાણું છું. મને જેલ મળશે તો ભલે મળવા દો."

શશિ જરા પણ વિચાર કર્યા વગર કહી ચૂપ થઈ ઉભો. થોડીવાર પછી ભારતી તરફ જોઇને એ ધીમે ધીમે કહેવા લાગ્યો–" આવો મિત્ર બીજે ક્યાંય નહિ મળે. સને ૧૯૧૧ માં જાપાનના ટોકિયો શહેરમાં બૉમ્બ ફેંકવાના ગુન્હાસર જ્યારે કોટોકુના સારાયે દળને ફાંસીનો હુકમ થયો હતો ત્યારે ડાકટર એ વર્તમાનપત્રના સબ–એડીટર–સહ-તંત્રી હતા. પોલીસે જ્યારે મકાનના બારણાને ઘેરી લીધું ત્યારે હું રોવા લાગ્યો. ડાકટરે કહ્યું–' રોવાથી કાંઇ કામ નહિ ચાલે શશિ, આપણે હવે ભાગવું જોઇએ.' પાછળની બારીમાં રસ્સી લટકાવી દઈ મને નીચે ઉતારી દીધો અને પોતે પણ ઉતરી આવ્યા. ડાકટરબાબુ ઉઃફ,–આપને યાદ છે ને ? " કહેતા એ અતીત સ્મૃતિથી ધ્રુજી ગયો. એના રૂંવાડાં ઉભા થઇ ગયાં

" કેમ યાદ ન હોય ? " ડાકટરે હસતા હસતા કહ્યું.

" યાદ રહે એવી તો વાત હતી. પણ જો આપે મદદ ન કરી હોત તો એ વખતે જ આપણા લોકોની જીંદગી પૂરી થઇ ગઈ હોત ડાકટર બાબુ. શંઘાઇ–બોટમાં પાછા પગ જ મુકી શકત નહિ. ઉઃફ, એ નાલાયકોના જેવા બદમાશો દુનિયામાં ક્યાંય શોધ્યા નહિ મળે. સાચું કહું તો આપની એ બૉમ્બબાજીમાં હું ન હતો. હું તો ત્યારે બાસામાં–વીશીમાં રહેતો હતો અને બેહલા શિખવાડ્યા કરતો હતો. પણ ત્યાં મારી વાત કોણ સાંભળવાનું હતું ? શેતાનોને ત્યાં ન તો છે કોઈ કાનૂન કે ન તો છે અદાલત. પકડી લેત તો મને મુડદું કરીને જ છોડત. આજ જે વાત હું કહું છું, હું હરું ફરું છું, એ બધું ફક્ત ડાકટરની કૃપાથી." આટલું કહી એણે ડાકટર તરફ ઈશારો કર્યો, અને કહ્યું:–" આવો મિત્ર દુનિયામાં કોઈ નહિ હોય ભારતી. વળી આટલી દયા–મમતા પણ કોઇનામાં મેં દેખી નથી."

ભારતીની આંખો ભરાઇ આવી.

" આપની બધીયે વાત કોઈ દિવસ અમને નહિ સંભળાવો

ભાઈ? ભગવાને તમને આટલી બુદ્ધિ આપી છે તો આપને તમારા પોતાના અમૂલ્ય પ્રાણુની કિંમત સમજવાની બુદ્ધિ આપતા એ કેમ ભૂલી ગયો હશે? એ જાપાનીઓના દેશમાં તમે પાછા જવા માગો છો?" ભારતી બોલી.

"હું પણ એ વાત કરૂં છું ભારતી! હું કહું છું કે આટલી જબરજસ્ત સ્વાર્થી, લોભી જાતિ પાસેથી કોઈ આશા ન રાખો. એ લોક કદીયે મદદ કરી શકે તેમ નથી." શશિએ કહ્યું.

"કમરે રસ્સી બાંધવાની વાત શશિ નથી ભૂલી શકયો તેમ જાપાનીઓને આ જીવનમાં માફ પણ કરી શકયો નથી. પણ આટલું જ એનું બધુંય નથી ભારતી, એના જેવી ભારે અદ્દભુત જાતિ પણ દુનિયામાં બીજી કોઈ નથી. એણે હમણાં પિછાણી લીધું છે એમ નથી. શરૂ શરૂમાંજ–પહેલીજ દ્રષ્ટિએ એણે સફેદ ચામડીવાળાને પિછાણી લીધા છે. અઢીસોંહ વર્ષ પહેલાં જે જાતિ કાનુન બાંધી શકી હતી કે ચંદ્ર–સૂર્ય જ્યાં સુધી અસ્તિત્વ ધરાવે ત્યાં સુધી ખ્રિસ્તીઓ અમારા રાજ્યમાં દાખલ થઈ શકે નહિ; અને કદાચ દાખલ થઈ જાય તો એ ભારે દંડને પાત્ર થશે. એ જાતિ ભલે ગમે એ કરે પણ આપણા નમસ્કારને યોગ્ય છે." ડાકટરે હસતાં હસતાં કહ્યું.

વકતાની બન્ને આંખો એકદમ પ્રદીપ્ત અગ્નિશિખાની માફક ભભુકી ઉઠી. એ વજ્રમયી ભયાનક દ્દષ્ટિથી શશિ જાણે ઉદભ્રાન્ત જેવો થઈ ગયો.

"એ વાત બરોબર છે. બરોબર છે." શશિ ડરનો માર્યો માથું હલાવતો કહેવા લાગ્યો.

ભારતીના મોંમાંથી કોઈ વાત જ ન નીકળી. એનું હૃદય જાણે અભૂતપૂર્વ, અવ્યકત આવેગથી થરથર કંપી ઉઠયું હોય એમ જણાયું. આજે આ ગંભીર અંધારી રાતે આસન્ન વિદાય પહેલાં, એક ક્ષણ માટે એને આ માણસનું સ્વરૂપ દેખાઈ ગયું.

"શું કહેતી હતી ભારતી ?" ડાક્ટરે પોતાની છાતી તરફ આંગળી કરી કહેવા માંડયું. "એની કિંમત સમજવા જેટલી બુદ્ધિ ભગવાને મને નથી દીધી ?–જુઠ્ઠી વાત છે ! મારો બધોય ઇતિહાસ સાંભળવો છે ? કેન્ટોનની એક ગુપ્ત સભામાં સુનયાત–સેને એકવાર મને કહ્યું હતું.–"

"સીડી પર કોઈ ચડી રહ્યું છે–" ભારતી એકદમ ડરી જઇને વચ્ચે બોલી

ડાક્ટરે કાન ઉંચા કરી સાંભળ્યું અને ખિસ્સામાંથી ધીમેથી પિસ્તોલ બહાર કાઢી કહ્યું:–"આ અંધારામાં મને પકડી શકે એવું આ દુનિયામાં કોઈપણ નથી." આટલું કહી એ ઉભા થઈ ગયા પરંતુ એમના ચહેરા પર ઉદ્વેગની છાયા પ્રસરાઈ ગઈ. ફક્ત કવિ શશિજ વિચલિત ન થયો

"આજે નવતારા વગેરે આવવાના હતા. કદાચ..."

"કદાચ શા માટે ? એ જ છે. અત્યંત ધીમા પગલાં છે. પણ એની સાથે 'વગેરે' કોણ છે ?" ડાકટરે હસી પડી કહ્યું.

"આપને માલુમ નથી ? આપણા પ્રેસિડન્ટ સાહેબ પણ આવ્યા લાગે છે. કદાચ–"

"કોણ પ્રેસિડન્ટ ? સુમિત્રા બ્હેન ?" ભારતીએ અત્યંત વિસ્મિત બની પૂછ્યું.

શશિએ માથું હલાવી "હા" કહ્યું અને પછી જલ્દીથી બારણું ખોલવા ગયો. ભારતી ડાકટરના મોં તરફ જોવા લાગી. એનો અર્થ એ હતો કે અત્યારે પોતાને અહીંયા લાવવાનો મતલબ પોતે સમજી ગઈ છે. આજની રાત વ્યર્થ નહિ જાય. આવનારા વાંધા વિઘ્નોની સામે પથેર દાબી સમિતિની અંતિમ મીમાંસા થઈ જવી આજે અનિવાર્ય હતી. સંભવ છે કે અય્યર, તલવરકર પણ હશે. વળી શી

ખબર કે નિરાપદ જગ્યા સમજીને વ્રજેન્દ્રે પણ શહેર છોડી આ જંગલમાં આશ્રય લીધો હશે. ડાક્ટરે પોતાની આદત પ્રમાણે પિસ્તોલ છુપાવી નહિ. એ પોતાના જમણા હાથમાં પકડીને એમને એમ ઉભા રહ્યા. એના શાંત ચહેરા પર અંદરની કોઇ પણ વાત વાંચી શકાઈ નહિ. પણ ભારતીનો ચહેરો એકદમ સફેદ પુણી જેવો ફીક્કો પડી ગયો.

*

## ૮

એક પછી એક જે લોકોએ ઓરડામાં પ્રવેશ કર્યો, એ બધાય પરસ્પરના પરિચિત હતા. ડાકટરે મોં ઉંચું કરી કહ્યું–"આવો." પરંતુ ચહેરાના એ ભાવથી ભારતી સમજી ગઈ કે આ સમયે એ એમના આગમન માટે તૈયાર ન હતા.

સુમિત્રાના આવવાની વાત એમને માલુમ હતી પરંતુ આ વચ્ચે સર્વ કોઈ એનો પીછો પકડતું. આ પાર આવી એકઠા થયા હતા એ એ જાણતા ન હતા. કોઈપણ રીતે આ કોઈ આકસ્મિક ઘટના હોઈ શકતી ન હતી એટલે એમાં કોઈ સંદેહ ન હતો કે એમનાથી છુપો કોઈ ગૂઢ નિર્ણય થઇ ચૂકયો હતો. બધાયે આગન્તુક ફરશ પર આવીને ચૂપચાપ બેસી ગયા. કોઈના આચરણથી રજમાત્ર વિસ્મય કે ચાંચલ્ય પ્રકટ થયું નહિ. સાફ સમજવામાં આવી ગયું કે ભારતીના સંબંધમાં નહિ પણ ડાકટરની બાબતમાં એમને માલુમ પડી ગયું હતું કે એ અહીંયા આવી ગયા હતા. અપૂર્વના મામલાને લીધે દળમાં એક વિચ્છેદ–ભંગાણ થઈ જશે એ વાતનો ખ્યાલ આવતા ભારતીના હૃદયમાં કંપ પેદા થઈ ગયો.

સુમિત્રાનું મોં સુક્કું અને ઉદાસ હતું. ભારતીની સાથે એણે વાત સુદ્ધાં ન કરી કે એની તરફ સારી રીતે જોયું પણ નહિ. વ્રજેન્દ્રે પોતાના ગેરૂ રંગનો સાફો માથેથી ઉતારી પોતાની મોટી લાકડી નીચે દાબી દઈ પોતાના વિશાળ શરીરને પાટીઆની દિવાલને આરામથી ટેકવી દીધું. એની ગોળ ગોળ આંખોની દૃષ્ટિ એકવાર ભારતીની તરફ તો બીજીવાર ડાકટરના ચહેરા પર ફરવા લાગી. રામદાસ, તલવરકર નીરવ અને સ્થિર બેઠા હતા. બેરિસ્ટર કૃષ્ણ અય્યર સિગારેટ સળગાવી પીવા લાગ્યો અને નવતારા સૌથી અલગ દૂર જઇ બેસી ગઈ હતી. કોઈની સાથે જાણે એને કોઇ જાતનો સંબંધ ન હોય એમ આજે ભારતીને એ ઓળખી પણ શકી નહિ. કોઇના ચહેરા પર હાસ્ય ન હતું કે વાત ન હતી. સત્યાનાશી આંધીની પૂર્વ ક્ષણોની માફક આ અંધારી રાતનું સંમેલન થોડીકવાર સુધી બિલકુલ સ્તબ્ધ રહ્યું.

એ દિનની ભયાનક રાત્રિની માફક આજે પણ ભારતી ઉઠીને ડાકટરની બહુ જ નજીક જઈને બેસી ગઈ.

"તમારા બધાથી ભારતી ડરવા લાગી છે. ફક્ત મારાથી જ એ ડરતી નથી." ડાકટરે હસતાં હસતાં કહ્યું.

આ મંતવ્યની કોઈ ખાસ જરૂર ન હતી અને ભારતીના સિવાય કોઈ જોઈ પણ ન શક્યું કે સુમિત્રા આંખનાં ઈશારાથી વ્રજેન્દ્રને મના કરી રહી હતી; પણ કાંઈ પરિણામ ન આવ્યું. કાં તો એનો અર્થ ન સમજ્યો કે કાં તો એણે એની કાંઈ પરવાહ ન કરી. એ પોતાના કર્કશ ફાટેલા અવાજે બધાયને ચોંકાવતો બોલ્યો:– "આપના સ્વેચ્છાચારની અમે લોકો નિંદા અને તીવ્ર પ્રતિવાદ કરીએ છીએ અપૂર્વ જો ક્યાંય મળી ગયો તો–"

"એનો જાન લેશો." વ્રજેન્દ્રના અસમાપ્ત વાક્યને ડાકટરે પોતે જ પુરૂં કરતાં કહ્યું. પછી એણે ખાસ કરીને સુમિત્રાની તરફ

જોતાં કહ્યું:–" શું તમે બધા લોકો આ માણુસની વાતનું સમર્થન કરો છો?"

સુમિત્રા નીચું મોં કરીને બેસી રહી. બીજા કોઈએ પણ આ પ્રશ્નનો કોઇ ઉત્તર ન દીધો.

" તમારા ઢંગ પરથી જણાય છે કે તમે બધાય એનું સમર્થન કરો છો." થોડીકવાર સ્થિર રહ્યા પછી ડાકટરે કહેવા માંડ્યું: " આ પહેલા આ વિષયમાં તમે લોકો આલોચના પણ કરી ચૂકયા છો–"

" હા, કરી ચૂકયા છીએ. એનો પ્રતિકાર થવો અમે લોકો આવશ્યક સમજીએ છીએ." વ્રજેન્દ્રે કહ્યું.

" હું પણ એમ જ સમજું છું." ડાકટરે એના તરફ જોઈ કહ્યું. " પણ એના પહેલા એક જરૂરી વાત યાદ આપવા માગું છું કે–જે સંભવિત છે કે ક્રોધના કારણે તમે લોકોને યાદ નહિ રહી હોય. અહમદ દુરાની અમારા લોકોનો આખા યે ઉત્તર ચીનનો સેક્રેટરી હતો. એના જેવો નિર્ભીક, કાર્યદક્ષ માણુસ અમારામાં બીજો કોઈ ન હતો. ૧૯૧૦ ની સાલમાં જાપાન કોરિયા દેશ હડપ કરી ગયું એ પછી લગભગ એક મહિને એ મંચુરીયાના એક રેલ્વે સ્ટેશન પર પકડાઇ ગયો અને શંઘાઇમાં એને ફાંસી પણ થઇ ગઇ. સુમિત્રા, દુરાનીને કદાચ તમે જોયો હતો નહિ?"

સુમિત્રાએ માથું હલાવી " હા " કહ્યું.

" ત્યારે હું છિતામાં છિન્ન ભિન્ન થયેલા દળનું સંગઠન કરવાના કામમાં રોકાયો હતો. મને ખબર સુદ્ધાં ન મળી કે મારો એક હાથ તૂટી ગયો હતો. જે સમયે અદાલતમાં એની વિરૂદ્ધ ન્યાય–વિચારનો તમાશો થઈ રહ્યો હતો એ સમયે એના બચાવ કરવાનું

કામ કાંઇ કઠિન ન હતું. અમારા અધિકાંશ સાથીઓ એ સમયે ત્યાં જ હતા. પણ એટલી મોટી દુર્ઘટના કેમ બની ગઈ એ તમે જાણો છો? ફૈજાબાદવાળા મથુરા દુબે એ દિવસોમાં અત્યંત તુચ્છ અવિચાર–કુવિચાર જરી ફરિયાદો કરીને લોકોના મનમાં ઝેર ફેલાવી શક્યો હતો, એટલે જ દૂરાનીના મૃત્યુથી બધાયને ખુશી થઇ. મારા પાછા આવ્યા પછી કેન્ટોનની મિટીંગમાં જ્યારે બધીયે વાતનો ભેદ ખુલ્લો થયો ત્યારે દૂરાની દુનિયામાંથી વિદાય થઈ ચૂક્યો હતો; અને મથુરા દુબે ટાઇફોઇડથી મરી ગયો હતો. પ્રતિકારના માટે કંઈ બાકી ન રહ્યું ન હતું, પરંતુ ભવિષ્યના ડરથી બચવા માટે એ રાતની ગુપ્ત સભાએ બે અત્યંત કઠોર કાનૂન પાસ કર્યાં હતા. કૃષ્ણ અય્યર, તમે ત્યાં હાજર હતા. તમે જ કહો જોઈએ?"

"આપ કોને ઉદ્દેશી વાત કરો છો એ મારા સમજવામાં નથી આવ્યું ડાક્ટર?" કૃષ્ણ અય્યરે સુકાઇ ગયેલા ચહેરે કહ્યું.

"વ્રજેન્દ્રને ઉદ્દેશી. એક કાનૂન હતો કે મારી પાછળ મારા કામની આલોચના કરી શકાય નહિ." ડાકટરે રજમાત્ર વિચલિત થયા વગર કહ્યું.

"આલોચના પણ કરી શકાય નહિ." વ્રજેન્દ્રે વ્યંગભર્યા સ્વરે કહ્યું.

"નહિ. પીઠ પાછળ કરી શકાય નહિ. ડાકટરે ઉત્તર આપતાં કહ્યું: "આમ છતાંય કરી શકાય એ વાત પણ હું જાણું છું. આનું કારણ એ છે કે એ દિવસની કેન્ટોનની સભામાં જે લોકો હાજર હતા એ દૂરાનીના મોતથી જેટલા ઉદ્વિગ્ન થયા હતા એટલે હું ન હતો થયો. એટલે જ આલોચના થતી રહી છે અને હું ઉપેક્ષા કરતો રહ્યો છું. પણ એક બીજો મોટો જબરજસ્ત અપરાધ પણ તમારો છે બિરજૂ!"

"એ સાફ સાફ સંભળાવી દો" વ્રજેન્દ્રે પણ ઉપેક્ષાભરી સ્વરે કહ્યું.

"સાફ સાફ સંભળાવી રહ્યો છું. મારી વિરુદ્ધ વિદ્રોહ પેદા કરવો એ મોટો અપરાધ છે. દુરાનીના મૃત્યુ પછી એ વિષયમાં મારે સાવધાન રહેવું જોઈએ છે."

"સાવધાન રહેવાની જરૂર બીજાઓના માટે પણ એટલી જ હોવી જોઈએ છે. દુનિયામાં એની જરૂર ફક્ત આપના એકલા માટે જ નથી." વ્રજેન્દ્રે કઠોર થઈ કહી રહ્યાં પછી બધાયની સામે તાકીને જોવા માંડયું; પણ બધાય મૌન રહ્યા. કોઈએ પણ એની વાતનો જવાબ દીધો નહિ. ડાકટર પણ થોડીક વાર ચૂપ રહ્યાં.

"એનો દંડ છે મારે શિક્ષા!" મૌન ભંગ કરી ડાકટરે પાછું કહેવા માંડયું. "મેં વિચાર્યું હતું કે જવા પહેલા કંઇ નહિ કરું–પણ વ્રજેન્દ્ર, તમને પોતાને જ સબુરી ન રહી. બીજાના પ્રાણ લેવાને તો સદા તૈયાર જ રહો છો પરંતુ તમને તમારો નિર્ણય કેવો લાગે છે?"

વ્રજેન્દ્રનો ચહેરો કાળો મશ થઇ ગયો. બીજી જ ક્ષણે એણે પોતાની જાતને સંભાળી દંભથી કહ્યું:–"હું એનાર્કિસ્ટ છું, ક્રાંતિકારી છું, મારા માટે પ્રાણ એ કાંઈ જ નથી, લઈ શકું છું તેમ દઈ પણ શકું છું!"

"તો આજે રાત્રે એમ થઇ જવા દો. પણ બેલ્ટમાંથી એ કાઢવાનો વખત નહિ મળે વ્રજેન્દ્ર, મારે આંખ છે, હું તમને ઓળખું છું." એમ કહી ડાકટરે પોતાનો પિસ્તોલવાળો જમણો હાથ ઉંચો કર્યો. ભારતી વ્યાકુળ થઈ એ હાથને દબાવવાની કોશિશ કરતાં જ એણે જમણા હાથમાંથી એ–પિસ્તોલ લઈ લેતાં કહ્યું:—"છિઃ!"

ઓરડામાં જાણે એકાએક વીજળી પડી હોય એમ થઈ ગયું.

"આપણી અંદર આ બધું શું થઈ રહ્યું છે એ તો બતાવો!" સુમિત્રાએ કંપતા હોઠે કહ્યું.

તલત્રફર અત્યાર સુધી કાંઈ બોલ્યો ન હતો. એ હવે ધીરે ધીરે કહેવા લાગ્યો:–"આપના દળના સર્વ નિયમ મને મ,લુમ નથી. આપની સાથે મતભેદ થવાની સજા શું મોત છે? અપૂર્વ બાબુ બચી ગયા એથી મનમાં હું ખુશી થયો છું પણ મારે એટલું તો સાચું કહેવું જોઈએ કે આ વિષયમાં આપનો અન્યાય કાંઈ થોડો થયો નથી."

કૃષ્ણ અય્યરે માથું હલાવી સમર્થન કર્યું. વજેન્દ્રના કંઠમાં હવે ઉપહાસ કે હિંમત ન હતા. એણે બધાઓની સહાનુભૂતિથી હિંમત મેળવી કહ્યું:–"એક માણસનો જાન જવો જ જોઈએ તો પછી મારો જ જાન જવા દો. હું તૈયાર છું."

"ટ્રેટર–દેશદ્રોહીને બદલે જો એક ટ્રાઈડ–પરિક્ષિત કોમરેડનું ખૂન જો તમે ચાહતા હો તો હું પણ એ દઈ શકું છું ડાકટર!" સુમિત્રાએ કહ્યું.

ડાક્ટર સ્થિર થઈ બેસી રહ્યા. એમણે આ આવેગપૂર્ણ વાતનો કંઈ જવાબ જ દીધો નહિ. બે મિનિટ પછી આપોઆપ જરા હસીને બોલ્યા:–"એ વાતને જમાનો થઈ ગયો છે. ત્યારે તમે લોકો હતા પણ ક્યાં! આ ટ્રાઈડ કોમરેડને હું ત્યારથી જાણું છું. ખેર, જવા દો એ વાતને. ટોકિયોની એક હોટલમાં બેસી સુન–યાત–સેને એક દિવસ કહ્યું હતું કે 'નિરાશા સહવાની શક્તિ જેનામાં જેટલી કમી હોય છે એણે આ રસ્તાથી એટલા જ દૂર હટી જવું જોઈએ,' એટલે કે આ હું જ સહી લઈશ. પણ વજેન્દ્ર, તમે મને સાવ ખોટો ડરાવવાનો યત્ન કર્યો નથી. મારે બીજી જગ્યાએ જવાનું છે, પરંતુ ડિસિપ્લિન–શિષ્ટતા તૂટવાથી તો મારું કામ નહિ ચાલે. સુમિત્રાને

જો તમે તમારી ફરી રહ્યા હો તો—બાઇ વિશ યૂ ગુડલક—મારી તમને આશિશ છે. પરંતુ મારો રસ્તો તમે છોડી દો. સુરબાયામાં એકવાર એટેક્ટ—હુમલો કરી ચૂકયા છો, પરમ દિવસે પણ એક કર્યો, પણ આ પછી ફરી ઇફ યુ મીટ મી—જો તમે મને મળશો તો—!"

"આ બધી વાતનો અર્થ? એટેક્ટ કરવાનો અર્થ શું?" સુમિત્રાએ ઉદ્વેગથી ચોંકી જઇ પૂછ્યું.

"કૃષ્ણ અય્યર, આઇ એમ સૅારી—મને ખેદ છે કે—!" ડાકટરે સુમિત્રાના પ્રશ્નને સાંભળ્યો ન સાંભળ્યો કરીને કહ્યું.

અય્યરે મોં નીચું કરી નાખ્યું. કંઇ જવાબ જ ન દીધો ડાકટરે ખિસ્સામાંથી ઘડિયાળ કાઢી જોઇ, પછી ભારતીનો હાથ પકડી ખેંચતાં કહ્યું:—"હવે ચાલો, હું તમને ઘેર પહોંચાડી ચાલ્યો જાઉં. ઉઠો."

ભારતી સ્વપ્ન—પ્રભાવિતની માફક બેઠી હતી. ઇશારો થતાંજ ચુપકીથી ઉભી થઇ ગઇ. ડાકટરે એને આગળ કરી ઓરડામાંથી બહાર ચાલ્યા જવા માંડયું. બારણા સુધી પહોંચ્યા પછી એકવાર મોં ફેરવી બધાયને કહ્યું:—"ગુડ નાઇટ"

આ વિદાય વાણીનો કોઇએ ઉત્તર ન દીધો. બધાય સ્વપ્ન પ્રભાવિતની માફક દંગ થઇ ગયા. ભારતીએ નીચે ઉતરી ગયા પછી જોયું કે જ્યારે ડાકટર ઉંચે જોઇ ઉત્તર આપી રહ્યા હતા ત્યારે એકાએક શશિ બારણું ખોલી મોં બહાર કાઢી બોલ્યો:—"પરંતુ મારે આપનું બહુ જરૂરી કામ હતું ડાકટર!" આમ કહી એ જલ્દીથી નીચે ઉતરી એમની પાસે જઇ ઉભો અને શ્વાસ રોકી બોલ્યો:—"મારી તો માણુસમાં ગણુત્રી જ નથી ડાકટર બાબુ. કોઇ દિવસ આપના કોઇ કામમાં આવવા લાયક મારામાં શક્તિ જ નથી, પણ આપનું ઋણ હું હમેશા યાદ રાખીશ. એ હું કદીયે નહિ ભૂલું."

"કોણ કહે છે કે તમે માણુસ નથી શશિ? તમે કવિ છો,

ગુણી છો, તમે બધાય માણસોમાં મોટા છો. વળી મારું ઋણ છે શું?" ડાકટરે સ્નેહપૂર્વક કહ્યું.

"નહિ, હું નથી ભૂલવાનો પણ આ વાતને આપ પણ ભૂલી ન જતા કે જે કાંઇ મારી પાસે છે એ બધુંય આપનું જ છે; પણ ભલે આપ ગમે ત્યાં રહો." શશિએ કહ્યું.

બન્ને જ્યારે ભારતીની પાસે જઈ પહોંચ્યા ત્યારે એણે ઉત્સુક બની કહ્યું:—"શું છે ભાઇ?"

"બુરા દિવસોમાં તો કવિને કોઈ આફત ન હતી પણ અચાનક સારા દિવસ આવી જવાથી મારે ચિંતા થઇ પડી છે. કદી એમ ન થાય કે કૃતજ્ઞતાનું ઋણ યાદ ન રહે. એથી દોડીને કહેવા આવ્યા હતા કે એની પાસે જે કંઇ છે એ બધું મારું છે," ડાકટરે હસતા હસતા કહ્યું.

"એવી વાત છે શશિબાબુ?" ભારતીએ કહ્યું.

શશિ ચૂપ રહ્યો.

"યાદ રહેશે શશિ, યાદ રહેશે. આ વસ્તુ દુનિયામાં એટલી સુલભ નથી કે કોઈ સહજમાં ભૂલી જાય." ડાકટરે કૌતુકપૂર્ણ સ્નિગ્ધ સ્વરે કહ્યું.

"આપ ક્યારે જવાના છો? જવા પહેલાં શું આપની મુલાકાત નહિ થાય?" શશિએ પૂછ્યું.

"સમજો કે મુલાકાત ન પણ થાય. તમે મારાથી ઉમરમાં નાના છો એટલે હું આજે જ આશીર્વાદ દેતો જાઉં છું કે તમે સુખી થાઓ. નહિ થઇ શકો?"

"અરે હા, શનિવારે તો એમના વિવાહ છે?" ભારતીએ કહ્યું.

ડાકટર જરા હસી પડયા પણ કાંઇ બોલ્યા નહિ. સામે જ નદી હતી. લાકડાની થપ્પીઓ પાસે નાનો મછવો બાહાના કીચડમાં વાંકો વળી પડયો હતો. એને સીધો કરી ભારતીને બેસાડી પોતે

પણ બેસી ગયા.

"શનિવાર સુધી તો તમારે રોકાઈ જવું પડશે. જીંદગીમાં ઘણીયે વિનંતિઓ માન્ય કરી છે, આ પણ માન્ય કરવી પડશે. ભારતી તમારે પણ એ દિવસે આવવું પડશે." શશિએ કહ્યું.

ભારતી મૌન રહી.

"એ નહિ આવે શશિ, પણ જો હું રોકાઇ જઇશ તો છુપો છુપો આવીને આશીર્વાદ દઇ જઇશ. વચન આપું છું અને જો ન આવ્યો તો નક્કી સમજી લેજો કે સવ્યસાચીના માટે આવવું પણ અસંભવીત હતું. પણ ક્યાંય હોઇશ ત્યાં તમારા માટે પ્રાર્થના કરીશ કે તમારા બાકીના દિવસો સુખમાં વીતે." આટલું કહી એમણે લાકડાની થપ્પીને જોરથી ઠેલો મારી મછવાને કીચડમાંથી ખેંચી કાઢી નદીના પાણીમાં તરતો કરી દીધો.

જુવાળ તો શરૂ થઇ ન હતી પણ ભાઠાનો ખેંચાવ ઢીલો પડી ગયો હતો અને એ ધીમા પ્રવાહમાં ઉંચી કિનારા પરની અંધારી છાયા નીચેથી એ નાનો મછવો કિનારે કિનારે ચાલવા લાગ્યો. સામી પારે લઇ જવામાં હવે વાર ન હતી. ડાક્ટર હાથમાં પકડેલો હલેસો યથાસ્થાને રાખી સ્થિર થઇ બેસી ગયા.

થાકી પાકી ભારતી ડાક્ટરના ખોળામાં કોણી રાખી બેસી ગઈ.

"આજે હું એકલી હોત તો એટલી રડત કે નદીનું પાણી પણ વધી જાત. ભાઇ, ભવિષ્યમાં બીજા બધાયને સુખી થવાનો અધિકાર છે, ફક્ત તમને જ નથી. શશિબાબુ આટલું મોટું ગંદુ કામ કરી રહેલ છે છતાંય તમે તો એને અંતઃકરણપૂર્વક આશીર્વાદ દઇ આવ્યા. કેવળ તમને જ 'સુખી રહો' એવા આશીર્વાદ આપનારૂં કોઇ નથી. તમે મોટા છો, ભલે ગમે એ હો તોય તમને પણ હું એમ કહીને આશીર્વાદ દઇશ. કે તમે પણ ભવિષ્યમાં સુખી થઇ રહો." ભારતીએ કહ્યું.

"નાના નો આશીર્વાદ લાગતો જ નથી. બલ્કે ઉલ્ટું ફળ આપે છે."

"ખોટી વાત છે. હું કેવળ નાની જ નથી. એક બીજી રીતે તમારાથી પણ મોટી છું. જવા પડેલાં તમે સુમિત્રા બ્હેનની સાથે ચિર વિચ્છેદ કરીને જવા ઇચ્છો છો. એમ હું નહિ થવા દઉં." આટલું કહી ભારતી થોડી વાર ચૂપ રહી.

"તમે કહેશો કે હું સુમિત્રાને પ્રેમ નથી કરતી પણ એમ નથી." ભારતીએ પાછા બોલવા માંડયું. "અપૂર્વબાબુ પણ મને પ્રેમ કરી શકયા નહિ પણ હું તો કરી શકી છું. મારું કરવું જ બધું કાંઈ છે. જો ભ્રમરમાં મધુસંચય કરવાની શકિત ન હોય તો એ માટે લડવું કોની સાથે? હું તમને કહી દઉં છું ભાઈ, કે આ વિશ્વવિધાનનો જો કોઈ પ્રભુ હોય તો એણે નારી હૃદયના આટલા મોટા પ્રેમનું ઋણ ચુકાવવા માટે અપૂર્વબાબુને મારા હાથમાં સોંપવો જ પડશે."

આટલું કહી ભારતી ઉત્તરની આશાથી ક્ષણભર ચૂપ રહી.

"ભાઈ, તમે મનમાં ને મનમાં હસી રહ્યાં છો?"

"નહિં."

"જરૂર હસી રહ્યા છો. નહિ તો પાછો જવાબ કેમ ન દીધો?" કહી એ અંધારામાં જ્યાં સુધી બની શક્યું ત્યાં સુધી સવ્યસાચીના ચહેરા તરફ ઝીણી નજરે જોવા લાગી.

ડાકટરે નીચા વળીને એ જોયું, અને પછી હસીને કહ્યું:—
"જવાબ દેવા જેવું કાંઈ ન હતું ભારતી. તમારા વિશ્વવિધાનના પ્રભુને જો આવી જબરજસ્તી માનીને ચાલવું પડે છે તો તમારી સુમિત્રા બ્હેનનું શું થાત જાણો છો? પોતાને વ્રજેન્દ્રના હાથમાં સોંપી દઈ કયાં સુખે જીવતી રહેત?"

ભારતી વિશેષ ચોકી નહિ. આજની ઘટના પછીથી એના મનમાં પણ સંદેહ ઉપજ્યો હતો.

"વ્રજેન્દ્ર શું એને તમારાથી પણ વધુ,—બહુ જ પ્રેમ કરે છે?" ભારતીએ પુછ્યું.

ડાકટરથી એકદમ જવાબ આપવુ બની શક્યું નહિ.

"એ કહેવું જરા કઠિન છે." થોડીવાર પછી ડાકટર બોલ્યા. "જો આ એક શુદ્ધ ખેંચાણુ જ હોય તો મનુષ્ય સમાજમાં એની તુલના જ મળી શકતી નથી લજ્જા નહિ, શર્મ નહિ, આબરૂનો ખ્યાલ નહિ, હિતાહિત–જ્ઞાનશુન્ય જાનવરનો ઉન્મત્ત આવેગ જેણે આંખોથી દેખ્યો નથી એ એના મનનો પરિચય જ મેળવી શકતો નથી. ભારતી, જો તમારા ભાઇને આ બે હાથ ન હોત તો સુમિત્રાના માટે આત્મહત્યા કરવા સિવાય બીજો કોઈ રસ્તો જ ખુલ્લો ન રહેત. તમારા વિશ્વવિધાનનો પ્રભુ પણ આટલા દિવસ એની ખાતર કર્યા વગર રહી શકયો નથી." એમ કહી એ ભારતીના નમેલા માથા પર પોતાના હાથવતી ધીરે ધીરે થપ્પીઓ મારવા લાગ્યા.

હવે તો ભારતી આશંકાથી ત્રાસી ઉઠી હતી. એણે કહ્યું:– "ભાઇ આ જાણુવા છતાંય તમે એના હાથમાં સુમિત્રાને છોડી જાઓ છો? તમે આટલાં નિષ્ઠુર થઈ શકો છો એની હું કલ્પના પણ કરી શકતી નથી."

"એથી તો આજે જવા પહેલાં બધોય ઝઘડો હું ચુકાવી જવા ઇચ્છતો હતો, પણ સુમિત્રાએ જ ચુકાવવા દીધો નહિ." ડાકટરે કહ્યું.

"ચુકાવવા કેમ ન દીધો? તમે શું ખરેખર વ્રજેન્દ્રને મારી નાખવા ઇચ્છતા હતા?" ભારતીએ ડરી જઈને પુછયું.

"હા, ખરેખર જ મારી નાખવા ઇચ્છતો હતો અને આ વચ્ચે પોલીસ જો એને જેલમાં મોકલી ન દે તો પાછા આવ્યા પછી

કોઇ દિવસ એ કામ મારે પૂરૂં કરવું જ પડશે." ડાકટરે ડોક હલાવી કહ્યું.

અત્યાર સુધી ભારતી ડાકટરના ખોળામાં કોણી ટેકવી બેઠી હતી. એ આ વાત સાંભળી સીધી ઉઠીને બેઠી થઇ ગઇ અને એકદમ સ્તબ્ધ બની રહી. એના હૃદય પર એક કઠોર આઘાત પહોંચ્યો. ડાકટર એ વાત સમજી ગયા પણ કોઈ વાત ન કહેતાં એ હલેસો હાથમાં લઈ સામી પાર તરફ મછવાને હંકારવા લાગ્યા.

"વારૂ ભાઇ, હું જો તમારી સુમિત્રા હોત તો શું તમે મને પણ આ પ્રમાણે છોડીને ચાલ્યા જાત?" લાંબા વખત પછી ભારતીએ આસ્તેથી પુછ્યું.

"પણ તમે તો સુમિત્રા નથી, તમે તો ભારતી છો. એટલા માટે જ હું તમને છોડીને નહિ જાઉં. કામમાં રાખીને જઇશ." ડાકટર હસીને બોલ્યા.

"માફ કરો ભાઈ, તમારા દોષ કાઢવાના અને ખૂન ખરાબીના કામમાં હવે હું નથી રહેવાની. તમારી ગુપ્ત સમિતિનું કામ હવે મારાથી થઈ શકશે નહિ." ભારતીએ વ્યગ્ર થઈ કહ્યું.

"એનો અર્થ એ કે આ લોકોની માફક તમે પણ મારો ત્યાગ કરવા માગો છો?" ડાકટરે કહ્યું.

આ વાત સાંભળી ભારતી ક્ષોભથી વ્યાકુળ થઈ ગઇ.

"આમ કહી તમે મને ભારે અન્યાય કરી રહ્યાં છો ભાઈ. તમને જે ખુશીમાં આવે એ કરી શકો છો પણ હું તમને છોડીને ચાલી ગઈ એ વાતનો ખ્યાલ કરી શું હું એક દિન પણ જીવતી રહી શકીશ? જ્યાં સુધી તમે તમારી ઇચ્છાથી મને રજા નહિ આપો ત્યાં સુધી હું તમારૂં કામ કરતી રહીશ." આટલું કહી ભારતી જરા થોભી ગઇ અને પાછી વળી કહેવા લાગી:—"પણ હું જાણું છું કે

માણસ મારતા ફરવાનું તમારૂં અસલ કામ નથી. તમારૂં કામ છે માણસને માણસની માફક જીવાડવાનું. તમારા આ કામમાં હું લાગી રહીશ અને એમ વિચારીને તો એક દિવસ તમારા લોકોમાં હું ભળી ગઈ હતી ભાઈ !"

"કયું કામ છે મારૂં ?" ડાક્ટરે એક ક્ષણ માટે હલેસાં મારવા બંધ કરી પુછ્યું.

"આપણા લોકોની પથેર દાબી સમિતિ માટે ગુપ્ત સમિતિના રૂપમાં પરિવર્તિત થવાની કાંઈ જરૂર ન હતી. કારખાનાના મજુર-મિસ્ત્રિની હાલત તો હું મારી પોતાની આંખે જોઇ આવી છું. એમના પાપ, એમનું કુશિક્ષણ, એમની પશુ જેવી અવસ્થા, એમાંથી કોઇનો રજમાત્ર પ્રતિકાર જો જીંદગીભરમાં કરી શકીશ તો એથી વધીને બીજી સાર્થકતા કંઈ હોઇ શકે છે? સાચું કહો ભાઇ, આ શું તમારૂં કામ નથી ?" ભારતીએ કહ્યું.

ડાકટરે કાંઈ જવાબ ન આપ્યો. લાંબીવાર સુધી ચૂપ રહી એ ન જાણે શું શું વિચારતા રહ્યા. ફરી એકદમ બન્ને હલેસાંને પાણી-માંથી બહાર કાઢી ધીરેથી બોલ્યાઃ—"તમારૂં જો એ કામ ન હોય, ભારતી, તો તમારા માટે બીજું પણ કર્તવ્ય છે. આ કામ સુમિત્રાનું છે; એટલે જ મેં એનો બધોય ભાર એના પર છોડી દીધો છે."

નદીનો ભાઠો પુરો થતાં થતાં જુવાળ થવી શરૂ થઈ ગઇ હતી પરંતુ સાગરના ઉછળતા પાણીનું જોર હજુ પણ આવ્યું ન હતું. આ સ્તબ્ધપ્રાય નદીની છાતી પર એમનો નાનો શો મછવો ભારે મંદ ગતિથી ચાલવા લાગ્યો.

"તમને કહી દેવું જ સારૂં છે ભારતી, કે કુલી-મજુરોની ભલાઇ કરવા માટેજ મેં શું થોડીક જ પથેર દાબી સમિતિની સ્થાપના કરી છે? એથી ઘણું જ મોટું એનું લક્ષ્ય છે. એ લક્ષ્ય માટે તો કોઈ

દિવસ એને મેંઢા બકરાઓની માફક બલિ સુદ્ધાં દેવા પડશે. એમાં તમો ન રહેતા બ્હેન, તમારાથી એ નહિ થાય." ડાક્ટરે પહેલાની માફક શાંત-મુલાયમ સ્વરે કહ્યું.

ભારતી ચોંકી પડી.

"આ બધું તમે શું કહી રહ્યા છો ભાઇ? માણસોનું બલિ દેશો?" ભારતીએ પુછ્યું.

"માણુસ છે કયાં? બધાય જાનવર તો છે." ડાક્ટરે પહેલાની માફક શાંત સ્વરે કહ્યું.

"માણુસના વિષયમાં ઠઠ્ઠા-મશ્કરીમાં પણુ આવી વાત જીભ પર ન લાવવાને હું તમને કહી દઉં છું. હર વખત તમારી વાતો સમજવામાં આવતી નથી-કદાચ સમજી પણુ નથી શકતી, પરંતુ તમારા મોંની વાતથી હું તમને બહુ જ વધુ સમજી છું ભાઇ. મને ખોટી રીતે ડરાવવાની કોશિશ ન કર્યા કરો." ભારતી ડરી જઇને બોલી.

"નહિ ભારતી, ખોટી રીતે નહિ પણુ સાચોસાચ જ તમને ડરાવવાની કોશિશ કરી છે, કે જેથી મારા ચાલ્યા ગયા પછી તમે પાછા કુલી મજુરોની ભલાઇ કરવામાં ન રહો. આ રીતે એમનું ભલું નથી કરી શકાતું. એમનું ભલું કરી શકાય છે ફકત ક્રાંતિના માર્ગથી અને એ ક્રાંતિના માર્ગ પર ચલાવવા માટે જ પથેર દાબી સમિતિની ઉત્પત્તિ થઇ છે. ક્રાંતિને શાંતિ નથી. એને હિંસામાં થઇનેય ચાલવું પડે છે અને એ એનો અભિશાપ છે. એકવાર યુરોપ તરફ જુઓ. હંગેરીમાં પણુ એવું જ થયું છે, રશિયામાં પણુ વારંવાર આમ જ થયું છે. ૧૭૫૯ ના જુન મહિનામાં થયેલી ક્રાંતિ ફ્રેંચ લોકોના ઇતિહાસમાં આજે પણુ અક્ષય બની રહી છે. કુલી મજુરોના ખૂનથી એ દિવસે પેરિસ શહેરની તમામ સડકો રંગાઇ ગઇ હતી. જાપાન

તો હજી આજકાલનું છે. એ દેશમાં પણ મજુરોના દુઃખનો ઇતિહાસ રજમાત્ર પણ એથી જુદો નથી. માણસનો ચાલવાનો રસ્તો માણસ વગર લડયે કદીયે છોડતો નથી ભારતી !" ડાકટરે કહ્યું.

આ સાંભળી ભારતી કંપી ઉઠી.

"એ હું જાણું છું,–પરંતુ એવો ભયાનક ઉપદ્રવ શું તમે આ દેશમાં પણ ખેંચી લાવવા ચાહો છો ભાઈ? જેમની તલભાર ભલાઇ કરવાને માટે આપણે લોકો દિનરાત પરિશ્રમ કરી રહ્યાં છીએ એમના ખૂનથી રસ્તા પર ખૂનની નદી વહાવવા માગો છો?" ભારતી બોલી.

"જરૂર માગું છું." ડાકટરે સહજ ભાવથી કહ્યું. માનવી રક્તધારા મહામાનવને મુકિત–સમુદ્રની તરફ તરંગિત કરીને દોડતી જશે એ મારૂં સ્વપ્ન છે. નહિ તો આટલા ઉંચા પહાડ જેવા પાપ ધોવાશે કઇ ચીજથી? એ ધોવાના કામમાં જો તમારા ભાઇના બે બિન્દુ ખૂનની જરૂર પડશે તો એ દેવામાં એને આપત્તિ નહિ આવે."

"એટલા તો હું તમને પિછાણું છું ભાઇ પણ દેશમાં એવી અશાંતિ લાવવા માટે જ શું તમે આટલી મોટી જાળ પાથરી બેઠા છો? એનાથી મોટો બીજો કોઇ આદર્શ તમારી પાસે નથી?"

"અત્યાર સુધી શોધ્યો મળ્યો નથી બ્હેન! બહુ ઘૂમ્યો છું, બહુ જ વિચાર્યું છે, પણ હું તો તમને પહેલાં પણ કહી ચૂકયો છું ભારતી, કે અશાંતિ ફેલાવવાનો અર્થ અકલ્યાણ કરવાનો નથી. શાંતિ, શાંતિ,–સાંભળતા સાંભળતા કાન બહેરા થઇ ગયા! પણ એ અસત્યનો કયા લોક પ્રચાર કરે છે એ તમો જાણો છો? આ મિથ્યા મંત્રનાં ઋષિ એ છે કે જે બીજાની શાંતિ લૂંટી મોટી મોટી હવેલીઓ અને પ્રાસાદો બનાવી રસ્તા રોકી બેઠા છે વંચિત, પીડિત અને ઉપદ્રવિત નરનારીઓના કાનમાં લગાતાર એ મંત્રને જપી જપીને એવો કરી દીધો છે કે એ પણ શાંતિના નામથી ચોંકી ઉઠે છે

અને વિચારે છે કે આ પાપ છે, આ અમંગલ છે. ખીલે બાંધેલી ગાયને ભૂખે મરતી જોઇ છે? એ ઉભી ઉભી મરી જાય છે, પણ એ જુની કમજોર રસ્સીને તોડી માલિકની શાંતિભંગ કરતી નથી. આમ જ તો થયું છે, એથી તો દીનદરિદ્રોના ચાલવાનો રસ્તો એકદમ બંધ થઈ ગયો છે! વળી એમની હવેલીઓ અને પ્રાસાદોને તોડવાના કામમાં જો આપણે પણ એમની સાથે સ્વર મેળવી અશાંતિ, અશાંતિ કહી રોવા લાગીએ તો રસ્તો ક્યાંથી મળશે! નહિ ભારતી, એમ ન થઈ શકે. એ સંસ્થા ગમે એટલી પ્રાચીન હોય, ગમે એટલી પણ સનાતન હોય છતાંય મનુષ્યથી તો મોટી હોઈ શકતી જ નથી. આજે એને આપણે તોડી જ નાખવી નડશે. ધૂળ તો ઉડશે જ, રેતીચૂનો તો ખરશે જ, ઈંટ પત્થર ખસી ધસતા ધસતા માણસના શિર પર પણ પડશે ભારતી. એ તો સ્વાભાવિક વાત છે." ડાક્ટરે કહ્યું

"આમ જ હોય તો ભાઈ શાંતિનો રસ્તો છોડી પહેલાંથી જ અશાંતિના રસ્તામાં આગળ પગલાં કેમ ભર્યાં?"

"એટલા માટે કે શાંતિનો રસ્તો એ સનાતન, પવિત્ર અને સુપ્રાચીન સભ્યતાના સંસ્કારોથી કસીને બંધ કરાયેલો છે. ફક્ત એક ક્રાંતિનો રસ્તો જ ખુલ્લો રહ્યો છે."

"આપણે લોકો એ દિવસે કારખાનાના મજુરોને સંઘબદ્ધ કરી નિરૂપદ્રવ હડતાળ પડાવવાની જે તૈયારીઓ કરી રહ્યાં હતાં એ પણ શું એ લોકો ભલાઈ માટે ન હતી? તમારા ચાલ્યા ગયા પછી પથેર દાબી સમિતિનું કામ પણ શું અમારા લોકોએ બંધ કરી દેવું પડશે?"

"નહિ, પણ એ કામ તમારૂં નથી, સુમિત્રાનું છે. તમારૂં કામ બીજું છે. ભારતી, 'હડતાળ' નામની એક ચીજ છે, પણ 'નિરૂપદ્રવ હડતાળ' નામની કોઈ ચીજ જ નથી. જ્યાં સુધી પીઠ પાછળ બાહુબળ

ન હોય ત્યાં સુધી દુનિયામાં કોઇ પણ હડતાળ કદીયે સફળ નથી થતી. અંતિમ પરીક્ષા એમને જ દેવી પડે છે."

"કોને દેવી પડે છે? મજુરોને?" ભારતીએ આશ્ચર્ય-પૂર્વક કહ્યું.

"હા. તમને માલુમ નથી પણ સુમિત્રા બહુ જ સારી રીતે જાણે છે કે મૂડીદારોની આર્થિક હાનિ અને ગરીબોનું અનશન એક ચીજ નથી. ગરીબોના ઉપાયહીન બેકાર દિન એમને દિવસે દિવસે ભૂખમરા તરફ ધકેલતા જાય છે. એમના બાળબચ્ચાં અને સ્ત્રી પરિવાર બધાય ભૂખે રોતા કકળતા રહે છે, એમનું લગાતાર રૂદન આખરે એમને એક દિવસ પાગલ બનાવી દે છે અને ત્યારે એમને બીજાનું અન્ન ઝુંટવી લઇને ખાવા સિવાયનો જીવન ધારણ કરવાનો બીજો કોઇ ઉપાય જ સૂઝતો નથી. મૂડીદારો એ દિવસની પ્રતીક્ષા કરીને સ્થિર બેસી રહે છે. અર્થબળ. સેનાબળ, અસ્ત્રબળ, સર્વ એમના હાથમાં છે—એ જ રાજશક્તિ છે. એ દિવસે એ બેદરકારી નથી કરતા. તમારી એ સનાતન શાંતિ અને પવિત્ર શ્રૃંખલાનો જયજયકાર થાઓ. એ દિવસે નિરસ્ત્ર નિરન્ન, ગરીબોના ખૂનથી નદી વહેવા લાગે છે."

"એ પછી?" ભારતીએ શ્વાસ રોકી પુછ્યું.

"એ પછી એ બધાય પીડિત, પરાજીત, ક્ષુધાતુર મજુર વળી એક દિવસ એ હત્યારાઓના દ્વાર પર હાથ લંબાવતા ઉભા થઇ જાય છે."

"પછી?"

"પછી? પછી એક દિવસ એ પહેલાનાં અત્યાચારોના પ્રતિકારની આશાથી સંઘબદ્ધ બની હડતાળ પાડી બેસે છે અને ત્યારે એ પુરાણા કિસ્સાનો પુનઃ અભિનય થાય છે."

ભારતીનું મન ક્ષણભર નિરાશાથી ભરાઇ ગયું.

"તો પછી એવી હડતાળોથી ફાયદો શું થાય?" ભારતીએ ધીમેથી પુછ્યું,

ડાકટરની આંખો અંધારામાં પણ ચમકી રહી.

"ફાયદો?" ડાકટરે પાછું બોલવા માંડ્યું. "એ જ મોટો ફાયદો છે ભારતી, એ જ અમારી ક્રાંતિનો રાજમાર્ગ છે વસ્ત્રહીન, અન્નહીન, જ્ઞાનહીન દરિદ્રનો પરાજય તો સત્ય થયો પણ એમના સારાયે હૃદયમાં જે ઝેર ભરાય ચારે બાજુ ફેલાવા લાગે છે, એ સત્ય નહિ બને? એ તો અમારૂં મૂળ ધન છે. ક્યાંય પણ, કોઈપણ દેશમાં કેવળ કૃતિના માટે જ ક્રાંતિ કરવામાં આવી શકાતી નથી ભારતી. એનો કોઈને કોઈ આધાર અવશ્ય હોવો જોઈએ. એ અમારૂં અવલંબન છે, અમારો આધાર છે. જે મૂર્ખ આ વાતને જાણતો નથી. કેવળ મજુરોની કમી રોજી માટે હડતાળ પાડવા ઈચ્છે છે, એ મજુરોનો તેમજ દેશનો પણ સર્વનાશ કરે છે."

"આપણો મછવો કંઈક પાછળ ચાલ્યો જાય છે ભાઈ!" ભારતીએ એકાએક કહ્યું.

"એના પર મારી નજર છે ભારતી, ક્યાં જવું છે એ હું ભૂલ્યો નથી." ડાક્ટરે હસીને ઉત્તર આપ્યો.

"હવે મારા સમજવામાં આવી ગયું કે શા માટે તમે મને એમાંથી વિદાય કરી દેવા માગો છો. હું બહુ જ નિર્બળ છું, લગભગ એમના જેવી નિર્બળ છું. હું કાંઇ નથી, આજે પણ તમારો બધોયે ભરોસો સુમિત્રા બ્હેન પર છે. પણ એ વાત હું કોઇ રીતે નહિ માનું કે એના સિવાય બીજો કોઈ રસ્તો જ નથી. માણસની બધીયે શોધ હજુયે પુરી થઈ નથી. એકના મંગળ માટે બીજાનું અમંગળ કરવું પડશે એને હું કોઇ પણ રીતે પરમ સત્ય નથી માની શકતી—તમારા કહેવા છતાંય માની શકતી નથી."

"એ હું જાણું છું બ્હેન."

"પણ તમારૂં કામ છોડીને હું જાઉં પણ કેવી રીતે? અને રહું પણ શું લઈને? જો તમે પાછા નહિ આવો તો હું જીવતી પણ કેવી રીતે રહીશ?"

"એ પણ મને માલુમ છે."

"માલુમ તો તમને સર્વ કાંઇ છે તો પછી હું કરૂં શું?"

થોડોક વખત સોપો પડી ગયો. કોઇ પ્રકારનો ઉત્તર ન મળવાથી ભારતીએ ધીરેથી કહ્યું:–"ક્રાંતિ એ શું છે અને શા માટે એની આટલી જરૂર છે એ વાતનો હું કાંઇ વિચાર જ કરી શકતી નથી. આમ છતાંય તમારા મોંથી જ્યારે સાંભળું છું ત્યારે મારૂં હૃદય રોવા માંડે છે. માલુમ પડે છે કે માણસના દુઃખનો ઇતિહાસ પોતાની આંખથી તમે જાણે કેટલોયે દેખ્યો છે! નહિ તો આ રીતે તમને પાગલ કોણે બનાવ્યા? વારૂ, જતી વખતે શું તમે મને સાથે નહિ લઈ જઇ શકો?"

"તમે શું પાગલ થઈ ગયા છો ભારતી?" ડાક્ટરે હસીને કહ્યું.

"પાગલ થઈ ગઈ છું? એમ જ થશે." કંઇક ખચકાઇને પાછી એ બોલી:–"એમ જણાય કે હું તમારા કામમાં એક વિઘ્ન છું. એથી તમે મને ક્યાંય હટાવી દેવા માગો છો. પણ મને શું કોઈપણ સારૂં કામ કરતા આવડતું નથી? મારા માટે શું કદીયે કોઇ પણ મોકો જ નથી?"

"દેશમાં બેસુમાર સારા કામ કરવાના છે ભારતી! પણ મોકો તો પોતાએ જ ઉભો કરવો જોઈએ છે."

"મારાથી ઉભો નથી કરી શકાતો. તમે જ ઉભો કરી દેતા જાઓ." ભારતીએ એક નાની બાળકીના સ્વરે કહ્યું.

ડાક્ટર ક્ષણ ભર ચૂપ રહ્યા. એમનો પ્રસન્ન ચહેરો એકાએક ગંભીર થઈ ગયો. અંધારામાં ભારતીને ન દેખાયો.

"દેશમાં નાની મોટી એવી ઘણીયે સંસ્થાઓ છે જે દેશના માટે અનેક સારા કામો જેવા કે પીડિતોની સેવા કરવી, નરનારીઓને પુણ્ય સંચય કરવાને પ્રવૃત્ત કરવા, માણુસોની માંદગી–બીમારીમાં દવા દારૂ દઈ સુશ્રુષા કરવી, જળ પ્રલયપીડિતોને સહાયતા અને સાન્તવના દેવી–વિગેરે કરે છે. એજ તમને માર્ગ બતાવી આપશે ભારતી! પરંતુ હું તો ક્રાંતિકારી છું. મારામાં દયા નથી, માયા નથી, સ્નેહ નથી,–પાપ–પુણ્ય બન્ને મારા માટે તો મિથ્યા પરિહાસ છે. એ બધાય સારા કામો મારી દ્રષ્ટિમાં બાળકોના ખેલ છે. ભારતની સ્વાધીનતા જ મારૂં એક માત્ર લક્ષ્ય છે–મારી એક માત્ર સાધના છે. મારા માટે બીજુ કયાંય કાંઇ પણ નથી. ભારતી, હવે તમે મને તમારી તરફ વધુ ન ખેંચો."

ભારતી અંધારામાં એકીટસે ડાક્ટર તરફ જોઇ રહી, રોકી રાખેલો શ્વાસ છોડી સ્તબ્ધ બની એ બેસી રહી.



## ૯

આજે શનિવાર છે. શશિ અને નવતારાના વિવાહનો દિવસ છે ભારતીની સાથે પધારી પોતાને આશીર્વાદ દઈ જવાને શશિએ બે હાથ જોડીને ડાક્ટરને વિનંતી કરી હતી. પાંચમનો ખંડચંદ્ર હજુ વૃક્ષોની પાછળ છુપાયો હતો. ભારતી એક કાળો પછેડો ઓઢી ધીમા પગે પે'લા જનશૂન્ય ઘાટના એક કિનારે આવી ઊભી. ડાક્ટર મછવામાં બેસી પ્રતીક્ષા કરી રહ્યા હતા.

" ન જાણે શા શા વિચાર કરતી હું આવી રહી હતી. હું જાણુતી હતી કે મને કહ્યા કારવ્યા વગર તમે કદાપિ નહિ ચાલ્યા જાઓ, છતાંય ડર તો રહ્યા કરતો હતો. હજુ કેટલા દિવસ થયા છે? છતાંય મને એમ લાગવા માંડયું કે જાણે તમને યુગોથી દેખ્યા જ નથી. હું કહી દઉં છું કે તમારી સાથે હું જરૂર ચીન દેશમાં ચાલી આવીશ." ભારતી મચ્છવા પર સવાર થયા પછી બોલી.

" હું પણુ કહી દઉં છું કે તમારે એમ કરવાની કંઇયે કોશિશ ન કરવી." ડાકટરે હસીને કહ્યા પછી બાહાના પ્રવાહમાં મછવાને હંકારી દીધો. થોડીવાર પછી પાછું એમણે કહેવા માંડયું:—" આટલું તો આસાનીથી પાર કરી દેવાશે. પણુ મોટી નદીના ઉલટા વહેણુમાં જતાં આજે આપણુને ઘણી વાર લાગી જશે."

" લાગવા દો. એવા કયા મોટા શુભ કાર્યમાં સામેલ થવા જઈ રહ્યા છીએ કે સમય વીતી જવાથી નુકશાન થઈ જશે? મારી ઇચ્છા પણુ ન હતી. ફક્ત તમે જઈ રહ્યાં છો એટલેજ હું પણુ આવી રહી છું. એ કેવું ભયંકર કામ છે?" ભારતીએ કહ્યું.

ડાકટર ક્ષણુભર મૌન રહ્યા.

" શશિનો નવતારા સાથેનો વિવાહ ઘણુાના સંસ્કારોમાં ખટકી રહ્યો છે અને દેશમાં કાનૂન પણુ ખોટા છે. પરંતુ એ દોષ કાંઈ શશિનો નથી; કાનૂન બનાવવા ન બનાવવાની જુમ્મેદારી જેમના પર છે એમનો છે. મ્હને એટલો જ ક્ષોભ છે કે શશિએ બીજા કોઈને પ્રેમ કેમ ન કર્યો ભારતી!" ડાકટરે ચૂપકીદીનો ભંગ કરી કહ્યું.

" ધારો કે શશિ બીજા કોઇને પ્રેમ કરત; પણુ જેને એ કરત એજ કેમ એના પર પ્રેમ કરત? એના જેવા માણુસને કોઈ સ્ત્રી હોશકોશમાં રહી પ્યાર કરી શકે એ વાતની હું કલ્પના પણુ નથી કરી શકતી. વારૂ, તમે જ કહો ભાઈ, કરી શકે કે?" ભારતીએ જરા હસીને કહ્યું.

"એને પ્યાર કરવો કઠિન છે એટલેજ તો હું એને આશીર્વાદ દેવા જઈ રહ્યો છું, મનમાં થયું કે સાચોસાચ શુભ કામનામાં જો કોઇ શકિત હોય તો શશિને એનું ફળ જરૂર મળશે." ડાકટરે પણ જરા હસીને કહ્યું.

ડાકટરના સ્વરમાં એકાએક ગંભીરતા આવી જતાં ભારતી ઘણી વાર સુધી ચૂપ બની રહી.

"શશિબાબુને તમે ખરેખર સ્નેહ કરો છો ભાઇ?" ભારતી પાછી બોલી.

"હા."

"શા માટે?"

"તમને શા માટે આટલો પ્યાર કરું છું એનું કારણ શું હું બતાવી શકું? કદાચ એવી જ કંઇ વાત હશે."

"ભલે ભાઇ, તમારી નજરમાં શું અમે બન્ને એક જ છીએ? ખેર, અમારી કિંમત આટલા દિવસો પછીયે થઇ ગઇ એ તો માલુમ પડ્યું. ચાલો, હું પણ તમારી સાથે જ આવી હવે ખુશીથી એને આશીર્વાદ, નહિ નહિ, પ્રણામ કરી આવું" ભારતીએ હસતા હસતા કહ્યું.

"ચાલો." ડાકટરે પણ હસી પડી કહ્યું.

જુવાળની આશામાં આ પાર કદી પણ વધુ વખત રહેવું આફત વિહોણું ન હતું એટલે ભાઠાના ઉલ્ટા વહેણમાં જ ચાલવું પડ્યું. ખાડીની પાસે એક જાપાની સ્ટીમર કેટલાક દિવસોથી લંગર નાખી પડી હતી. એની પાસે થઇ ચૂપચાપ પસાર થઇ ગયા પછી ભારતી પાછી બોલી:—"અહીંયા કેટલાં યે દિવસોથી રહી રહીને એવું માલુમ પડે છે કે ભાઈ, જેમ સમુદ્રનો તાગ નથી તેમ તમારો પણ કોઈ તાગ નથી. સ્નેહ કહો, પ્રેમ કહો, કોઇપણ તમારા આશ્રયે

બરોબર ઉભા રહી શકતું નથી. બધાય કોણ જાણે ક્યાં સમાઇ જાય છે!"

"પહેલાં તો સમુદ્રનો તાગ છે એટલે તમારી વાત આ બાબતમાં બરોબર બંધ બેસતી નથી." ડાક્ટરે કહ્યું.

"આ બાબતમાં હું લગભગ સો વાર કહી ચૂકી છું કે મારે તમારા સિવાય દુનિયામાં બીજું કોઇ નથી,–તમારા ચાલ્યા ગયા પછી હું ક્યાં રહીશ? પણ એ વાત તમારા કાન સુધી પહોંચતી જ નથી. મને એમ લાગે છે કે એક વાર આંખોથી દૂર થઈ ગયા પછી તમે મને જરૂર ભૂલી જશો."

"નહિ. તમે જરૂર યાદ રહ્યા કરશો."

"કોનો આશરો લઈ હું દુનિયામાં રહીશ?"

"સૌભાગ્યવતી જેનો આશરો લઈ રહે છે એનો. પતિ, પુત્ર, ધન, સંપત્તિ, ઘર–બાર–"

"હું અપૂર્વબાબુને હૃદયથી પ્રેમ કરી રહી છું અને એ સત્ય આપથી મેં કદીયે છુપાવ્યું નથી" ભારતીએ ડાકટરનું બોલવું પુરૂં થાય એ પહેલાં જ નારાજ થઈ વચ્ચે બોલવા માંડયું. "તે મળી જાય તો એક દિવસ મારૂં સંપૂર્ણ જીવન ધન્ય થઈ જાય એ વાત પણ તમે જાણો છો. તમારાથી કંઇ છુપાવી રખાય તેમ નથી, પરંતુ એનો અર્થ એ છે કે તમે મારૂં મરજી પડે ત્યારે અપમાન જ કર્યા કરો?"

"અપમાન! અપમાન તો મેં તમારૂં જરા જેટલુંયે કર્યું નથી ભારતી!" ડાક્ટરે આશ્ચર્યચકિત થઈ કહ્યું.

એકાએક ભારતીનું ગળું ભારે થઇ ગયું.

"કર્યું કેમ નહિ? તમે જાણો છો કે અમારા માર્ગમાં સેંકડો બલ્કે હજારો મુશ્કેલીઓ ઉભી છે, અને વળી એ પણ તમે જાણો

છો કે તે મને કોઈ રીતે અંગિકાર કરી શકે એમ પણ નથી. આમ છતાંય તમે જ આવી વાતો કરો છો!" ભારતીએ કહ્યું.

"એ તો સ્ત્રીઓમાં દોષ છે." ડાક્ટરે મોં મરકાવીને કહેવા માંડ્યું. "એ પોતે જ કોઇ દિવસ આપોઆપ જે વાત કહી દે છે એ જો બીજા દિવસે એને અન્ય કોઇ કહે તો એ ઝટપટ મારવા જ દોડે છે. એ દિવસે સુમિત્રાની વાત પર તમે કહ્યું હતું કે એ કોઇને લઇને એક દિવસ આવી પગે પડશે અને આજે મેં એને કંઇક કહ્યું તો તમારું ગળું રૂદનથી રૂંધાઈ ગયું."

ભારતીએ કોઈ ઉત્તર ન દીધો. થોડીવાર ચૂપ રહ્યા પછી ડાક્ટર પાછા વાત કરવા લાગ્યા. આ વખતે કોણ જાણે ક્યાંથી એમના સ્વરમાં એના જેવો સ્વર આવી ગયો.

"એ રાતે જ્યારે તમે સુમિત્રાની વાત કહી રહ્યા હતા ત્યારે હું જવાબ દઈ શક્યો ન હતો. આ પથનો હું પથિક નથી? છતાંય તમારા મોંથી સુમિત્રાની કહાણી સાંભળતા મારા રૂવાડાં ઉભા થઈ ગયા હતા. દુનિયાભરમાં ઘૂમી વળીને મેં અનેક ચીજોનો તાગ મેળવ્યો છે પણ જો કોઇનો ન મેળવ્યો હોય તો આ નર–નારીના પ્રેમનો. બ્હેન "અસંભવ" શબ્દ એનાં કોષમાં નથી લખ્યો" ડાક્ટરે કહ્યું.

આ વાત પ્રત્યે ભારતીએ લેશ માત્ર ઉત્સુકતા પ્રકટ કરી નહિ. એણે ઉદાસ, નિસ્પૃહ સ્વરે કહ્યું:—"તમારી વાત સાચી છે ભાઇ. એ શબ્દ તમારા લોકોના કોષમાંથી પણ નીકળી જશે. સુમિત્રા બ્હેનનું ભાગ્ય કોઇ દિવસે પ્રસન્ન થશે." જરા થંભી જઇ પાછું એણે કહેવા માંડ્યું:—"અપૂર્વબાબુને હું ખરેખર ચાહું છું. ભલા હોય કે બુરા હોય પણ હું એમને કદીયે ભુલી શકીશ નહિ. પણ એનો અર્થ એ નથી કે તેમની સ્ત્રી બનીને ઘરબારી ન બનું તો મારું જીવન જ વ્યર્થ થઇ જાય! મારા માટે એ શોકની વાત નથી

ભાઈ. તમને કોઈ પણ પ્રકારનું કપટ રાખ્યા વગર કહું છું કે તમે મને શાંત મનથી આશીર્વાદ દઈ રસ્તો દેખાડતા જાઓ,–તમારી માફક હું પણ બીજાના માટે મારે મારૂં જીવન દઈ મારો જન્મ સાર્થક કરીશ. ભાઈ, આપની નિરાશ્રય બ્હેનને આપની સાથી બનાવી લો !"

ડાક્ટર ચૂપચાપ મછવો ચલાવવા લાગ્યા. એમણે આટલા મોટા ઉપકારભર્યો અનુરોધનો જવાબ દીધો નહિ. ભારતી અંધારામાં એમનો ચહેરો દેખી શકી નહિ; આ નીરવતાથી એ આશાન્વિત થઈ. આ વખતે એના સ્વરમાં સ્નેહભર્યો અનુનયની નિબિડ વેદના જાણે માથા સુધી ભરાઈ ગઈ.

"સાથે લઈ જાઓ ભાઈ. તમારા સિવાય આ અંધારામાં રતીભાર પણ ક્યાંય અજવાળું દેખાતું નથી." ભારતીએ પાછું કહ્યું.

"અસંભવિત છે ભારતી !" ડાક્ટરે ધીરે ધીરે શિર હલાવી કહેવા માંડયું. "તમારી વાતોથી આજે મને જોઆની યાદ આવે છે. તમારી જ માફક એનું જીવન અકારણ નષ્ટ થઇ ગયું છે. ભારતની સ્વાધીનતાની સિવાય મારૂં પોતાનું બીજું કોઈ લક્ષ્ય નથી. માનવજીવનમાં એનાથી અધિક કામના સંસારમાં બીજી કોઈ છે જ નહિ એમ સમજવાની ભૂલ પણ મેં કદીયે કરી નથી. સ્વાધીનતા જ સ્વાધીનતાનો અંત નથી. ધર્મ, શાંતિ, કાવ્યઆનંદ પણ મહાન છે. એના ચરમ વિકાસના માટે જ સ્વાધીનતા હોવી જોઇએ છે, નહિ તો એનું મૂલ્ય જ શું છે ? એટલા માટે જ હું તમારી હત્યા નથી કરી શકતો બ્હેન. તમારી અંદર જે હૃદય, સ્નેહ, પ્રેમ, કરૂણા, માધુર્ય એવું ભર્યું પુર્યું છે કે એ મારી આવશ્યકતાને પાર કરી બહુ જ ઉપર જઈ પહોંચી ચૂકયું છે,–ત્યાં સુધી મારો હાથ પણ નથી પહોંચતો."

ભારતીનું સર્વાંગ પુલકિત થઇ ગયું. સવ્યસાચીના ગંભીર અન્તરંગનું એને આજે એકાએક એક અપૂર્વ રૂપ દેખાઇ ગયું. ભક્તિ અને આનંદથી વિગલિત થઇ એણે કહ્યું :—" હું પણ એમજ વિચારી રહી છું ભાઈ કે તમારે ન જવાનું સંસારમાં છે જ ક્યાં ? વળી જો એ વાત હોય તો તમે કોના માટે આ ષડ્યંત્રમાં લપટયા પડયા છો ? કોના માટે તમે દેશવિદેશમાં ગુપ્ત સમિતિઓની સ્થાપના કરતા ફરો છો ! માનવનું પરમ કલ્યાણ તો કદીયે એ દ્વારા થઈ શકતું નથી."

" વાત બરોબર છે, પરંતુ પરમ કલ્યાણનો ભાર વિધાતાના જ હાથમાં છોડી દઈ આપણે લોકો ક્ષુદ્ર માનવના માટે જે કંઈ સાધ્ય છે, એના કલ્યાણના કામમાં જોડાયા છીએ. પોતાના દેશમાં સ્વાધીન ભાવથી વાત કરવાની, સ્વાધીન ભાવથી હરવા ફરવાની આપણી અત્યંત તુચ્છ માગણી છે—એથી વધુ આજકાલ આપણે લોકો બીજું કાંઇપણ નથી ચાહતા ભારતી ! "

" એમ તો સર્વ કોઇ ચાહે છે ભાઈ ! પણ એના માટે નરહત્યાનું ષડ્યંત્ર શા માટે કહો જોઇએ ! શું જરૂર છે એની ? " આ વાત મોંમાંથી નીકળી ગયા પછી ભારતી અત્યંત લજ્જિત થઈ ગઇ કારણ કે આ અભિયોગ કેવળ અપ્રિય જ નહિ, અસત્ય પણ હતો.

" મને માફ કરો ભાઈ, મેં કેવળ ગુસ્સામાં જ એ ખોટું કહી નાખ્યું છે. મને છોડીને તમે ચાલ્યા જશો એ હું વિચારી જ શકતી નથી." ભારતીએ અનુતપ્ત ચિત્તે કહ્યું.

" એ મને માલુમ છે." ડાકટરે હસીને કહ્યું.

આ પછી ઘણી વાર સુધી કોઈ કાંઇ બોલ્યું જ નહિ.

આ સમયે કેટલાક દિવસોથી ભારતભરમાં સ્વદેશી આન્દોલન ચાલી રહ્યાં હતાં. ભક્તિભાજન નેતાગણ દેશોદ્ધારના ઉદ્દેશ્યથી કાનૂનમાં રહી જે જ્વાલામય ભાષણ દઈ રહ્યા હતા, એનો સારાંશ કોઇ

વખત વર્તમાનપત્રોમાં વાંચીને ભારતી એમના પ્રતિ શ્રદ્ધાપૂર્ણ વિસ્મયથી નમી પડતી હતી. પાછલી રાતે જ એવું કોઈ એક રોમાંચકારી ભાષણ વાંચ્યા પછી એના મનમાં ઉત્તેજનાની તમ હવા વહી રહી હતી. એ યાદ કરીને એ બોલી:–"હું જાણું છું કે અંગ્રેજોના રાજ્યમાં તમારા માટે સ્થાન જ નથી. પણ સારીયે દુનિયા તો એમની નથી કે ત્યાં જઈને તમે લોકો સરળ અને પ્રકટ રૂપ તમારા ઉદ્દેશ્યની સિદ્ધિ માટે કોશિશ કરી શકો છો?" પ્રશ્ન કરી ભારતી એના ઉત્તરની આશાથી થોડીકવાર થંભી ગઈ અને પછી બોલી:–"અંધારામાં તમારું મોં દેખાતું નથી પણ સમજું છું કે તમે મનમાં ને મનમાં હસી રહ્યાં છો! કેવળ તમે અને તમારું વિભિન્ન દળ જ નહિ, પણ એવા લોક દેશનું કામ કરી રહ્યા છે કે જે પ્રવીણ, વિજ્ઞ, રાજનીતિજ્ઞ છે,–ચારૂ ભાઈ, કાલનું વર્તમાનપત્ર તમે–"

એની વાત પૂરી પણ ન થઈ ત્યાં ડાકટર હસીને બોલ્યા:– "માફ કરો બાઈ, અમારા લોકો સાથે તુલના કરીને એ પૂજનીયોના અપમાન ન કરો."

"હું નહિ પણ તમે જ એમના પર વ્યંગ કરી રહ્યા છો." ભારતીએ કહ્યું."

"કદીયે નહિ" ડાકટરે જોરથી માથું હલાવી કહ્યું "એમની તો હું ભક્તિ કરું છું અને એમના દેશોદ્ધારના માટે અપાયેલા ભાષણોમાં અમારા લોકો કરતાં દુનિયામાં બીજા કોઈ વધુ રસ લેતા નથી."

"તમારા લોકોનો રસ્તો એક નથી પણ ઉદ્દેસ્ય તો એક જ છે ને?" ભારતીએ દુઃખિત બની કહ્યું.

"હમણાં સુધી તો હસી રહ્યા હતો પણ હવે નારાજ થઈ જઈશ ભારતી!" ડાકટરે થોડીક વાર મૌન રહ્યા પછી કહેવા માંડ્યું. "અમારા લોકોનો રસ્તો એક નથી એ જાણીતી વાત છે પરંતુ

લક્ષ્ય પણ અમારા લોકોનું એમનાથી ભિન્ન છે, શું એ વાત પણ હજુ સુધી તમારી સમજમાં નથી આવી ? દુનિયાની મોટા ભાગની જાતિઓ સ્વાધીન છે, એથી અધિક ગૌરવ માનવ જાતિના માટે બીજું કંઇ હોઈ શકતું નથી. પણ એ સ્વાધીનતાનો દાવો કરવા કે એના માટે કોશિશ કરવી એ તો બહુ લાંબી વાત છે, એની કામના કરવી કે કલ્પના કરવી પણ અંગ્રેજી કાનૂનમાં રાજદ્રોહ ગણાય છે. હું એ અપરાધનો અપરાધી છું. ચિરકાળ સુધી પરાધીન બન્યા રહેવું એ આ દેશનો કાનૂન છે, એટલા માટે જ સર્વ પ્રવીણ પૂજ્ય વ્યક્તિ કાનૂનની બહાર કોઇ દિવસ કોઇ દાવો કરતા નથી. ચીન દેશના મંચૂ રાજાઓની માફક આ દેશમાં પણ જો અંગ્રેજો કાનૂન બનાવી દે કે બધાંયે અઢી હાથની ચોટલી રાખવી પડશે તો એ લોકો એની વિરૂદ્ધ પણ કોઈ તરેહની ગેરકાયદેસરની પ્રાર્થના કે વિનતિ નહિ કરે. એ લોક તો એમ કહીને આંદોલન કરશે કે અઢી હાથની ચોટલી રાખવાનો કાનૂન બનાવી દેશની પ્રતિ ભારે અન્યાય કર્યો છે; એને ઘટાડીને સવા બે હાથની રાખવાનો કાનૂન બનાવવો !" આટલું કહી એ પોતે જ પોતાની મજાક પર ખુશ થઈ એટલા જોરથી ખડખડ હસી પડયા કે નદીની અંધકારમય નીરવતા ક્ષુબ્ધ થઇ ગઈ.

" તમે ગમે એ કહો ભાઇ, પણ એ વાતને હું કદાપિ યે માની શકતી નથી કે એ આ દેશના માટે પ્રણમ્ય નથી. હું બધાયની વાત કહેતી નથી પણ ખરેખર જ જે રાજનીતિજ્ઞ છે, વાસ્તવમાં જે દેશના શુભાકાંક્ષી છે, એમના બધાય પરિશ્રમ જ વ્યર્થ છે એ વાત નિઃસંકોચ સ્વીકાર કરી લેવી કઠિન છે. મત અને માર્ગ ભિન્ન ભિન્ન હોવાથી કોઈના પર વ્યંગ કરવામાં શોભા રહેતી નથી." હસવું રોકાઇ ગયા પછી ભારતીએ કહ્યું.

એના સ્વરમાં ગાંભીર્યનો આભાસ જોઈ ડાક્ટર ચૂપ થઈ ગયા. પાછળથી એક સ્ટીમ લોંચ અવાજ કરતી નાના મછવાને કાનૂન

ભંગ કરી ડામાડોલ કરી આગળ નીકળી ગઈ. એના નીકળી ગયા પછી સવ્યસાચીએ ધીરેથી કહ્યું:–"ભારતી, મારો અભિપ્રાય તમને વ્યથા પહોંચાડવાનો નથી કે નથી તમારા પૂજનીયોની હું મજાક ઉડાડવા ચાહતો. એમની રાજનીતિ–વિદ્યાના પાંડિત્ય પર પણ મારી ભક્તિ કંઈ ઓછી નથી, પણ વાત શું છે એ હું તમને બતાવું છું,– જે ગૃહસ્થ ગાયને રસ્સી ટુંકી કરીને બાંધે છે, હું એ માટે એટલું જ ફક્ત સમજું છું કે એની એ ટુંકી રસ્સીમાં ફક્ત એક જ નીતિ રહેલી છે. ગાય પહોંચી શકે એથી દૂર જે ખાણનું બકડીયું છે, એટલે સુધી એનો જીવ જાય તોય મોં ઘાલવાની અને જીભ કાઢી ચાટવાની કોશિશ કરવામાં અવૈધતા બિલકુલ નથી–અહિંયા સુધી કાનૂન પણ ઠીક છે. ઉત્સાહ દેવા લાયક હૃદય હોય તો ઉત્સાહ પણ દઈ શકાય છે. રાજાની તરફથી કોઈ પણ મનાઇ નથી. પણ ગાયના એ પ્રબળ ઉદ્યમને જો કોઈ બહારથી દેખે છે તો એના માટે હસવું રોકવું મુશ્કેલ થઇ જાય છે."

ભારતી હસી પડી.

"તમે ભારે સેતાન છો ભાઈ!" આટલું બોલી કે તુરતજ પોતાને સંયત કરીને ભારતી કહેવા લાગી:–"પણ એક વાત મારી સમજમાં નથી આવતી કે જેના પ્રાણ દિનરાત કાચા સુતરના તાંતણા પર લટકી રહ્યા હોય, એ બીજાની મજાક–મશ્કરી કેવી રીતે કર્યાં કરે છે?"

"એનું કારણ એ છે કે એની આ સમસ્યાનું સમાધાન પહેલાં જ થઈ ચૂક્યું હોય છે. ભારતી, જે દિવસે આ કામમાં પગ મૂક્યો છે, એ દિવસે બધુંય નક્કી થઇ ચૂક્યું છે. હવે મારે નથી કાંઈ વિચારવાનું કે નથી કોઇના માટે કંઈ ફરીયાદ પણ કરવી. હું જાણું છું કે હાથમાં પકડીને પણ જે રાજશક્તિ મને છોડી દે છે એ કાં તો પાગલ છે

અગર તો એની પાસે ફાંસી દેવા જેટલી યે રસ્સી નથી." ડાક્ટરે સ્વાભાવિક સ્વરે કહ્યું.

"એટલા માટે તો હું તમારી સાથે રહેવા ચાહું છું ભાઈ! દુનિયામાં એવું કોઈ નથી જે મારા જીવતા રહેતાં તમારો પ્રાણ લઈ શકે. એ કદાપિ થવા દઈશ નહિ." કહેતાં કહેતાં ભારતીનું ગળું અને આંખો ભરાઇ આવ્યા.

ડાક્ટરને એ માલુમ પડી ગયું. એ ચૂપચાપ શ્વાસ ભરીને બોલ્યાઃ- "જુવાળ આવી ગઈ ભારતી, હવે જલ્દી પહોંચી જઇશું."

ઉત્તરમાં ભારતીએ કહ્યું;-"હંહ, જવા દો. મને કંઇપણ સારૂં લાગતું નથી." થોડી વાર ચૂપ રહ્યા પછી પાછી એ બોલીઃ-"આટલી મોટી રાજશક્તિને શારીરિક બળથી મહાત કરી શકાય એ વાત પર શું તમે ખરેખર વિશ્વાસ કરી શકો છો ભાઇ!"

"કરૂં છું. સંપૂર્ણ હૃદયથી કરૂં છું, એટલો જબરદસ્ત વિશ્વાસ ન હોત તો મારૂં આ વ્રત ક્યારનુંય ભંગ થઈ ગયું હોત." શીઘ્ર ઉત્તર મળ્યો.

"એથી જ તમારા કામમાંથી મને ધીરે ધીરે કાઢી નાખવા માંગો છો, ખરોખર એમજ ને ભાઈ?"

"નહિ. એ વાત નથી ભારતી! પણ વિશ્વાસ તો શક્તિ છે. વિશ્વાસ વગર થયેલા સંશયના કારણે તમારૂં કર્તવ્ય બોજા જેવું થઈ જશે દુનિયામાં તમારા માટે બીજું પણ કામ છે બ્હેન. એ કલ્યાણકારી અને શાંતિમય છે. જેના પર તમારા હાર્દિક વિશ્વાસ હોય એ કામ તમે કરો." ડાક્ટરે જરા હસીને કહ્યું.

અસીમ સ્નેહના કારણે જ આ સહૃદય માનવ એને પોતાને અત્યંત વિપત્તિભર્યો ક્રાંતિના માર્ગથી દૂર હઠાવી દેવા ચાહે છે, એ વાતનો નિઃસંદેહ અનુભવ કરતાં ભારતીની આંખોમાં આંસુ ભરાઈ

આવ્યા. અંધારામાં નજર ચૂકાવી એણે આંસુ લુછી નાખ્યા અને કહ્યું:–"ભાઈ, મારી વાત પર ગુસ્સે ન થતાં–તમને એક વાત પૂછું છું. આટલી મોટી રાજશક્તિ, આટલું સૈન્યબળ, આટલી સામગ્રી, યુદ્ધના આટલા ચિત્ર-વિચિત્ર આયોજન,–એની સામે તમારો ક્રાંતિકારી દળ કેટલો છે? સમુદ્ર સામે એક ખાબોચીયું હોય તેના કરતાં તમે થોડો નાના છો. એની સાથે તમે લોકો શક્તિની પરીક્ષા કેવી રીતે કરવા ઇચ્છો છો? પ્રાણ આપવા ઇચ્છતા હો તો આપી શકો છો, પણ આટલું ભારે ગાંડપણ તો મને દુનિયામાં બીજું ક્યાંય દેખાતું નથી. તમે કહેશો કે તો શું દેશનો ઉદ્ધાર નહિ થાય? પ્રાણના ડરથી શું જુદા થઈ ઉભા છો? પરંતુ હું તો એમ નથી કહેતી. તમારી પાસે રહી, તમારા ચરિત્રથી એ વાતને હું જાણી ગઈ છું કે જનની જન્મભૂમિ શું ચીજ છે. તમને જોયા પછી–તમારા સમાગમમાં આવ્યા પછીયે જો એ વાત પણ ન શીખી શકી હોઉં કે જન્મભૂમિના ચરણે સર્વસ્વ દઈ શકવા કરતાં વધુ સાર્થકતા મનુષ્યના માટે બીજી કોઇ હોઇ શકતી નથી.–તો મારાથી "અધિક અધમ" નારી બીજી કોણ હશે? પણ ફક્ત આત્મ–હત્યા કરીને કયો દેશ સ્વાધીન થયો છે? તમારી ભારતી જીવતા જીવે એટલી મોટી ભૂલ કરી શકે એવી ખોટી ધારણા ન રાખતા ભાઈ!"

"વારૂ!" ડાક્ટરે શ્વાસ છોડતાં કહ્યું.

"'વારૂ' શું?"

"તમારા સંબંધમાં ભૂલ થઇ છે," કહી ડાક્ટર થોડીકવાર ચૂપ રહ્યા અને પાછા બોલ્યા; "ક્રાંતિનો અર્થ કાંઇ ખૂન ખરાબી અને મારો કાપો નથી ભારતી! ક્રાંતિનો અર્થ છે અત્યંત શીઘ્રતાથી આમૂલ પરિવર્તન,–એકાએક મહાન, પરિવર્તન. સૈન્યબળ, વિરાટ્ યુદ્ધ–સામગ્રી, સર્વ કાંઈ મને માલુમ છે. પરંતુ શક્તિ–પરીક્ષા અમારૂં લક્ષ્ય નથી;–આજે જે લોક શત્રુ છે, કાલે એજ મિત્ર પણ

બની શકે છે. નીલકાંત શક્તિ–પરીક્ષા કરવાને ગયો ન હતો, મિત્ર બનાવવાને ગયો હતો અને એણે પ્રાણ દઇ દીધાં. હાય રે નીલકાંત! તારું નામ કોણ જાણે છે!"

અંધકારમાં પણ ભારતી સ્પષ્ટ સમજી ગઈ કે જે યુવકે દેશની બહાર, દેશના કામમાં સર્વની આંખોની પાછળ રહી ચૂપચાપ પ્રાણ દીધા છે, એની યાદ કરીને આ નિર્વિકાર પરમ સંયમી માણસનું ગંભીર હૃદય ક્ષણભર માટે આક્રંદ કરી રહ્યું છે–હચમચી ઉઠયું છે.

એકાએક ડાકટર સીધા થઈ બેસી ગયા.

"શું કહી રહી હતી ભારતી! જે ચિનગારી શહેરભરને બાળીને ભસ્મ કરી દે છે એ આકારમાં કેટલી મોટી હોય છે એ જાણો છો? શહેર જ્યારે બળે છે ત્યારે એ પોતાનું ઇંધન પોતે જ એકઠું કરીને ભસ્મ થઇ જાય છે. એની ભસ્મ થવાની સામગ્રી એનામાં જ સંચિત રહે છે. વિશ્વવિધાનના આ નિયમને કોઈપણ રાજશક્તિ કોઈપણ દિવસ વ્યતિક્રમ નથી કરી શકતી." ડાકટરે કહ્યું.

"ભાઇ, તમારી વાતો સાંભળવાથી દિલ કંપી ઉઠે છે. જે રાજશક્તિને તમે ભસ્મ કરી દેવા ચાહો છો, એનું ઇંધન પણ આપણા જ દેશવાસી છે. આટલા મોટા લંકા–કાંડની કલ્પના કરતા શું તમને કરૂણા નથી આવતી?" ભારતીએ કહ્યું.

"નહિ. 'પ્રાયશ્ચિત' શબ્દ શું છે એ કેવળ મોંથી જ કહેવાનું છે? આપણા પહેલાંના પુરૂષોના સંચિત કરેલાં પાપોનો વિશાળ સ્તૂપ પછી નષ્ટ કેવી રીતે થશે? કરૂણા કરતાં ન્યાય–ધર્મ બહુ જ મોટી ચીજ છે ભારતી!" ઉત્તર આપતા રજમાત્ર મુશ્કેલી વેઠયા સિવાય ડાકટરે તુરત જ કહ્યું.

"આ તમારી એ પુરાણી વાત છે ભાઇ!" ભારતી વ્યથિત થઇને બોલવા લાગી "ભારતની સ્વાધીનતાની ખાતર તમે કેટલા બધા

નિષ્ઠુર થઈ શકો છો એ હું વિચારી પણ શકતી નથી. રક્તપાતના સિવાય તમારા મનમાં બીજી કોઈ વાત જ સ્ફુરી શકતી નથી. રક્તપાતનો જવાબ જો રક્તપાત જ હોય તો એનો જવાબ પણ રક્તપાત જ હશે? અને વળી એના જવાબમાં પણ એના સિવાય બીજું કાંઈ મળતું નથી? આ પ્રશ્નોત્તર તો અનાદિ કાળથી જ થતાં રહ્યાં છે. શું માનવ-સભ્યતા એથી બારે ઉત્તર કદીયે દઈ શકતી નથી? દેશ ચાલ્યો ગયો છે પણ એથી યે જે મોટો છે એ મનુષ્ય તો આજ પણ મોજુદ છે. મનુષ્ય મનુષ્ય શું આપસ આપસમાં લડયા ઝગડયા વગર કોઈ રીતે પાસે રહી જ નથી શકતો?"

"અંગ્રેજોના એક મહાન કવિએ કહ્યું છે કે પશ્ચિમ અને પૂર્વ કદી યે હળીમળી શકે તેમ નથી." ડાક્ટરે કહ્યું.

"પત્થર કવિ છે એ! કહેવા દો એને. તમે પરમ જ્ઞાની છો. તમને અનેકવાર પૂછ્યું છે અને આજે પણ પૂછી રહી છું કે હોવા દો એ પશ્ચિમનો, હોવા દો એ યુરોપનો પણ છે તો એ પણ મનુષ્ય જ ને! મનુષ્યની સાથે મનુષ્ય શું કોઈપણ રીતે મિત્રતા નથી કરી શકતો? ભાઈ, હું ખ્રિસ્તી છું, અંગ્રેજોના અનેક ઋણોની ઋણી છું. એમના અનેક સદ્દગુણો મેં મારી આંખોએ જોયા છે. એમને બુરા વિચારતા મારા હૃદયને આઘાત લાગે છે. પણ મને તમે ખોટી ન સમજતા ભાઈ, હું પણ હિન્દુસ્તાનની જ પુત્રી છું-તમારી બ્હેન છું. ભારતભૂમિ અને ભારતવાસીઓ પર મારો પ્રાણથી અધિક પ્રેમ છે. જે પ્રકારનું જીવન તમે પસંદ કરી લીધું છે એ જોઈને કોણ કહી શકે એમ છે કે આજની મુલાકાત જ આપણા લોકોની અંતિમ મુલાકાત ન હો. આજે તમે શાંત મનથી આનો જવાબ દેતા જાઓ કે જેનાથી હું એની તરફ દ્રષ્ટિ રાખી આજીવન સિર ઉંચું રાખી સીધી ચાલી શકું." કહેતાં કહેતાં ભારતીનો સ્વર રોવા જેવો થઈ ગયો.

ડાક્ટર ચૂપચાપ મછવો ચલાવતા જ રહ્યા. વાર લગાડતા જોઇ ભારતીને એવું લાગ્યું કે ડાક્ટર એનો જવાબ આપવા ઇચ્છતા નથી. એણે હાથ બોળી નદીના પાણીથી આંખ–મોં ધોઇ નાખ્યાં અને એણે સાડીના છેડાથી વારંવાર બરોબર લૂછી નાખીને ફરી પ્રશ્ન કરવાને ઇચ્છયું. એટલામાં ડાક્ટર બોલી ઉઠયા. સ્નિગ્ધ–મુલાયમ સ્વર હતો, કયાંય રતીભાર પણ ઉત્તેજના કે વિદ્વેષનો આભાસ ન હતો–આમ શાંત અને સ્વાભાવિક રીતે જાણે કોઇની વાત કોઇ બીજું જ કહી રહ્યું હતું. ભારતીને એ પ્રથમ પરિચયના દિવસના સ્કૂલના નિરીહ–નિર્બોધ માસ્તર સાહેબની યાદ આવી ગઇ અશુદ્ધ અંગ્રેજી ઉચ્ચારણ, વ્યાકરણ પણ એવું જ. ભારતી ભારે મુશ્કેલીથી હસવું રોકી વાત કરી શકી હતી. પછી એ વાતથી ગુસ્સે થઇ એણે ડાક્ટરનો ઘણા દિવસો સુધી તિરસ્કાર કર્યો હતો, એવા જ નિરૂત્સુક, નિઃસ્પૃહ કંઠે ડાક્ટરે આજે ફરી કહ્યું:–" એક તરેહના સાપ થાય છે ભારતી, જે સાપ ખાઇને જ જીવે છે. તમે જોયા છે ? "

" ના જોયા નથી પણ સાંભળ્યા છે. "

" પ્રાણીસંગ્રહાલયમાં છે. એકવાર કલકત્તા જઇ અપૂર્વને કહેશો તો તે તમને બતાવી દેશે. "

" વારંવાર હાંસી ન કરો ભાઇ એનું પરિણામ કાંઇ સારૂં નહિ આવે એ હું તમને કહી દઉં છું. "

" હું હાંસી કરતો નથી. હું પણ એ જ વાત કહું છું કે એનું પરિણામ સારૂં નહિ આવે. એ સાપો પાસે પાસે રહેતા નથી પરંતુ એમને અધિક ઘનિષ્ટતાથી એકના પેટમાં બીજાને કોઇ પ્રકારની મુશ્કેલી વગર જગ્યા મળી જાય છે. વિશ્વાસ ન થતો હોય તો 'ઝુ'–પ્રાણી સંગ્રહાલયના ઉપરીને પૂછી જો જો. "

ભારતી ચૂપ થઇ ગઇ.

" તમે એ લોકોના સમધર્માવલંબિની છો. " ડાક્ટર કહેવા લાગ્યા " એમના અનેક ઋણોના ઋણી છો, એમના અનેક સદ્દગુણો આંખોથી તમે જોયા છે, પરંતુ કદીયે એમની વિશ્વગ્રસ્ત વિરાટ ભૂખનું પરિણામ પણ જોયું છે? આ દેશના એ માલિક છે—માલિક ક્યારે બન્યા એ તારીખ તો યાદ છે ને? આજે બ્રિટિશ સંપત્તિની તુલના થઇ શકતી નથી. કેટલાં વહાણો, કેટલાં કલ-કારખાનાઓ, કેટલી હજારો-લાખો ઇમારત છે! માણસને મારવાની સામગ્રીઓ અને આ યોજનાઓનો અંત જ નથી, પોતાની બધીયે ન્યૂનતાઓ અને સર્વ પ્રકારની આવશ્યકતાઓને પૂર્ણ કરી અંગ્રેજોએ સને ૧૮૧૦ થી ૧૮૮૦ સુધીના સીત્તેર વર્ષો દરમ્યાન બહારવાળાઓનું ત્રણ હજાર કરોડ રૂપિયાનું કરજ ચુકવ્યું હતું! જાણો છો કે એ વિરાટ ઐશ્વર્ય ક્યાંથી આવ્યું હતું? તમે પોતાને હિન્દુસ્તાનની પુત્રી કહો છો ને? ભારતની ભૂમિ, ભારતના જળ-વાયુ અને ભારતના માણસો પ્રત્યે તમારો પ્રાણથી અધિક પ્રેમ છે ને? આ હિન્દુસ્તાનના લાખો નર-નારીઓ દરસાલ મેલેરીઆમાં મરી જાય છે. એક એક જંગી જહાજની કિંમત કેટલી હોય છે એ શું તમે જાણો છો? એમાંથી ફક્ત એકના જ ખર્ચથી ભારતવર્ષની લાખો માતાઓની આંખોના આંસુઓ લૂછી શકાય તેમ છે. કદિયે વિચારી છે આ વાત? કદિયે હૃદયમાં દેખી છે માની મૂર્તિને? શિલ્પ ગયું, વાણિજ્ય ગયું, ધર્મ ગયો, જ્ઞાન ગયું,-નદિઓની છાતી સુકાઇને મરૂભૂમિ થઇ રહી છે. કિસાનોને પેટ ભરીને ખાવાનું મળતું નથી, શિલ્પકાર વિદેશીઓના દ્વાર પર મજુરી કરે છે. દેશમાં પાણી નથી, અન્ન નથી, ગૃહસ્થની સર્વોત્તમ સંપત્તિ ગોધન હતી એ પણ નથી,-દૂધના અભાવથી બાળકોને ભૂખથી સુકાઇને મરતાં જોયાં છે ભારતી? "

ભારતીએ બૂમ મારીને એમને બોલતા અટકાવવા ઇચ્છયું પણ ત્યાં તો એના ગળામાંથી ફક્ત એક અસ્ફુટ શબ્દ માત્ર નીકળી રહી ગયો.

અવ્યસાચીનો એ ધીર સંયત કંઠસ્વર ક્યારનોય અદૃશ્ય થઇ ગયો હતો. એ કહેવા લાગ્યાઃ—"તમે ખ્રિસ્તી છો. યાદ છે એક દિવસ કુતૂહલવશ યુરોપની ખ્રિસ્તી સભ્યતાનું સ્વરૂપ જાણવાને તમે ઇચ્છ્યું હતું ?—એ દિવસે વ્યથા પહોંચાડવાના ડરથી નહોતું બતાવ્યું પણ આજે બતાવીશ. તમારા લોકોના પુસ્તકોમાં શું છે, એ નથી કહી શકતો, પણ સાંભળ્યું છે કે સારી સારી વાતો જ લખી છે, અનેક દિવસો સુધી એક સાથે રહેતા રહેતા એનું વાસ્તવિક સ્વરૂપ મારાથી છુપું રહી શક્યું નથી. લજ્જાહીન નગ્ન સ્વાર્થ અને પશુશક્તિનું અત્યંત અધિક પ્રાધાન્ય જ એનો મૂળ મંત્ર છે. સભ્યતાના નામથી કમજોર અને અસમર્થોની વિરૂદ્ધ આટલા મોટા ઘાતક મૂળનો મનુષ્યની બુદ્ધિએ પહેલાં કદી યે આવિષ્કાર નથી કર્યો. પૃથ્વીના નકશાની તરફ આંખ માંડીને જુઓ, યુરોપની વિશ્વગ્રાસી ભૂખથી કોઇપણ કમજોર જાતિ પોતાનું રક્ષણ કરી શકી નથી. દેશની ભૂમિ અને દેશની સંપત્તિથી દેશના સંતાન ક્યા અપરાધે વંચિત થયા છે એ જાણો છો ભારતી ? એકમાત્ર શક્તિહીનતાના અપરાધથી જ. વળી મઝા તો એ છે કે ન્યાય-ધર્મ જ સૌથી મોટો ધર્મ છે, અને વિજિત જાતિના અશેષ કલ્યાણના માટે જ એ આધીનતાની જંજીર એના પગમાં પહેરાવી એ પાંગળાની સર્વ પ્રકારની જવાબદારી ઉઠાવવી એ યુરોપીય સભ્યતાનું પરમ કર્તવ્ય છે. આ પરમ અસત્યનો પ્રચાર લેખો, ભાષણો અને મિશનરીઓના ધર્મપ્રચારમાં તેમજ બાળકોના પાઠ્ય પુસ્તકોમાં પણ કરવામાં આવે છે. આ તમારી ખ્રિસ્તી સભ્યતાની રાજનીતિ છે."

ભારતી મિશનરીઓના હાથે બનેલી નારી છે, અનેક મહાન ચરિત્ર એને વાસ્તવમાં પોતાની આંખેથી જ દેખ્યા છે,—પોતાના ધાર્મિક વિશ્વાસ પર આવા અકારણ આક્રમણથી એ વ્યથિત થઇ ગઇ અને બોલીઃ—"ભાઇ, કોઇપણ કારણથી હો પણ તમારી શાંત બુદ્ધિ આજે વિક્ષિપ્ત થઇ ગઇ છે. ખ્રિસ્તી-ધર્મ-પ્રચારના માટે જે

લોક આ દેશમાં આવ્યા છે એમના વિષયમાં તમારાથી બહુ જ વધુ હું જાણું છું. તમારાથી આજે એમના પ્રતિ નિરપેક્ષ સુવિચાર કરવાનું બનતું નથી. યુરોપની સભ્યતાએ શું તમારા લોકોનું કંઈ ભલું જ કર્યું નથી ? સતી-દાહ, ગંગા નદીમાં સંતાન-બલિ—"

" નશાખોરી, સંન્યાસીઓનો તલવાર પર નાચ, ડાકાયટી, ઠગવું, લૂંટફાટ, ગોંડ અને ખસિઓની આષાઢમાં નર-બલિ,-બીજું તો નથી યાદ આવતું, પણ આ જ ને ભારતી ?" ડાક્ટર વચ્ચે જ બોલી ઉઠયા.

ભારતી કંઈ બોલી નહિ.

" ઉભા રહો, વળી બે વાત યાદ આવી ગઈ. બાદશાહી જમાનામાં ગૃહસ્થ પોતાની વહુ દીકરીઓને ઘરમાં નહોતા રાખી શકતા, નવાબ લોક ઓરતોના પેટ ચીરીને બચ્ચા દેખ્યાં કરતા હતા ! હાયરે, હાય, વિદેશીઓના લખેલા ઇતિહાસોએ આવી મામુલી અને તુચ્છ વાતોને વિરાટ વિશાળ બનાવી દેશના પ્રતિ દેશવાસીઓના ચિત્તને વિમુખ કરી દીધું છે ! યાદ આવે છે, બચપણમાં મારી એક સ્કૂલની ચોપડીમાં મેં વાંચ્યું હતું કે વિલાયતમાં બેઠા બેઠા અમારા કલ્યાણની વાત વિચારતા રાજમંત્રીની ઉંઘ ઉડી ગઇ છે, એને અન્ન પણ રૂચતું નથી. આ અસત્ય બાળકોને કંઠસ્થ કરવું પડે છે ! સભ્ય રાજ્ય-તંત્રની આ તો રાજનીતિ છે ભારતી ! અપૂર્વને દોષ દેવો વ્યર્થ છે." ડાક્ટરે કહ્યું.

અપૂર્વના લાંછનથી ભારતી મનમાંને મનમાં લજ્જિત બની ગુસ્સે થઈ ગઈ. એ બોલી:—" તમે જે કહો છો એ સત્ય હોઈ શકે છે; સંભવ છે કે કયાંય કોઈ અતિભક્ત રાજકર્મચારીએ એવું જ કર્યું હોય પણ આટલા મોટા સામ્રાજ્યની મૂળનીતિ કદી અસત્ય જ હોઈ શકે નહિ. આ પાયા પર ભીંત ઉભી કરીને આટલી મોટી વિશાળ

સંસ્થા એક દિવસ માટે પણ સ્થિર રહી શકે નહિ. તમે કહેશો કે કાળના અનંત સ્રોતમાં એ કેટલા દિવસ ટકી શકે? આવા સામ્રાજ્ય તો એના પહેલાં પણ હતા. એ શું ચિરસ્થાયી બન્યા છે? તમારી વાત અગર જો સત્ય હોય તો આ પણ ચિરસ્થાયી નહિ રહે. પરંતુ આ શૃંખલાબદ્ધ અને સુનિયંત્રિત રાજ્ય છે. તમે ગમે એટલી નિંદા કર્યા કરોને પણ શું એની એકતા અને શાંતિથી કોઇ પણ શુભ લાભ નથી થયો? પ્રતીચ્યની સભ્યતાના પ્રતિ કૃતજ્ઞ થવાને શું કોઇપણ કારણ જ નથી મળ્યું તમને? સ્વાધીનતા તો આપણી ઘણા દિવસોથી ચાલી ગઇ છે. એની વચ્ચે કેવળ રાજ–શક્તિઓના જ પરિવર્તન થયા છે. તમારા લોકોના ભાગ્યનું તો કોઇ પરિવર્તન જ નથી થયું. ખ્રિસ્તી થવાના કારણથી તમે મને ખોટી સમજી ન લેતાં ભાઇ. પરંતુ પોતાની બધીયે કમનસીબીઓના કારણ વિદેશીઓ જ છે એમ ધારી ગ્લાનિ કરવી એ જ જો તમારા દેશપ્રેમનો આદર્શ હોય તો એ આદર્શ તમારા હાથથી હું નહિ લઇ શકું. હૃદયમાં આટલો વિદ્વેષ ભરીને તમે અંગ્રેજોનું નુકશાન પણ કરી શકો છો પણ એથી ભારતવાસીઓનું કલ્યાણ નહિ થાય એ નિશ્ચય સમજી લેજો."

એનો એકાએક ઉચ્છ્વાસિત તીક્ષ્ણ સ્વર નિસ્તબ્ધ નદીમાં પ્રતિધ્વનિત થઇ સવ્યસાચીના કાનમાં જઇ પહોંચ્યો અને એમને ચોંકાવી દીધા. ભારતીનું આ રૂપ અપરિચિત હતું, આ મનોભાવ અપ્રત્યાશિત હતા. વળી જે ધર્મ–વિશ્વાસ અને સભ્યતાના ઘનિષ્ટ પ્રભાવમાં એ નાનપણથી આટલી મોટી થઇ હતી એના પર આઘાત થવાથી એ ચંચળ અને અસહિષ્ણુ થઇ આવો જે નિર્ભીક પ્રતિવાદ કરી બેઠી હતી એ ગમે એટલો કઠોર અને પ્રતિકૂળ હોવા છતાંય એણે સવ્યસાચીની દ્રષ્ટિમાં એને અધિક ઉંચે ચઢાવી દીધો.

"કેમ, જવાબ કેમ નથી દેતા ભાઇ? હૃદયમાં આટલી બધી ઇર્ષ્યાની આગ જલાવી તમે ગમે એ કરો પણ દેશનું ભલું તો નહિ કરી શકો." ડાક્ટરને નિરૂત્તર જોઇ ભારતીએ કહ્યું.

"તમને તો કેટલીયે વાર કહી ચૂકયો છું કે જે દેશનું ભલું કરવા ઇચ્છે છે, એ તો ફંડફાળા કરીને ચારે તરફ અનાથાશ્રમ, બ્રહ્મચર્યાશ્રમ, વેદાન્તાશ્રમ, દરિદ્ર–ભંડાર આદિ અનેક પ્રકારના લોક-હિતકર કામો કરી રહ્યાં છે. એ મહાન પુરૂષો છે, હું એમના પર ભક્તિ રાખું છું. પરંતુ મેં દેશનું ભલું કરવાનો ભાર નથી લીધો, મેં તો એને સ્વાધીન કરવાનો ભાર લીધો છે." ડાકટર આટલું બોલી જરા થંભી ગયા અને પાછા બોલવા માંડયાં:–" મારા હૃદયની આગ બે વાતોથી બુઝાઈ શકે છે–એક તો મારી પોતાની ચિતા–ભસ્મથી–; બીજી કોઈ દિવસે એ સાંભળી લેવાથી કે યુરોપના ધર્મ, સભ્યતા અને નીતિ સમુદ્રના અથાગ પાણીમાં ડૂબીને તળીએ જઈ બેઠા છે."

ભારતી ચૂપ થઈ ગઈ.

"આ વિષકુંભ–પયોમુખ માલને માટે સમુદ્ર પાર થઇને યુરોપ જ્યારે પહેલવહેલું રોજગાર કરવાને આવ્યું ત્યારે એને ઓળખી શકયું ફકત જાપાન. એથી જ આજે એનું આટલું સૌભાગ્ય છે, એથી જ આજે એ યુરોપનું સમકક્ષ સન્માન્ય મિત્ર છે. પણ એને ઓળખી ન શકયા ભારત અને ચીન. એ દિવસમાં સ્પેઇનનું રાજ્ય સર્વત્ર ફેલાયું હતું. નાના જાપાને સ્પેઈનના એક ખલાસીને પૂછયું:–'આટલું મોટું રાજ્ય તમે લોકોએ કેવી રીતે પ્રાપ્ત કરી લીધું ?–' ખલાસીએ જવાબ આપ્યો:–' ઘણી જ સરળતાથી. અમે જે દેશને હજમ કરી જવા માગીએ છીએ ત્યાં પહેલા લઈ જઇએ છીએ માલ, પછી હાથ પગ પકડી રોજગારના માટે એ દેશના રાજાની પાસેથી માગી લઇએ છીએ થોડીક જમીન. એ પછી બોલાવીએ છીએ મિશનરીઓને, ખ્રિસ્તી તો ઘણા લોકોને બનાવી શકતા નથી, પણ એ દેશના ધર્મની નિન્દા તો બેહદ કરે છે. આમ થવાથી લોકો ઉશ્કેરાઇ જાય છે અને એક બેને મારી નાખે છે. બસ,

તત્કાલ જ અમારા લોકોની તોપો, બન્દુકો અને સૈનિકો આવી પહોંચે છે. ત્યારે અમારા સભ્ય દેશની માણસમારૂ મશીનો અસભ્ય દેશોના હથિયારો કરતાં કેટલી શ્રેષ્ઠ છે એ વાતને એ શીઘ્ર જ પ્રમાણિત કરી બતાવે છે.' આ સાંભળીને જાપાને કહ્યું:–' તો સાહેબ, આપલોક અહીંયાથી ખડિયા–પોટલા ઉઠાવી જાઓ, અમારા લોકોને આપના રોજગારની કાંઇ જરૂર નથી.' એમ કહી એને વિદાય કરી જાપાને પોતાના દેશમાં એક કાયદાનો અમલ કરી દીધો કે જ્યાં સુધી સૂર્ય ચંદ્ર ઉદિત રહેશે ત્યાં સુધી ખ્રિસ્તી અમારા દેશમાં પગ મૂકી નહિ શકે. જો મૂકશે તો એને પ્રાણદંડની સજા કરવામાં આવશે." ડાક્ટરે કહ્યું.

"આ વાત તમારા મોંથી મેં પહેલાં જ સાંભળી છે, પણ જે જાપાનીઓની તમે ભક્તિ કરો છો, એ કેવા છે?" પોતાના ધર્મ અને ધર્મપ્રચારકો સામે કરવામાં આવેલાં તીક્ષ્ણ કટાક્ષથી ભારતી દુઃખિત થઇ બોલી.

"ભક્તિ કરૂં છું? જુદી વાત છે. એની તો હું ઘૃણા કરૂં છું. કોરિયનોને વારંવાર વચન અને અભયદાન દઇને ય જ્યારે કોઇ પણ દોષ વિના ખોટા બહાનાથી એ લોકોને કેદ કરી ૧૯૧૦ માં કોરીયા –રાજ્ય હડપ કરી લીધું ત્યારે હું શેંઘાઇમાં હતો એ દિવસના એ અમાનુષિક અત્યાચારોને ભૂલી શકાય તેમ નથી ભારતી! વળી અભય શું ફક્ત એક જાપાને જ દીધું હતું? યુરોપે પણ દીધું હતું. પણ શક્તિશાળી જાપાનની વિરૂદ્ધ અંગ્રેજોએ જીભ સુદ્ધાં ન હલાવી, કહી દીધું: 'અંગ્રેજો–જાપાની સંધીથી અમે લોકો બંધાયેલા છીએ.' વળી એ વાત અમેરિકાના સંયુક્ત રાષ્ટ્રના પ્રમુખે પણ અત્યંત સ્પષ્ટ ભાષામાં વ્યક્ત કરીને કહી દીધું કે "વચન આપ્યાં તો શું થઇ ગયું? જે અસમર્થ અને શક્તિહીન જાતિ સ્વયં આત્મરક્ષણ કરી શકતી નથી એનું રાજ્ય ન જાય તો કોનું જાય? જે થયું છે તે ઠીક જ થયું છે, હવે અમે લોક એનો ઉધ્ધાર કરવા જઇશું?–અસંભવિત છે, ગાંડપણ છે–'"

આટલું કહી સભ્યસાચી ક્ષણભર ચૂપ રહ્યા. વળી પાછા બોલ્યા " હું પણ કહું છું ભારતી, કે એ અસંભવિત છે, ગાંડપણ છે. પ્રબળ દુર્બળની સંપત્તિ શા માટે ન છીનવી લે એ વાતને તો સભ્ય યુરોપની નૈતિક બુધ્ધિ વિચારી જ શકતી નથી ! "

ભારતી ચૂપ જ રહી.

" અઢારમી સદીના અંત ભાગમાં બ્રિટિશ દૂત લોર્ડ મેકાર્ટની ચીની દરબારમાં રોજગારની જરા સરળતા મેળવવા ગયો. મંચૂના રાજા, શિયનલુંગ ચીનનો સમ્રાટ હતો. એ બહુજ દયાળુ હતો. દૂતની વિનીત પ્રાર્થનાથી ખુશી થઈ એણે આશીર્વાદ દીધા–' જુઓ ભાઈ, અમારા સ્વર્ગીય સામ્રાજ્યમાં કોઈપણ વાતની ન્યૂનતા નથી, પણ તમે બહુજ દૂરના દેશથી અનેક કષ્ટો સહન કરીને આવ્યા છો. વારૂ જાઓ. કેન્ટોન શહેરમાં રોજગાર કરો. જગ્યા આપવામાં આવે છે, તમારા લોકોનું ભલું થાઓ.' રાજાના આશીર્વાદ નિષ્ફળ ન ગયા, ભલું જ થયું. પચાસ વર્ષ પણ વીત્યા નહિ ત્યાં તો ચીનની સાથે બ્રિટનને લડાઈ થઇ." ડાકટરે કહ્યું.

" શા માટે ભાઇ ?" ભારતીએ આશ્ચર્યથી પૂછયું.

" ચીનનો દોષ હતો. બેઅદબ એકાએક કહી દીધું:–' અફીણ ખાઇ ખાઇને અમારી આંખો મીંચાઇ જઇ રહી છે, બુધ્ધિ બગડી રહી છે, કૃપા કરીને એ ચીજની આયાત બંધ કરી દો. " ડાકટરે કહ્યું.

" એ પછી ?"

" એ પછીનો ઇતિહાસ બહુ જ ટુંકો છે. બે વર્ષ પછી ચીન પાછું અફીણ ખાવાને રાજી થઈ ગયું, અને પાંચ બંદરોમાં ટેકસ લીધા વગર વેપાર કરવા દેવાની મંજુરી આપવી પડી અને આખરે હોંગકોંગ બંદર દક્ષિણામાં દઇ સને ૧૮૮૨ માં યજ્ઞ પૂરો કરવો પડયો. બરોબર જ થયું. જે મૂર્ખ આટલું સસ્તું અફીણ મેળવી ખુશ થાય છે એના માટે તો આ પ્રાયશ્ચિત ઉચિત જ હતું !" ડાકટરે કહ્યું.

"આ બધો તમારો ઉપજાવી કાઢેલો કિસ્સો છે" ભારતીએ કહ્યું.

"એ ભલે હોય, પણ સાંભળવામાં તો સારો છે! પછી આ જોઈ ફ્રાંસની સભ્યતાએ કહ્યું:-'મારી પાસે અફીણ તો નથી પણ માણસ મારવાની મશીનો બહુજ ચઢીયાતી અને સારી છે. યુદ્ધ કરો.' પછી યુદ્ધ થયું. ફ્રેંચોએ ચીન સામ્રાજ્યનો અનામ પ્રાંત છીનવી લીધો અને યુદ્ધનું ખર્ચ, વધુમાં વધુ વેપારની સગવડતાઓ, ટ્રીટી પોર્ટ આદિ ઉપરથી,-પણ એ તુચ્છ કહાણીઓ છે, રહેવા દો."

"પણ ભાઈ, તાળી શું એક જ હાથે પડે છે? ચીનનો શું કંઈપણ અન્યાય નહોતો?"

"હોઈ શકે છે. પણ તમાશો તો એ છે કે યુરોપીય સભ્યતાનો અન્યાય પ્રત્યેનો પ્રકોપ બીજાના ઘર પર ચઢાઈ કરવા માટે જ જાગૃત થાય છે. વળી એ અન્યાય ત્યાં જ દેખાય છે, પોતાના દેશમાં નથી દેખાતો."

"પછી શું થયું?"

"કહું છું. જર્મન સભ્યતાએ જોયું કે વાહ, વાહ, આ તો ભારે મજાની વાત છે. અમે તો અહીંયા જ રહી ગયા. એ લોકોએ પણ એક સ્ટીમરમાં મિશનરીઓને ચડાવી દઈ એમની પાછળ મુકી દીધા. સત્તાવનની સાલમાં જ્યારે એ તમારા ખ્રિસ્તી પ્રભુનો મહિમા, શાંતિ અને ન્યાય-ધર્મનો પ્રચાર કરી રહ્યા હતા ત્યારે કેટલાક મૂર્ખ ચીનીઓ ગુસ્સે થઈ ગયા અને બે પરમ ધાર્મિક પ્રચારકોના માથા ઉડાવી દીધા! અન્યાય થયો! ચીનનો જ અન્યાય હતો એટલે શાન્ટુંગ પ્રાંત જર્મનીના પેટમાં પહોંચી ગયો. એ પછી બક્સરના વિદ્રોહનો વારો આવ્યો. યુરોપની બધીયે સભ્યતાઓએ એક થઈ એનો જે બદલો લીધો, એની તુલના દુનિયામાં કદાચ મળી શકે એમ નથી. એટલામાં બ્રિટીશ સિંહ, રશિયન રીંછ, જપાનનો સૂર્ય-

દેવ–પણ હવે રહેવા દો બ્હેન, મારું ગળું સુકાઇ રહ્યું છે. દુઃખની તુલના કરવા માટે એક અમારા લોકો સિવાય કદાચ એ લોકોનું કોઇ સાથી નથી. સમ્રાટ શિયનલુંગના નિર્વાણ પછી એમના આશીર્વાદનું જોર ભારે રહ્યું છે!” ડાકટરે કહ્યું.

ભારતી એક ઉંડો શ્વાસ લઇ ચૂપ રહી.

“ભારતી!”

“કેમ ભાઇ?”

“આમ ચુપચાપ કેમ?”

“તમારા કિસ્સાની વાત વિચારી રહી છું. વારૂ ભાઇ, આટલા માટે જ શું તમે ચીનમાં તમારૂં કાર્યક્ષેત્ર પસંદ કરી લીધું છે? જે લોકો સેંકડો અત્યાચારોથી જર્જરિત થઇ રહ્યા છે એમને ઉત્તેજિત કરી દેવા ઠીક નથી; પરંતુ શું તમે કદીયે એ પણ વિચાર કર્યો છે કે આ બધા નિરીહ, અજ્ઞાની કિસાન–મજુરોને ભારે દુઃખ છે, એ પર જો તમે મારકૂટ, ખૂન–ખરાબી શરૂ કરી દેશો તો એમના દુઃખોની સીમા જ ન રહેશે!”

“નિરીહ કિસાન–મજુરોના દુઃખો માટે તમારે દુશ્ચિંતા કરવાની જરૂર નથી ભારતી. કોઇપણ દેશમાં એ સ્વાધીનતાના કામમાં સામેલ થતાં નથી પણ ઉલ્ટા ડખલગીરી ઉભી કરે છે. એ લોકોને ઉત્તેજિત કરવાનો વ્યર્થ પરિશ્રમ કરવા માટે મને સમય જ ક્યાં છે? મારો કારભાર શિક્ષિત, મધ્યવિત્ત, અને ખાનદાન જનોથી જ ચાલે છે; કદાચ કોઇ દિવસ તમે મારા કામમાં સામેલ થવા પ્રચ્છો ભારતી, તો આ વાતને ન ભૂલતા. આઇડિયલને માટે,–આદર્શને માટે પ્રાણ આપવા લાયક પ્રાણોનીઆશા શાંતિપ્રિય, નિર્વિરોધ, નિરીહ કિસાનો પાસે કરવી વ્યર્થ છે. એ સ્વાધીનતા ચાહતા નથી, એ તો શાંતિ પ્રચ્છે છે,–જે શાંતિ અસમર્થ અને અશક્તોની છે,–એ પંગુ જડત્વ જ એમની અધિક કામનાની વસ્તુ છે.”

"હું પણ એ જ ઇચ્છું છું ભાઇ. મને તમે એ જડતત્ત્વના જ કામમાં લગાડી જાઓ. તમારી પથેર દાબી સમિતિના ષડ્યંત્રની બાફમાં તો મારો દમ ઘૂંટાવા લાગે છે." ભારતી વ્યાકુળ થઇ બોલી.

"વારૂ" સવ્યસાચીએ હસીને કહ્યું.

ભારતી રોકાઇ શકી નહિ, પહેલાંની માફક જ વ્યગ્ર આવેશથી કહેવા લાગી:—" એક 'વારૂ' કહી દેવા સિવાય બીજું શું તમારી પાસે કંઇ કહેવાનું છે જ નહિ ભાઇ ?"

"પરંતુ આપણે તો આવી પહોંચ્યા ભારતી. જરા હોંશિયારીથી બેસજો, ચોટ ન લાગી જાય." કહી ડાકટરે હાથમાંના હલેસા વતી એક જોરથી ધક્કો દઇ મછવાને ફેરવીને કિનારા સરસો કરી દીધો. પછી ઝટપટ ઉઠી ભારતીનો હાથ પકડી ઉતારતાં ઉતારતાં કહ્યું:— "પાણી—કીચડ નથી બ્હેન પાટીયું મૂકયું છે, ઉતરી જાઓ."

અંધારામાં અજાણી જમીન પર એકાએક પગ રાખતા ભારતીને ઠીક લાગ્યું નહિ, પણ પગ રાખી એણે તૃપ્તિનો દમ લેતાં કહ્યું—"ભાઇ, તમારા હાથે આત્મસમર્પણ કરવાની બરોબર નિર્વિઘ્ન શાંતિ બીજે કયાંય પણ નથી."

પણ સામા પક્ષ તરફથી આ મંતવ્યનો કોઇ ઉત્તર જ આવ્યો નહિ, અંધારામાં થોડેક દૂર ગયા પછી ડાકટરે કહ્યું:—" પરંતુ વાત શું છે એ સમજમાં આવતી નથી ! આ શું કોઇ વિવાહના લક્ષણ છે ? ન રોશનીની ગોઠવણ છે કે ન કોઈ શોરબકોર.—બેહલાનો સુર પણ નહિ. વળી કયાં ચાલ્યા ગયા એ લોકો ?"

વળી કંઇ દૂર ગયા પછી સીડીની ઉપરની ચિત્રવિચિત્ર કાગળની લાલટેન દેખાઇ. ભારતીએ કંઇક શાંતિથી કહ્યું:—"આ રહી ચીની લાલટેન. અત્યારથી શશિબાબુની આ કરકસર જોવા લાયક છે ભાઇ !" આમ કહી એ હસવા લાગી.

બન્ને ધીમા પગે સીડી ઉપર જઈ પહોંચ્યાં. સામે જ ખુલ્લા બારણુામાંથી દેખાયું કે શશિ એકાગ્ર ચિત્તે કોઈ ચિઠ્ઠી વાંચી રહ્યો હતો ભારતી આનંદથી બૂમ મારતી બોલી:–" શશિબાબુ, અમે લોકો આવી પહોંચ્યા–ખાવા પીવરાવવાનો બંદોબસ્ત કરો. નવતારા ક્યાં છે? નવતારા ! નવતારા !"

"આવો. નવતારા અહિંયા નથી." શશિએ મોં ઉંચું કરી જોઇને કહ્યું.

" ગૃહિણીશૂન્ય ગૃહ કેમ છે કવિ ? એમને બોલાવો કે અમારા લોકોને એ સ્વાગત સાથે જમવા લઈ જાય. નહિ તો અમે અહીંયા જ ઉભા રહીશું જમશું–જુઠશું પણ નહિ !" ડાકટરે હસતા હસતા કહ્યું.

" નવતારા અહીંયા નથી ડાકટર ! એ લોકો તો બધા ફરવા ગયા છે." શશિએ ઉદાસ ચહેરે કહ્યું.

" ક્યાં ફરવા ચાલી ગયા ? આજના દિવસે પણ ? ભારે વિચિત્ર લાગે છે !" એકાએક શશિનો ઉદાસ ચહેરો જોઈ ભારતીએ ડરતાં ડરતાં પુછ્યું:

" વિવાહ કર્યો પછી બન્ને રંગુનમાં મજા માણવા છે.–ગયા નહિ, નહિ, મારી સાથે વિવાહ નથી થયો,–પેલો અહમદ છે ને– ગોરો ગોરો, ખુબસુરત છોકરો,–ફુટ સાહેબની મીલોમાં ટાઈમકીપરનું કામ કરે છે,–એને તમે જોયો નથી ? આજે બપોરે એની સાથે નવતારાનો વિવાહ થઈ ગયો છે. બધુંય પહેલાથી જ નક્કી હતું, મને કહ્યું જ ન હતું." શશિએ કહ્યું.

બન્ને આગંતુકો ભારે આશ્ચર્યથી આંખો ફાડીને જોઈ જ રહ્યા.

" તમે શું કહો છો શશિ ?" બન્નેએ એકી સાથે પૂછ્યું. શશિ ઉઠીને ઓરડાના એક ખાનગી ભાગમાંથી કપડાની થેલી

ઊંચકી લાવ્યો અને એ ડાકટરના પદ પાસે મુકતા બોલ્યે :-" રૂપિયા મળી ગયા છે ડાકટર ! નવતારાને પાંચહજાર આપવાનું કહ્યું હતું એ આપી દીધા. બાકી બચ્યા છે સાડીચાર હજાર, એમાંથી પાંચસેંહ રૂપીયા મેં લઈ લીધા છે પણ —"

" આ રૂપીઆ શું મને આપો છો ?"

"હા. મને હવે એની શું જરૂર છે? આપ લઈ લો. કામમાં આવશે."

" પરંતુ એને રૂપિયા ક્યારે આપી દીધા ?" ભારતીએ પૂછ્યું.

" કાલે રૂપિયા મળ્યા કે એને આપી દીધા."

" લઇ લીધા ?"

" હા ? અહમદ તો ફક્ત ત્રીસ રૂપિયા જ મહીને મેળવે છે. નવતારા એક મકાન ખરીદશે." શશિએ માથું હલાવી કહ્યું.

" જરૂર ખરીદશે !" કહી ડાકટરે ભારતીની તરફ મોં ફેરવી જોયું. આંખો પર રૂમાલ રાખી એ પરસાળમાં એક બાજુ હઠી જવા લાગી.

" પ્રેસિડન્ટે આપને એકવાર મળવાનું કહ્યું છે. એ સુરાબાયા જાય છે." શશિએ કહ્યું.

" ક્યારે જવાની છે ?" ડાકટરે વળી આશ્ચર્ય પ્રગટ કર્યા વગર પૂછ્યું.

" કહેતી તો હતી કે જલ્દી જ જવાની છું. એને કોઇ માણસ તેડવા આવેલ છે."

આ વાત ભારતીના કાને પડી. એણે આવી પૂછ્યું:-" સુમિત્રા બ્હેન શું ખરેખર જ ચાલ્યા જવાનું કહેતા હતા શશિબાબુ ?"

" હા, એની માનાં કાકાની પાસે ઘણા રૂપિયા હતા. હમણા

એ મરી ગયેલ છે, અને એના સિવાય બીજું કોઇ વારસદાર નથી. ગયા વગર ચાલશે નહિ."

"ગયા વગર ચાલશે નહિ એટલે જરૂર જશે." ડાકટરે કહ્યું.

"ઘણો સામાન ભેગો કર્યો છે. કંઈ ખાશોને?" શશિ ભારતીના મોં તરફ જોઈ બોલ્યો.

પણ ભારતી કંઈ કહે એ પહેલાં જ ડાકટર આગ્રહપૂર્વક બોલ્યાઃ—"જરૂર, જરૂર. ચાલો, શું શું છે જોઉં?" કહેતા જ એ શશિનો હાથ પકડી એક પ્રકારની જબરજસ્તીથી એને ખેંચી રસોડામાં લઈ ગયા.

"એક બીજી ખબર છે ડાકટર, અપૂર્વબાબુ પાછા આવ્યા છે." જતાં જતાં શશિએ ધીરેથી કહ્યું.

"શું કહો છો તમે? તમને કોણે કહ્યું?" ડાકટરે ભારે આશ્ચર્યથી ઉભા રહી જઇ કહ્યું.

"કાલે એમનો બંગાળ બેંકમાં એકાએક ભેટો થઇ ગયો. એમના મા બહુજ બિમાર છે. ચાલો, હું બધુંય જણાવું છું." શશિએ કહ્યું.



## ૧૦

શશિએ અતિશયોક્તિ કરી ન હતી. અંદર દાખલ થતાં જ જોવામાં આવ્યું કે ભોજનની વિપુલ સામગ્રીથી રસોડાનો એક ભાગ ઠાંસોઠાંસ ભરેલો હતો. નાના મોટા તપેલાંઓ, પ્લેટો, કાગળના ખુમચાઓ, માટીના વાસણો—બધાય ખાવાની ચીજોથી ભરેલા પડયા

હતા. તરેહ તરેહની ચીજો બનાવી હોટલવાળાઓ અને દુકાનદારોએ પોતાની રુચિ અને મરજી મુજબ સામી પારથી આ પાર મોકલી આપીને ઢગ ખડક્યાં હતાં. કોઈ વાતની ત્રુટિ કે ન્યૂનતા ન હતી,–ફક્ત ખામી હતી એક ખાવાવાળાઓની! ડાક્ટર થોડીક વાર સુધી બધુંય જોઈ એકાએક ભારે ખુશીથી બોલી ઉઠ્યાઃ–"વાહ વાહ! ઉત્તમ! શી વાત છે! શશિ કેવી વ્યવસ્થા કરનારો માણસ છે જોયું ભારતી? કોણ શું ખાશે અને કોણ શું નહિ ખાય એ બધું સમજી–વિચારીને બધી ગોઠવણ કરી છે! વાહ, કેવું સારૂં છે!"

ભારતી બીજી તરફ દેખતી રહી અને શશિએ જરા હસવાની વ્યર્થ કોશિશ માત્ર કરી. કોઈ તરફથી કોઈ જવાબ ન મળવાથી ડાક્ટરનો ઉલ્લાસ એકાએક અટ્ટહાસ્યમાં બદલાઈ ગયો, "હઃ હઃ હઃ હઃ! ગૃહસ્થનો જયજયકાર હો! શશિ કવિ! હઃ હઃ હઃ હઃ!"

ભારતીથી હવે સહ્યું ન ગયું. એ મોં ફેરવીને સજળ દ્રષ્ટિએ જોતી બોલીઃ–"તમારા મનમાં શું જરાપણ દયા-મમતા નથી ભાઈ? શું કરી રહ્યાં છો બતાવો જોઈએ?"

"વાહ! જેની કૃપાથી આજે ઉત્તમ ઉત્તમ ચીજો પેટ ભરીને ખાઈશ,—"

ભારતી ગુસ્સે થઈ ઓસરીમાં ચાલી ગઈ. એક બે મિનીટ પછી શશિ જઈને એને લઈ આવ્યો. ભારતીએ એક પ્લેટમાં ભોજન પીરસી ડાક્ટરની આગળ મુકતાં કૃત્રિમ કુપિત કંઠે કહ્યુંઃ–"લો, હવે દસ દસ હાથે રાક્ષસની જેમ ખાઓ. હસવું તો રોકો, મહોલ્લાના લોકોની ઉંઘ ઉડી ગઈ હશે!"

ડાક્ટરે એક શ્વાસ લઈ કહ્યુંઃ–"અહા! કેવું ઉત્તમ ભોજન છે! આના તો સ્વાદ–ગંધ સુદ્ધાં ભુલી ગયો હતો."

આ શબ્દો ભારતીના હૃદયમાં તીરની માફક ભોંકાઈ ગયા.

એને એ દિન રાતની વાત યાદ આવી ગઇ–સુક્કા ભાત અને બળી ગયેલું શાક!

"કવિને નહિ પીરસો ભારતી?" ડાક્ટરે જમવાનું શરૂ કરતાં કહ્યું.

"પીરસું છું" કહી એણે બીજી પ્લેટ ભરીને શશિની આગળ મૂકી દીધી અને એ પોતે ડાક્ટરની સામે બેસી ગઈ.

"પણ બધુંય ખાઈ જવું પડશે ભાઇ, બગાડશો નહિ" ભારતીએ કહ્યું.

"નહિ બગાડું, પણ તમે ખાશો નહિ?"

"હું? કોઇપણ સ્ત્રી આ બધી ચીજો ખાઈ શકે છે ભાઇ, તમે જ કહો?"

"પણ ચીજો તો એવી બની છે કે જાણે અમૃત!"

"હું આથી સરસ અમૃત બનાવીને તમને હરરોજ ખવરાવી શકું છું ભાઈ"

"શું કરૂં બ્હેન, તકદીરની વાત છે. જેમને ખવરાવવું જોઇએ એ બધા ખાતા નથી અને જે ખાય છે એને એક દિવસથી વધુ બે દિવસની પણ ખવરાવવાની કોશિશ કરવામાં આવતી નથી. ભગવાનનો એવો ઉલ્ટો જ ન્યાય છે? કેમ કવિ, બરોબર છે ને? હઃ હઃ હઃ હઃ!" ડાક્ટરે પોતાનો ડાબો હાથ માથા પર ફેરવતાં કહ્યું.

આ વખતે ભારતી હસી પડી; પરંતુ ત્યારે પોતાને સંભાળી લજ્જિત થઇ બોલીઃ–"તમારા પાજીપણાથી મારે હસવું આવે છે પણ એ તમારો ભારે અન્યાય છે. ખૂબ પેટ ભરીને ખાઇપી લીધા પછી પાછી રૂપિયાની થેલી પણ લઇ જશો?"

"જરૂર જરૂર,–અડધા તો ચાલ્યા ગયા નવતારાના મકાન ખાતે, બાકીના શું અહમદ–અબ્દુલા સાહેબની ગાડી જોડીને માટે

છોડી જાઉં ? તમાશાને સર્વાંગ સુંદર બનાવવા માટે સલાહ તો કોઈ ખોટી નથી દેતીને ભારતી ! કેમ શશિ ? હઃ હઃ હઃ હઃ'–ડાક્ટર મોં મલકાવી કહી હસી પડયા.

"ભાઈ, તમને હાંસી મજા કરતાં મેં પહેલાં પણ જોયા છે. પણ આમ ધૂનીની માફક મજાક કરતા તો કદીયે નહોતા જોયા."

ડાક્ટર જવાબ દેવા જતા હતા પણ ભારતીના ચહેરા તરફ જોઇ એકાએક એમનાથી કાંઇ કહેવાયું નહિ. ભારતીએ પાછું કહ્યું:– "નર–નારીનો પ્રેમ શું તમારી માફક બધાય માટે મજાકનો વિષય છે ભાઈ? પાનાની રમતની હારજીતની માફક એમની હારજીતમાં પણ અટ્ટહાસ્ય કરવા સિવાય બીજી કોઇ વાત વ્યથિત થવાની છે એ વાતને શું તમે કદીયે વિચારશો નહિ ? જરા આંખ ઉંચી કરીને શશિબાબુના ચહેરા તરફ જુઓ તો ખરા ! એક જ મસ્તીમાં એમના કેવા હાલ થઇ ગયા છે! અપૂર્વબાબુ જે દિવસે ચાલ્યા ગયા હતા એ દિવસે પણ કદાચ તમે આમ જ હસ્યા હશો !"

"નહિ નહિ, એ ઠર્યા—"

"નહિ નહિ શું કહી રહ્યા છો ભાઇ?" ભારતી વચ્ચે બોલવા લાગી. "શશિ બાબુ તમારા સ્નેહપાત્ર છે. તમે એમ વિચારીને ખુશી થઇ રહ્યાં છો કે નવતારા આ ભલા માણસને પોતાના ફાંદામાં ફસાવી બહુ દુઃખ દેત એટલે ભવિષ્યના માટે એ દુઃખથી બચી ગયા. પણ ભવિષ્ય જ શું માણસ માટે સર્વ કાંઈ છે ભાઇ ? આજના આ એક જ દિનની વ્યથાના ભારથી એના સમસ્ત ભવિષ્યને કંઇ પાર કરાશે નથી ?—પરંતુ તમે કદીયે કોઈની સાથે પ્યાર જ જ્યાં નથી કર્યો; ત્યાં આ વાતને તમે કેવી રીતે સમજી શકો ?"

શશિ બહુ ઝંખવાણો પડી ગયો. એણે કોઇ રીતે એમ કહેવા ઇચ્છયું કે એમાં મારો જ દોષ છે, મારી જ ભૂલ છે, સાંસારિક સાધારણ બુદ્ધિ ન હોવાના કારણે જ—

"એમાં શરમાવાની કંઈ વાત છે શશિ બાબુ? એવી ભૂલ શું દુનિયામાં એકલા તમે જ કરી છે? આપથી હજારગણી ભૂલો શું મેં નથી કરી? વળી એથી યે લાખગણી ભૂલો કરવાના કારણે જે અભાગિની ચૂપચાપ આ દેશને હમેશના માટે છોડી જવાને તૈયાર થઈ છે એને શું ડાક્ટર નથી પીછાનતા? નવતારાએ દગો દીધો છે, દેવા દો. આમ જ અમારા લોકોના વંચનાના ગીત ગાઈને જ તો દુનિયાનું અર્ધું કાવ્ય અમર થઈ ગયું છે!" ભારતીએ વ્યગ્ર કંઠે કહ્યું.

ડાક્ટરે આશ્ચર્યભરી દ્રષ્ટિથી એની તરફ જોયું પરંતુ ભારતીએ એની પરવાહ જ ન કરી. એ કહેવા લાગી:—"શશિબાબુ, સાંસારિક બુદ્ધિ આપમાં કમી છે, પણ મારામાં તો કમી નથીને? વળી સુમિત્રા બ્હેનની બુદ્ધિની તો તુલના જ નથી થઈ શકતી. છતાંય એ કોઈના કાંઈ કામમાં ન આવી. તમારી બુદ્ધિ આગળ એ તો કેવળ પરાજિત જ થઈ જાય. જે ચિરકાળથી અજેય છે,—જેના માર્ગને કદીયે કોઈ જાતની અડચણ જ નથી નડી એ પણ તમારા પાષાણ દ્વાર પર વારંવાર પછાડ ખાઈ ખાઈને ટુકડા થઈ ગઈ,—પ્રવેશ કરવાનો એને પણ જરા યે રસ્તો ન મળ્યો."

ડાક્ટરે આ અભિયોગનો જવાબ ન દીધો, ફક્ત એના મોં તરફ જોઈ જરા હસી દીધું.

"શશિબાબુ, મેં આપનો ભારે અપરાધ કર્યો છે. આજે એ માટે ક્ષમા માગું છું." ભારતી પાછી બોલી.

શશિ કંઈ સમજી શક્યો નહિ, પણ સંકુચિત થઈ ગયો.

"એક દિવસ ભાઈને મેં કહ્યું હતું કે કોઈપણ સ્ત્રી કોઈ પણ દિવસ તમને પ્રેમ કરી શકશે નહિ. એ દિવસે આપને મેં પીછાન્યા નહોતા. આજે માલુમ પડે છે કે અપૂર્વ બાબુ સાથે જેણે પ્રેમ કર્યો છે એ આપને મેળવત તો ધન્ય થઈ જાત. વળી સૌ આપની ઉપેક્ષા કરતા આવ્યા છે, ફક્ત એક જ આદમીએ ઉપેક્ષા કરી નથી અને

એ ડાક્ટર છે." ભારતીએ ક્ષણભર ચૂપ રહ્યા પછી કહેવા માંડ્યું.

ડાક્ટર નીચું મોં રાખી માંસના ટુકડામાંથી હડ્ડી જુદી પાડવામાં લાગી રહ્યા હતા. એમને મોં ઉંચું કરવાની ફુરસદ જ ન મળી. ભારતીએ એમને સંબોધીને કહ્યું:—"ભાઈ માણસને પીછાનવામાં તમારી ભૂલ થતી નથી એટલે જ એ દિવસે તમે દુઃખીત થઇ મને કહ્યું હતું કે 'શશિ જો બીજા કોઈ સાથે પ્રેમ કરત!' પણ આ રીતે શું કદીયે મને પણ ચેતાવીને નહોતા કહી શકતા કે ભારતી આટલી મોટી ભૂલ ન કર! પુરૂષના એ આદર્શ તમે બન્ને જણાએ મારી સામે બેઠા છો,—આજે મારી વિરક્તિની સીમા નથી!"

"અપૂર્વે પછી શું કહ્યું શશિ?" ડાક્ટરે માંસનો ટુકડો મોંમાં નાખી પૂછ્યું.

"મા બીમાર છે. ઇલાજ કરાવવો છે એટલે રૂપિયા જોઇએ છે. પાછા ફરી છુપા છુપા ગુલામી કરવાથી કાંઈ જાન નહિ બચે. તલવરકરનો ડર છે, વ્રજેન્દ્રની બ્હીક છે. પણ કાકા પોલીસખાતામાં છે એટલે એનો બંદોબસ્ત જરૂર કરી જ લીધો હશે! તમને—આપણને પણ કદાચ બતાવ્યા વગર નહિ રહે—ક્ષુદ્ર લોભી! સંકીર્ણ હૃદય! ડરપોક! છીઃ!" શશિને બદલે ભારતીએ જવાબ દીધો.

"યથાર્થ પ્રેમ હોવા વગર કોઇ કોઇનો આ પ્રમાણે દિલ ખોલી યશ ગાઈ શકતું નથી." ડાક્ટર જરા હસી પડી ધીમેથી બોલ્યા. "કવિ, હવે તમારી વારી છે. વાગ્દેવીનું સ્મરણ કરી તમે પણ હવે નવતારાના ગુણ-કીર્તન કરવા શરૂ કરી દો, એમને પણ માલુમ તો થઈ જાય!"

"ભાઈ, તમે મારો તિરસ્કાર કર્યો છે!" ભારતીએ ચોંકી ઉઠી કહ્યું.

"એમ જ હશે." ડાક્ટરે માથું હલાવી કહ્યું.

અભિમાન, વ્યથા અને ક્રોધથી ભારતીનો ચહેરો લાલ થઇ ગયો. એ બોલી:—"મને આવું કદિયે ન કહી શકો. વિચાર્યું હશે કે બધાય

શશિબાબુની માફક મોં બંધ કરી સહી શકે છે. તમને શું માલુમ છે કે માણસના જીવ પર કેવું વીતે છે." આવેશપૂર્ણ વેદનાથી એનું ગળું રૂંધાઇ ગયું. પાછી એ બોલી:—" એ પાછા આવ્યા છે. હવે અહિંયાથી મને બીજે ક્યાંક લઈ જાઓ ભાઈ,—હું કયા અભાગીના ચરણમાં મારું સર્વસ્વ વિસર્જન કરી બેઠી છું!" કહેતાં કહેતાં એ જમીન પર માથું ઢાળી દઈ બચ્ચાંની માફક રોવા લાગી.

ડાકટર મંદ હાસ્ય કરતાં ચૂપચાપ ભોજન કરી રહ્યા હતા, એમનો નિર્વિકાર ભાવ જોઈ માલુમ થઈ શકતું ન હતું કે આ સર્વ પ્રણય ઉચ્છ્વાસોએ એમને રજમાત્ર પણ વિચલિત કર્યા હોય. પાંચ સાત મિનીટ પછી ભારતી ઉઠી પડખેની ઓરડીમાં જઈ આંખ અને હાથ-મોં સારી રીતે ધોઈ લુછી યથાસ્થાને આવી બેસી ગઈ.

'ભાઇ, બીજું કાંઈ દઉં તમને?" ભારતીએ કહ્યું.

"હું તો બ્રાહ્મણ ઠર્યો, કંઇક ભાતું તો બાંધી દો કે જેથી બે દિન નિશ્ચિંત રહી શકું!" ડાકટરે ખીસ્સામાંથી રૂમાલ બહાર કાઢી કહ્યું.

મેલો રૂમાલ પાછો આપી દઈ ભારતીએ શોધીને એક ધોયેલો નેપકીન લાવી એમાં તરેહતરેહની ચીજો બાંધી ડાકટરના સામે રાખતાં કહ્યું—" આ લો બ્રાહ્મણ ભાઇનું ભાતુ. વળી એ રૂપિયાની થેલી?"

"એ તો બ્રાહ્મણની દક્ષિણા છે." ડાકટરે હસીને કહ્યું.

"એટલે તુચ્છ વિવાહ સંસ્કાર સિવાયનું મૂળ જરૂરી કમ બધુંય નિર્વિઘ્ને પુરૂં થઈ ગયું છે!"

ભારતીનું આ કહેવું સાંભળી એકાએક ખડખડ હસતા હસતા ડાકટરે જલ્દીથી પોતાનું મોં દબાવી હસવું રોકી દીધું અને ગંભીર બની કહ્યું;—" કેવો ભગવાનનો અભિશાપ છે ભારતી કે જ્યારે હસવા ઇચ્છું છું ત્યારે મારા મોંમાંથી અટ્ટહાસ્ય સિવાય બીજું કાંઇ નિકળતું જ નથી. અટ્ટરોવા માટે તમને સાથે ન લાવ્યો હોત તો આજે મોં દેખાડવું મુસ્કેલ થઇ જાત!"

" ભાઈ, વળી ઉદ્વિગ્ન કરી રહ્યા ? "

" ઉદ્વિગ્ન—વ્યાકુળ કરી રહ્યો છું ? હું તો કૃતજ્ઞતા પ્રકટ કરવાની કોશિશ કરી રહ્યો છું." ડાક્ટરે કહ્યું.

ભારતીએ નારાજ થઈ બીજી બાજુ મોં ફેરવી લીધું અને કંઇ જવાબ જ દીધો નહિ.

શશિ પહેલાંથી જ ચૂપ જ બેઠો હતો હવે એણે મોં ખોલ્યું. એકાએક અત્યંત ગંભીરતાપૂર્વક એ કહેવા લાગ્યો:—" આપ જો નારાજ ન થાઓ તો એક વાત કહું. કોઇ કોઈ ભારે સંદેહ કરે છે કે આપની સાથે કોઈ દિવસ ભારતીનો વિવાહ થઈ જશે ! "

ડાક્ટર ક્ષણમાં ચોંકી ગયા પણ તુરત જ પોતાને સંભાળી ઉલ્લાસથી કહેવા લાગ્યા:—" તમે શું કહો છો શશિ? તમારી વાણી પર ફુલ ચંદન પડે, એવો સુદિન શું કદીયે આ અભાગીના ભાગ્યમાં આવશે ? આ સ્વપ્નની પણ બહારની વાત છે કવિ ! "

" પણ ઘણાઓ આમ જ વિચારે છે. "

" હાય, હાય ! ઘણાઓ ન વિચારે અને એક જ વ્યક્તિ ક્ષણભર એમ વિચારે તો ! " ડાક્ટરે કહ્યું.

ભારતી હસી પડી. ડાક્ટરના મોં તરફ જોઈ એ બોલી:— " અભાગીનું ભાગ્ય તો ક્ષણમાં જ બદલી શકે છે ભાઈ, તમે હુકમ કરી કહો કે ભારતી, કાલ જ તારે વિવાહ કરવા પડશે તો હું સોગન ખાઈ કહું છું કે એમ નહિ કહું કે એક દિવસ પણ રોકાઈ જાઓ. "

" પરંતુ અપૂર્વ બિચારો જે પ્રાણોની માયા છોડી પાછો આવ્યો છે એનું શું થશે ? "

" એની સમપણ કરેલી દેશમાં હૈયાત છે. તેના માટે તમારે દુશ્ચિંતા કરવાની જરૂર નથી, તે છાતી ફાડી મરી નહિ જાય. "

" પણ મારી સાથે વિવાહ કરવાને રાજી થઈ ગઈ, તમારી હિંમત તો કાંઈ કમી નથી ભારતી ! " ડાક્ટરે ગંભીર થઈ કહ્યું.

"તમારા હાથે પડીશ એમાં ડર કઈ વાતનો ?"

"સાંભળી લો કવિ ! ભવિષ્યમાં જો ઇન્કાર કરે તો તમારે સાક્ષી આપવી પડશે" ડાકટરે શશિની તરફ જોઈ કહ્યું.

"કોઈને સાક્ષી દેવી નહિ પડે ભાઈ, હું તમારા આટલા ભારે સોગન ખાઇને કદીયે ઇન્કાર કરી શકું નહિ. ફક્ત તમને મંજુર થવું જોઇએ."

"વારૂ, જોઇ લઇશ ત્યારે !"

"જોઈ લઈશ." કહી ભારતી હસી પડી. અને પાછી બોલી:– "ભાઇ, હું શું કે શું સુમિત્રા,–સ્વર્ગનો ઇન્દ્રદેવ પણ જો ઉર્વશી–મેનકા–રંભાને બોલાવી કહે કે એ જમાનાનાં મુની ઋષિઓના બદલે તમારે આ જમાનાનાં સવ્યસાચીની તપસ્યા ભંગ કરવી પડશે તો નિશ્ચયપૂર્વક કહું કે ભાઈ, એમને મોં પર શાહી ચોપડી પાછા ચાલ્યા જવું પડે. રકત–માંસનું હૃદય જીતી શકાય છે પણ પત્થરની સાથે ક્યાંય લડાઈ ચાલી શકી છે ? પરાધીનતાની આગથી બળી જળી તમારૂં સારૂં યે હૃદય એકદમ પત્થર જેવું થઇ ગયું છે !"

ડાકટર પણ જરા હસી પડયા. ભારતીની બન્ને આંખો શ્રદ્ધા અને સ્નેહથી ભરાઇ આવી.

"એટલો વિશ્વાસ ન હોત તો ભાઈ, શું હું આ રીતે તમને આત્મ સમર્પણ કરી શકત કે ? હું નવતારા નથી. હું જાણું છું કે મારાથી ભારે ભૂલ થઈ ગઈ છે પણ આ જીવનમાં એને સુધારવાનો કોઇ રસ્તો જ નથી. એક દિન માટે પણ જેના મનમાં–" આટલું કહેતા ભારતી એકાએક બંધ થઇ ગઇ. એની આંખોમાંથી આંસુ વહેવા માંડયા. જલ્દીથી એને લુછી હસવાની કોશિશ કરતી એ બોલી:–"ભાઇ, પાછા ફરવાનો હજુ વખત નથી થયો ? બોટને થવાને હવે કેટલી વાર છે ?"

ડાક્ટરે દીવાલ પરની ઘડીયાળ તરફ જોઇ કહ્યું:–" હજુ વાર છે બ્હેન." એ પછી ધીમેથી ડાબો હાથ લાંબો કરી ભારતીના માથા પર રાખતા કહ્યું: -" આશ્ચર્ય છે કે આટલી દુર્દશામાં પણ ભારતનું આ અમૂલ્ય રત્ન હજુ સુધી નષ્ટ નથી થયું ? જવા દો નવતારાને, અમારી ભારતી તો છે. શશિ, પૃથ્વીભરમાં આની જોડી નહિ મળે. અહીંયા હજારો સવ્યસાચીઓની મજાલ નથી કે તુચ્છ અપૂર્વને શરણમાં લઇ ઉભા થઇ જાય ! વારૂ શશિ, તમારી દારૂની બાટલી કયાં છે ? "

પ્રશ્ન સાંભળી શશિ જાણે કંઇક લજ્જિત જેવો થઇ ગયો.

" ખરીદી નથી ડાકટર. હવે હું નહિ પીઉં."

" તમને યાદ નથી ભાઇ કે નવતારાએ એમને દારૂ ન પીવાની પ્રતિજ્ઞા કરાવી છે." ભારતી વચ્ચમાં બોલી.

શશિએ એની વાતનું સમર્થન કરતા કહ્યું:–" ખરેખર નવતારાની આગળ મેં પ્રતિજ્ઞા કરી હતી કે હવે દારૂ નહિ પીઉં. એ પ્રતિજ્ઞાને હવે હું નહિ તોડું ડાકટર ! "

" ત્યારે જીવશો કઇ રીતે શશિ ? દારૂ ગયો, નવતારા ગઇ, સર્વસ્વ વેચીને જે રૂપિયા મળ્યા હતા એ પણ ગયા,–એકી સાથે આટલુ સહેવું કેમ જશે ? " ડાકટરે જરા હસીને કહ્યું.

શશિના મોં તરફ જોતા ભારતીને આઘાત લાગ્યો. એણે કહ્યું:– " મજાક કરવી સહેલી છે ભાઇ, પણ ખરેખર જરા વિચાર કરી તો જુઓ "

" વિચાર કરીને તો કહી રહ્યો છું ભારતી ! આ રૂપિયા પર એની કેટલી આશાઓ–આકાંક્ષાઓ હતી એ મારાથી વધુ બીજું કોઇ જાણતું નથી. શશિના પરિચિતોમાંથી એવું કોઇ નથી જેણે એનું વર્ણન સાંભળ્યુ ન હોય. એ પછી આવી નવતારા. છ સાત મહિનાથી

એ એના માટે ધ્યાન જ્ઞાન થઇ રહી હતી. વળી દારૂ ? એ તો શશિના સુખ દુઃખનો એક સાથી છે. કાલે બધું હતું અને આજે, એના જીવનનો જે કંઈ આનંદ હતો, જે કંઈ સાન્તવના હતી, બધુંયે એક દિવસમાં જ એકી સાથે જ ષડયંત્ર કરી એને છોડી ચાલી ગઇ. એમ છતાંય કોઇની વિરૂધ્ધ શશિનો વિદ્વેષ નથી, કોઈ જાતની ફરિયાદ સુદ્ધાં નથી, એ એટલે સુધી કે આકાશની તરફ જોઈ એકવાર આંસુભરી આંખોથી એટલું પણ કહી શકે કે હે ભગવાન ( મેં કોઇનું બુરૂ ચાહ્યું નથી પરંતુ તમે જો ખરેખર ક્યાંય હો તો એનું ભલું જ કરજો ! " ડાક્ટરે કહ્યું.

" એથી તો તમારો એમના પર આટલો સ્નેહ છે ?" ભારતીએ જોરથી બગાસું ખાતાં કહ્યું.

" કેવળ સ્નેહ જ નહિ પણ શ્રદ્ધાયે છે." ડાક્ટરે કહેવા માંડયું. " શશિ સાધુ માણુસ છે. એમનું આઇંયે હૃદય ગંગાજળ જેવું શુદ્ધ છે. મારા ચાલ્યા ગયા પછી બ્હેન, એમની જરા દેખરેખ રાખતા રહેજો, તમારા હાથમાં જ શશિને મુકી જાઉં છું. એ પોતે જ દુઃખ સહન કરશે પણ કદીયે કોઇને દુઃખ દેશે નહિ."

શશિ ભારે શરમ અને સંકોચથી લાલ થઇ ગયો. એ પછી થોડીવાર સુધી વાતચીતના અભાવે ત્રણે જણા ચૂપ રહ્યાં.

" પરંતુ અહિંયા રહી હવે કરશો શું શશિ ? તમારી પાસે બાકી તો ફક્ત બેહલા જ બચ્યું છે. પહેલાંની માફક વળી દેશપર-દેશમાં વગાડતા ફરશો ? "

" હવે તો આપ મને કામમાં જોડી દો—સાચું કહું છું, હવે હું દારૂ નહિ પીઉં." આ વખતે શશિએ હસતાં હસતા કહ્યું.

એની વાત અને વાત કહેવાનો ઢંગ જોઇ ભારતી હસી પડી. ડાક્ટર પોતે પણ હસી પડયા અને સ્નેહભીના સ્વરે બોલ્યાઃ—"નહિ

નહિ કવિ, એમાં દાખલ થવાની જરૂર નથી. તમારે મારી બ્હેન પાસે રહેવું. એથી મારૂં ઘણું કામ થઈ જશે."

શશિએ માથું હલાવી સંમતિ પ્રકટ કરી. પછી ક્ષણભર મૌન રહી સંકોચપૂર્વક કહ્યું:––"પહેલાં હું કવિતા લખતો હતો ડાકટર; હજુયે લખી શકું છું."

"હા, વાત તો સારી છે. એથી મારૂં ભારે કામ થશે." ડાકટરે ખુશ થઇ કહ્યું.

"તો પછી હું શરૂ કરી દઇશ. હવે ફક્ત કિસાન–મજુરો માટે જ લખ્યા કરીશ."

"પણ એમને તો વાંચતા નથી આવડતું કવિ?"

"ભલે ન આવડતું હોય પણ હું તો એમના માટે જ લખીશ."

"એ અસ્વાભાવિક થશે. અસ્વાભાવિક ચીજ ટકતી નથી." ડાકટરે હસીને કહેવા માંડયું. "અશિક્ષિતોના માટે અન્નસત્ર ખોલી શકાય છે પણ સાહિત્ય રચી શકાતું નથી. કોઇ દિવસે એ પોતે જ પોતાનું સાહિત્ય રચશે. તમારા ગળામાંથી નીકળેલા હલકા ગીતો હળપતિઓના માટે ગીતિ–કાવ્યો નહિ બની શકે. એ અસંભવ પ્રયાસ તમે ન કરતા કવિ."

"તો હું શું કરૂં?" શશિએ બરોબર ન સમજી શકવાથી સંદિગ્ધ સ્વરે પૂછ્યું.

"તમારે ક્રાંતિના ગીત ગાવા. જ્યાં પેદા થયા છો, જ્યાં માણસ બન્યા છો, ફક્ત એમના જ ગાન ગાવા,–ફક્ત શિક્ષિત મધ્યવિત્ત જાતિના માટે જ." ડાકટરે કહ્યું.

"ભાઈ, તમે "જાતિ" માનો છો? તમારૂં લક્ષ્ય પણ ફક્ત એ મધ્યવિત્ત જાતિની તરફ છે?" ભારતીએ વિસ્મિત અને વ્યથિત થઈ કહ્યું.

"મેં તો વર્ણાશ્રમની વાત જ નથી કહી ભારતી. એ જબરદસ્તીથી લાદવામાં આવેલા જાતિભેદની ચર્ચા હું કરતો નથી. એવી

વિષમતા મારામાં નથી, પણ શિક્ષિત–અશિક્ષિતના જાતિભેદને માન્યા વગર તો હું રહી શકતો નથી, એજ વાસ્તવિક જાતિ છે, એજ ભગવાનની પોતાના હાથે રચેલી સૃષ્ટિ છે. ખ્રિસ્તી હોવાના કારણે શું તમને અલગ રાખી શકયો છું બ્હેન? તમારી માફક મારું પોતાનું કહેવા લાયક બીજું કોણ છે?"

"પણ તમારું ક્રાંતિનું ગીત તો શશિ બાબુના મોંએ સારું નહિ લાગે ભાઈ. તમારૂ ક્રાંતિનું ગીત, તમારી ગુપ્ત સમિતિનો—" ભારતીએ શ્રદ્ધાપૂર્ણ દૃષ્ટિએ એમના તરફ જોતા કહ્યું.

ભારતીને આગળ બોલતા બંધ કરીને ડાકટરે કહ્યું–"નહિ, મારી ગુપ્ત સમિતિનો ભાર મારા જ ઉપર રહેવા દો બ્હેન,–એને ઉપાડવા જેટલું જોર, નહિ નહિ, રહેવા દો એને,–એ કેવળ મારા માટે જ છે." કહી ક્ષણમાં પોતાને સંભાળી લઈ એમણે કહ્યું:–"તમને તો હું કહી ચુકયો છું ભારતી કે ક્રાંતિનો અર્થ ખુન ખરાબી નથી જ; ક્રાંતિનો અર્થ છે અત્યંત શીઘ્રતાથી આમૂલ પરિવર્તન,–રાજનૈતિક ક્રાંતિ નહિ. કવિ, તમે દિલભર ફકત સામાજીક ક્રાંતિના ગીત ગાવા શરૂ કરી દો. જે કંઈ સનાતન છે, જે કંઈ પ્રાચીન છે, જીર્ણ છે તેમજ પુરાણું છે,–ધર્મ, સમાજ, સંસ્કાર,–એ સર્વ તુટી ફુટીને ધ્વંસ થઈ જાય. બીજું કાંઈ ન બની શકે શશિ, તો ફકત આ મહાસત્યનો જ પ્રચાર કરી દો કારણ કે આ પ્રાચીનતાના મોહ કરતાં ભારતનો મોટો શત્રુ બીજો કોઈ નથી. એ પછી દેશની સ્વાધીનતાનો ભાર મારા શિર પર જ રહેવા દો! કોણ છે?"

"સીડી પર કોઈનો ચઢવાનો અવાજ આવે છે." શશિએ કાન ઉંચા કરી કહ્યું.

ડાકટર પલક મારતાં જ ખીસ્સામાં હાથ નાખી જલ્દી ધીમા પગે અંધારી ઓશરીમાં ચાલ્યા ગયા પરંતુ બીજી જ ક્ષણે પાછા આવી બોલ્યા:–"ભારતી, સુમિત્રા આવી રહી છે."

*

# ૧૧

આટલી અંધારી રાતે સુમિત્રાનું આગમન જેટલું અપ્રત્યાશિત હતું એટલું જ અપ્રીતિકર હતું ભારતી સંકુચિત અને ત્રસ્ત થઈ ગઈ. ક્ષણભર પછી સુમિત્રાના અંદર દાખલ થયા પછી ડાક્ટરે સ્વાભાવિક સ્વરે અભ્યર્થના કરતા કહ્યું:—" આવો, બેસો. કેમ એકલા આવ્યા છો ?"

સુમિત્રાએ " હા " કહી ભારતીની તરફ જોઈ પુછ્યું:—" કેમ સારા છોને ભારતી ?"

આ એકજ મિનિટની અંદર ભારતી કોણ જાણે શું શું વિચારી રહી. એ નિશ્ચિંત જાણતી હતી કે એ દિવસની માફક આજે પણ સુમિત્રા એની પરવાહ નહિ કરે. પરંતુ સુમિત્રાએ જ્યારે ફક્ત કુશલ-ક્ષેમ જ ન પુછયા બદ્દલે પોતાના સ્વરમાં સ્નિગ્ધ કોમળતાનો આભાસ પણ દેખાડયો ત્યારે એને હથેળીમાં ચાંદ મેળવ્યા જેવો આનંદ થયો. અકારણ કૃતજ્ઞતાથી એનું હૃદય ભરાઇ ગયું અને એ બોલી:—" સારી છું બ્હેન. આપ સારા છો ને ?" આજે સુમિત્રાને " તમે " કહીને સંબોધવાની એની હિંમત ચાલી નહિ.

" હા, સારી છું " કહી સુમિત્રા એક બાજુ બેસી ગઈ. વધુ વાતચીત કરવાની એની પ્રકૃતિ જ ન હતી. એક સ્વાભાવિક અને શાંત ગાંભીર્યથી એ હમેશાં બધાથી ભેદ રાખીને ચાલતી હતી. આજે પણ એ રીતિનો વ્યતિક્રમ ન થયો. આ છુપાયેલા ક્રોધ કે વિરક્તિના કોઈ પરિચાયક નથી એમ જાણવા છતાંય ભારતી આપોઆપ બીજી વાત કહી શકી નહિ.

" શશિના મોઢે સાંભળ્યું કે તમે ભારે કિંમતી માલમિલકતનો

વારસો મળવાથી જાવા જાઓ છો?" ડાકટરે જ વાતચિત કરવાનો આરંભ કરતા સુમિત્રાને પૂછ્યું.

"હા, મને તેડવાને એક માણુસ પણ આવ્યો છે."

"ક્યારે જવાના છો?"

"પહેલી જ સ્ટીમરમાં–શનિવારે"

"ખેર, હવે તો તમે પૈસાદાર થઈ ગયા." ડાકટરે જરા હસતા હસતા કહ્યું.

"હા, બધુંય મળી ગયું એટલે જ જાઉં છું." સુમિત્રાએ ડોક હલાવી ડાકટરના કથનનું સમર્થન કરતાં કહ્યું.

"મળી જશે એટનીની સલાહ લીધા વિના કોઈ કામ કરતા નહિ અને જરા સાવધાનીથી રહેજો. જે માણુસ તમને તેડવા આવ્યો છે એ પરિચિત માણસ તો છે ને?"

"હા. એ વિશ્વાસુ માણુસ છે. હું એ બધાયને જાણું છું."

"તો પછી વાત શી છે?" કહી ડાકટર મો ફેરવી ભારતી પ્રતિ ધ્યાન આપી કંઈક કહેવા ઇચ્છતા હતા ત્યાં એકાએક શશિ બોલ્યો:–"એ સારું થયું ડાકટર કે આપે જે ત્રણુ સ્ત્રીઓને પસંદ કરી હતી એમાં નવતારા તો ચાલી ગઈ, પ્રેસિડન્ટ પોતે જવાને તૈયાર થયા છે, હવે ફક્ત ભારતી–"

"તમારે દુશ્ચિંતા કરવાની કંઈ જરૂર નથી કવિ, એ પણુ એક રીતે નક્કી જ સમજો કે ભારતી પણુ મહાજનોના માર્ગનું જ અનુસરણુ કરશે." ડાકટરે હસતા હસતા કહ્યું.

ઉત્તરમાં ભારતીએ ફક્ત ક્રોધભર્યો કટાક્ષ કર્યો, પણુ જવાબ ન દીધો.

ડાકટરના પરિહાસમાં વ્યથા ભરી હતી એ વાતનું અનુમાન

ફરી શશિએ કહ્યું:—" આપને પણ જલ્દી ચાલ્યા જવું પડશે પછી તો આપની ' પથેર દાબી ' સમિતિની એક્ટિવિટી કમમાં કમ બર્મામાં તો પૂરી જ થઈ ગઈ. એને હવે કોણ ચલાવશે ? " કહી શશિએ એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. એનો આ દીર્ઘ નિઃશ્વાસ અકૃત્રિમ અને વાસ્તવમાં વેદનાપૂર્ણ હતો પરંતુ આશ્ચર્ય છે કે ડાકટરના ચહેરા પર એનો રતીભાર પ્રભાવ ન પડયો. એ પહેલાની જ માફક બોલ્યા:— " શું કહો છો કવિ ? આટલા દિવસોથી આટલું બધું જોયા કર્યો છતાંય તમારા મોંથી આજે સવ્યસાચી માટે આ સર્ટીફિકેટ ! ત્રણ સ્ત્રીઓ ચાલી જશે તો ' પથેર દાબી ' સમિતિ જ ખતમ થઈ જશે ? દારૂ પીવાનું છોડી શું આ ઉન્નતિ જ કરી છે ? એથી તો સારૂં છે કે તમે ફરીથી દારૂ પીવો શરૂ કરી દો. "

વાત સાંભળવામાં મજાક જેવી લાગી પણ અસલમાં એ મજાક ન હતી એ સમજ્યા છતાંય એ ભારતીના મનમાં બરોબર ન ઠસી. એણે તીરછી નજરથી સુમિત્રા તરફ જોયું તો એ નીચી નજર કરી ચૂપચાપ બેઠી હતી. પછી એણે મોં ઉંચું કરી ડાકટર તરફ સ્થિર દૃષ્ટિથી જોતાં કહ્યું:—" ભાઈ, મારા સમજવા મુજબ તો દારૂ પીવાનું શરૂ કરવાની જરૂર નથી; છતાંય તમારૂં કહેવું હું સમજી શકી નહિ. નવતારા કંઈ પણ નથી અને હું એનાથી યે તુચ્છ છું, પણ સુમિત્રા બ્હેન, જેમને તમે પોતે જ પ્રેસિડન્ટનું આસન આપ્યું છે એમના ચાલ્યા જવા પછી શું તમારી પથેર દાબી સમિતિને ચોટ નહિ લાગે ? સાચું કહો ભાઈ. ફકત કોઈને લજ્જિત કરવા માટે નારાજીથી ન કહેતા. " આટલું કહી એણે ડાકટરના ચહેરા પરથી દ્રષ્ટિ ઉઠાવી લઈ સુમિત્રાની તરફ જોયું અને પછી તુરત જ બીજી તરફ દ્રષ્ટિ કરી લીધી. કોઈની સાથે આંખ ન મળી,—સુમિત્રા નીચી નજર કરીને બેઠી હતી. એમની એમ જ એ ચૂપચાપ એક મૂર્તિની માફક સ્થિર થઈ બેસી રહી.

ડાક્ટર ક્ષણભર મૌન રહ્યા પછી ધીરેથી બોલ્યાઃ—" મેં ગુસ્સામાં નથી કહ્યું ભારતી. સુમિત્રા અવહેલના કરવા લાયક નથી. તમને કદાચ માલુમ નહિ હોય પણ સુમિત્રા પોતે જ સારી રીતે જાણે છે કે આ કામોમાં અમારા લોકોએ પોતાના લાભ નુકશાનની ગણતરી જ કરવી જોઈએ નહિ. એ સિવાય જેમની જાન એવી અનિશ્ચિત છે એની કિંમત કઈ ચીજથી નક્કી કરી શકાય છે? માણસ ગમે એટલો મોટો હોય તો પણ તે જાય છે. એના અભાવને અમે લોકો સર્વનાશ નથી સમજતા. એકનું સ્થાન બીજો પાણીના પ્રવાહની માફક અનાયાસે જ પુરૂં કરી શકે છે. આ અમારૂં પહેલું અને સર્વપ્રધાન શિક્ષણ છે."

"પણ એવું દુનિયામાં ખરેખર થતું નથી. દાખલા તરીકે તમારા ચાલ્યા ગયા પછી તમારો અભાવ કોઈ દિવસ કોઈ રીતે પુરો કરી શકાય છે એ વાતની હું તો કલ્પના કરી શકતી નથી ભાઈ." ભારતીએ કહ્યું.

"તમારી વિચારધારા બીજા પ્રકારની છે ભારતી. જે દિવસે મને એ ધારા જાણવામાં આવી એ દિવસે મેં નિશ્ચય કરી લીધો કે તમને આ દળમાં ખેંચવા નહિ. વારંવાર એજ વિચાર કર્યો છે કે દુનિયામાં તમારા માટે બીજું કામ છે."

"અને વારંવાર મને એ માલુમ પડયું છે કે તમે મને અયોગ્ય સમજી દૂર હઠાવી દેવા માગો છો. જો મારા માટે કયાંય બીજું કોઈ કામ હોય તો એ માટે હું દુનિયામાં નીકળી પડીશ. પણ મારા પ્રશ્નનો તો આ ઉત્તર ન થયો ભાઈ! વાત બિલકુલ તુચ્છ જ કરી! તમારો અભાવ પાણીના પ્રવાહ પ્રમાણે પુરો થઈ શકે છે? તમે કહો છો કે થઈ શકે છે પણ હું એમ કહી શકતી નથી. હું જાણું છું કે એમ નથી થઈ શકતું કારણ કે માણસ કાંઈ પાણીનો પ્રવાહ નથી, અને તેમાં તમે તો કોઈ રીતે નથી."

"ફક્ત આ વાત જાણવા માટે હું તમને વ્યગ્ર કરતી નથી. પણ જે નથી જ અને જેને તમે પોતે પણ સત્ય નથી સમજતા એનાથી મને મનોરંજન કરવા ચાહો છો?" ક્ષણભર મૌન રહી એણે પાછું કહ્યું.

ડાકટર એકાએક કોઈ ઉત્તર દઈ શક્યા નહિ અને ઉત્તરના માટે ભારતીએ પ્રતીક્ષા પણ કરી નહિ. એ બોલી:–"આ દેશમાં હવે તમારાથી રહેવું બની શકે તેમ નથી. તમે તો જવાને પગ ઉપાડી રહ્યા છો. વળી તમારૂં પાછું ફરવું પણ કેટલું અનિશ્ચિત છે એ વાતનો વિચાર કરતાં પણ દુઃખ થાય છે એથી હું એનો વિચાર જ કરતી નથી. પણ એથી અધિક વ્યથા તો એ છે કે તમને મળ્યા છતાંય હું મેળવી શકી નહિ. આજે મને કેટલાયે દિવસોના કેટલાયે પ્રશ્ન યાદ આવી રહ્યા છે, ભાઇ. એ મેં જ્યારે કર્યાં છે ત્યારે તમે સત્ય જ કહ્યા છે, ખોટા કહ્યા છે, સાચ જુઠ મેળવીને કહ્યા છે પણ કોઇ પણ રીતે સત્ય જાણવા દીધું નથી. તમારી પથેર દાબી સમિતિની હું સેક્રેટરી છું છતાંય આ વાત મેં કદીયે–એક દિવસ પણ છુપાવી નથી કે તમારી કાર્યપદ્ધતિ પર મારી જરા પણ શ્રદ્ધા નથી. તમે નારાજ નથી થયા કે અવિશ્વાસ પણ કર્યો નથી. હસતાં હસતાં ફક્ત વારંવાર ટાળી દેવા જ ચાહ્યું છે. અપૂર્વ બાબુના જીવન દાનની વાત હું ભૂલી નથી. એમને માલુમ છે કે મારા નાના શા જીવનનું કલ્યાણ ફક્ત તમે બતાવી શકો છો. હું કહું છું કે ભાઇ, જતા વખતે હવે તમે પોતાને છુપાવી ન જાઓ. તમારૂં; મારૂં, સર્વનું જે પરમ સત્ય છે, એ સાફ સાફ પ્રકટ કરતા જાઓ."

આ અદ્ભુત અનુનયનો અર્થ સમજવામાં ન આવવાથી શશિ અને સુમિત્રા બન્ને આશ્ચર્યથી જોતા રહ્યા. અને એમની ઉત્સુક આંખો તરફ જોઇ ભારતી પોતાની વ્યાકુળતાથી એકાએક પોતે જ લજ્જિત થઇ ગઇ. એ લજ્જા ડાકટરની દ્રષ્ટિથી છુપી ન રહી શકી.

"સાચુ ખોટું અને અને સાચુ જુઠું મેળવેલું તો સર્વ કોઇ કહે છે ભારતી, એમાં મારો વિશેષ દોષ શું છે? એના સિવાય લજ્જિત જો કોઇને થવું જોઇએ, તો મારે જ થવું જોઇએ. તમે શા માટે લજ્જિત થયાં ભારતી?" ડાક્ટરે હસીને કહ્યું.

ભારતી માથુ નીચું રાખી ચૂપચાપ બેસી રહી.

"તમારે વળી ક્યારે લજ્જા હતી ડાક્ટર? સ્ત્રીઓ તો સાચી વાત પણ મોં પર કહેતા લજ્જાઈ જાય છે. કોઇ કોઇ તો કહી પણ શકતી નથી." સુમિત્રાએ જવાબ આપતાં કહ્યું.

આ વાત કોના માટે હતી અને ક્યાંની ક્યાં ચાલી ગઈ એ વાત કોઇથી છુપી રહી નહિ, પરંતુ જે શ્રદ્ધા અને સન્માનના એ અધિકારી હતા, એણે સર્વને નિરુત્તર કરી દીધા હતા. બે ત્રણ મિનીટ આ પ્રમાણે સણસણાટમાં વીતી ગઇ. ડાકટરે ભારતી તરફ લક્ષ્ય કરી કહ્યું:–"ભારતી, સુમિત્રાએ કહ્યું છે કે મને લજ્જા નથી અને તમે આરોપ કર્યો કે હું સુવિધાનુસાર સાચુ કે જુઠુ બન્ને કહ્યા કરૂં છું. આજે પણ એવી કોઇ વાત કહી હું આ પ્રસંગનો જો એની સાથે મારી 'પથેર દાબી સમિતિનો સબંધ હોત તો અંત જ આણી શકયો હોત. એની ભલાઇ બુરાઇથી જ મારૂં સાચુ જુઠું નિર્ધારિત થાય છે. એ મારૂં નીતિશાસ્ત્ર છે અને એ મારી અકપટ મૂર્તિ છે."

"શું કહો છો ભાઇ? આ તમારી નીતિ છે? આ તમારી મૂર્તિ છે?" ભારતી દંગ થઇને બોલી

"હા, ઠીક છે. આ એનું જ યથાર્થ સ્વરૂપ છે. દયા નહિ, મમતા નહિ, ધર્મ નહિ. આ પાષાણ મૂર્તિને હું પીછાણું છું ભારતી!" સુમિત્રાએ કહ્યું.

એની વાત પર ભારતીએ વિશ્વાસ ન કર્યો એમ ન હતું પણ એ સાંભળીને દંગ થઈ ગઈ.

"તમે લોકો કથા કરો છે ચરમસત્ય, પરમસત્ય,–અને આ અર્થહીન નિષ્ફળ શબ્દ તમારા લોકો માટે મહામૂલ્યવાન છે! મૂર્ખોનું મનરંજન કરવા માટે આનાથી ભારે જાદુ મંત્ર બીજો નથી. તમે લોકો વિચારો છો કે મિથ્યાને જ બનાવવું પડે છે. સત્ય શાશ્વત, સનાતન, અપૌરૂષેય છે, પણ એ વાત જુઠ્ઠી છે. મિથ્યાના પ્રમાણે સત્યને પણ માનવ જાતિ દિનરાત બનાવ્યા કરે છે શાશ્વત સનાતન નથી, એ–જન્મ અને મૃત્યુ બન્ને છે. એને હું જુઠું નથી કહેતો, સત્યની જ સૃષ્ટિ કરૂં છું."

આ મજાક ન હતી. સવ્યસાચીના હૃદયની વાત હતી. ભારતી ફીક્કી પડી ગઈ.

"ભાઈ, શું આ જ તમારી 'પથેર દાબી' સમિતિની નીતિ છે?" ભારતીએ અસ્ફુટ સ્વરે પુછ્યું.

"ભારતી, પથેર દાબી સમિતિ તારા તર્કશાસ્ત્રની પાઠશાળા નથી. એ મારો રાહ, ચાલવાના દાવાનું–હક્કનું જોર છે. કોણ જાણે ક્યારે, કંઈ અણજાણ આવશ્યકતા માટે નીતિ વાક્યો રચાઈ ગયા છે, પણ પથેરદાબી સમિતિના માટે એ તો થશે સત્ય અને જેની ગર્દન ફાંસીની રસ્સીથી બાંધેલી છે એના હૃદયના વાક્ય થઈ જશે જુઠ્ઠા. તમારૂં પરમ સત્ય શું છે, એ હું જાણતો નથી પરંતુ પરમ મિથ્યા જો કાંઈ પણ હોય તો એ આ જ છે!"

ઉત્તેજનાથી સુમિત્રાની દ્રષ્ટિ પ્રખર થઈ ગઈ; પરંતુ આ ભયાનક વાત સાંભળીને ભારતી આશંકા અને સંશયથી એકદમ ડઘાઈ ગઇ.

"કવિ."

"જી?"

" શશિની ભક્તિ દેખી ? " કહી ડાકટર હસી પડયા. પણ એ હસવામાં બીજું કોઈ સામેલ ન થયું. ડાકટરે દીવાલ પરની ઘડીયાળ તરફ જોઈ કહ્યું:–" જુવાળ પુરો થવાને હવે વાર નથી, મારે જવાનો સમય થઇ ગયો. તમારા તારા–હીન શશિ–તારા લોજમાં આવવાને હવે મને વખત નહિ મળે."

" કાલે જ હું આ ઘરને છોડી દેવાનો છું."

" ક્યાં જશો ? "

" આપના આદેશ અનુસાર ભારતીની પાસે જઇને રહીશ."

" જોયું ભારતી, શશિ મારો આદેશ અમાન્ય નથી કરતો. એ મકાનનું નામ શું રાખશો, શશિ? શશિ–ભારતી લોજ ? ત્રણ-વાર ધોખા ખાતા તો મેં જોયા છે, પણ આ વખતે કદાચ સફળતા મળી પણ જાય. ભારતી બહુ જ ભલી છે. એનામાં દયા–મમતા પણ છે." ડાકટરે હસતા હસતા કહ્યું.

આટલા દુઃખમાં પણ ભારતી હસી પડી. સુમિત્રાએ જરા હસીને માથુ ઉંચું કર્યું.

" પરંતુ, તમારા રૂપિયાની થેલી હું સાથે લેતો જાઉં છું. ભારતીની પાસે રાખતો જઈશ. એ પણ એક મકાન ખરીદશે."

" ભાઈ, આ ઘા ઉપર નિમક છાંટવાનું શું તમારાથી બંધ નહિ થાય ? "

" રૂપિયા આપ લઈ જાઓ ડાકટર, મેં તો આપને દઈ દીધા છે. મારા દેશના ઘરબાર સર્વ વેચતા આવેલા રૂપિયા દેશના જ કામમાં વાપરો "

ડાકટર હસી પડયા પણ એમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા.

"રૂપિયા મારી પાસે છે શશિ. એની અત્યારે મને જરૂર નથી. એ સિવાય હવે કદાચ રૂપિયાની ખોટ પણ નહિ રહે" આટલું કહી એ સુમિત્રાની તરફ જોવા લાગ્યા.

સુમિત્રાની બન્ને આંખોમાંથી કૃતજ્ઞતા જાણે ઉચ્છ્વાસિત થઇ રહી. મોંથી એણે કંઇ પણ કહ્યું નહિ, પરંતુ એના સર્વાંગથી જાણે આ વાત ફુટીને નીકળવા લાગી કે સર્વ કાંઇ તમારૂં જ છે પણ એને તમે શું અડકશો ?"

"કવિ ?" ડાકટર એ બાજુથી દ્રષ્ટિ હઠાવી થોડીવાર સુધી સ્તબ્ધ રહી બોલ્યા.

"કહો."

"બ્રાહ્મણ ભોજન જરા પહેલાં કરી લીધું એટલા માટે તમે દુઃખિત ન થતા શશિ, કારણ કે શુભ લગ્ન જ્યારે ખરેખર જ આવી પહોંચશે ત્યારે બીજીવાર મને કદાચ ફુરસદ જ નહિ મળે. પણ એ દિવસ આવશે જરૂર. નાના પ્રકારના સ્વાદિષ્ટ ભોજન કર્યા પછી હું તમને આશીર્વાદ આપું છું. તમે સુખી થાઓ. તમે કવિ છો, તમે દેશના એક મહાન કલાકાર છો, અને એ વાતને કદી ભૂલતા નહિ કે રાજનીતિથી તમે મોટા છો."

"જેમાં આપ છો, એમાં મારા રહેવાથી દોષ થશે તો હું શું આપથી પણ હું મોટો છું ?" શશિએ દુઃખિત થઇ કહ્યું.

મોટા તો છો જ. તમારો પરિચય જ જાતિનો સાચો પરિચય છે. તમો લોકોને છોડી દેવાથી એનું વજન કઇ ચીજથી કરી શકાશે ? આખરે કોઇને કોઇ દિવસે આ દેશની સ્વાધીનતા–પરાધીનતાની સમસ્યાનું સમાધાન તો થઇ જ જશે,–આ દેશની દુઃખ–દારિદ્રની કહાણીને એ દિવસે એક જનશ્રુતિથી અધિક મૂલ્ય નહિ મળે પરંતુ તમારા કામનું મૂલ્ય કોણ આંકી શકશે ? તમે તો દેશની સમસ્ત વિચ્છિન્ન વિક્ષિપ્ત ધારાઓને એક સુત્રની માફક એકત્ર ગુંથી જશો."

"ક્યારે ગુંથશે એ તો એ જ જાણે પણ તમે વાતો ગુંથી ગુંથીને અત્યારથી જે એનું મૂલ્ય વધારી રહ્યાં છો એથી ભારતી સંભાળશે કેવી રીતે ?" સુમિત્રા જરા હસીને બોલી.

આ સાંભળીને બધાય હસી પડયા.

"શશિ થશે અમારા લોકોના રાષ્ટ્રિયકવિ; ન હિન્દુઓના, ન મુસલમાનોના, ખ્રિસ્તીઓના,–કેવળ અમારા ભારતના કવિ હશે. સહસ્ર નદ-નદી પ્રવાહિત અમારૂં ભારતવર્ષ, અમારી સુજલા, સુફલા, શસ્યશામલખેતી ! હરિયાળી માતૃભૂમિ ! જેમાં જુઠ્ઠા રોગોનું દુઃખ નહિ, જુઠ્ઠા દુષ્કાળની ભૂખ નહિ, વિદેશી શાસનના દુઃસહ અપમાનની જ્વાળા નહિ, મનુષ્યત્વની હીનતાનું લાંછન નહિ, તમે હશો શશિ. એ દેશના ચારણ કવિ ! નહિ થઈ શકો ભાઇ ?" ડાકટરે કહ્યું.

ભારતીનું આરૂંય શરીર રોમાંચિત થઇ ગયું. શશિ ભ્રાતૃ સંબોધનના માધુર્યથી વિગલિત થઇ કહેવા લાગ્યો:–"ડાકટર, કોશિશ કરું તો હું અંગ્રેજીમાં પણ કવિતા લખી શકું છું. ત્યાં સુધી કે–"

"નહિ નહિ, અંગ્રેજીમાં નહિ, અંગ્રેજીમાં નહિ–ભારતની આપણી ભાષામાં, આપણી માતૃભાષામાં" ડાકટરે રોકતા કહ્યું. "શશિ, જગતભરની બધાયે ભાષાઓ મારી જાણીતી છે, પરંતુ સહસ્રદળમાં વિકસિત એવી માધુર્યભરી ભાષા બીજી કોઇ નથી. હું એમ જ વિચાર્યા કરૂં છું ભારતી કે આવું અમૃત આ દેશમાં ક્યારે, કોણ લાવ્યું હતું ?"

ભારતીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

"અને હું એમ વિચાર કરૂં છું ભાઈ, કે દેશ પર આટલો પ્રેમ કરતા તમને કોણે શિખવ્યું ! જાણે ક્યાંય પણ એની કોઇ સીમા નહિ ?" ભારતીએ કહ્યું.

એના પ્રતિધ્વનિને ઉંચકી શશિ ઉચ્છ્વાસિત સ્વરે કહેવા લાગ્યો:–

"આ વિમલ ગૌરવનું ગાન જ મારું ગાન હશે અને આ પ્રેમનો સ્વર જ મારો સ્વર હશે. અત્યારથી હું એ જ ઉપદેશ દેતો ફરીશ કે પોતાના દેશને,–પોતાની જન્મભૂમિને ફરીથી લોકો પહેલાંની માફક ચાહવા લાગે."

ડાકટરે આશ્ચર્યભરી દ્રષ્ટિથી ક્ષણભર શશિની તરફ જોયું અને પછી સુમિત્રાની તરફ જોયું અને અંતમાં બન્ને હસી પડયા. પણ આ હસવાનો મર્મ બીજા બે માણસો ન સમજી શકયા અને એ કારણે બન્ને કંઇક લજ્જિત થઇ ગયા.

"વળી આ પ્રમાણે ક્યાં સુધી ચાહવા લાગશે? તમે જે પ્રેમનો ઇશારો કર્યો છે શશિ, એવો પ્રેમ ભારતીઓએ પોતાના દેશ પ્રત્યે કદીયે નથી કર્યો. એ પ્રેમનો જરા જેટલો ય અંશ હોત તો શું આપણા ભારતીય ભાઇઓ વિદેશીઓની સાથે ષડ્યંત્ર રચી પોતાના તેત્રીસ કરોડ ભાઇબ્હેનોનું હસવું ખેલવું બીજાના હાથમાં સોંપી દેત? 'જનની જન્મભૂમિ' ફક્ત કહેવા પુરતી વાત હતી. મુસલમાન બાદશાહોના પગ તળે અંજલી દેવા માટે હિન્દુ માનસિંહ હિન્દુ પ્રતાપસિંહને જાનવરની માફક બાંધી લઈ ગયો હતો; અને એ પણ એની ભોજન સામગ્રી ઝુંટાવી અહિંયા સુધી લાવનાર હતો હિંદુ-સ્તાની! જ્યારે વિદ્રોહીઓ દેશ લુંટવા આવતા ત્યારે આપણા લોકો યુદ્ધ કરવાના બદલે માથા પર હાંડલા ઢાંકીને પાણીમાં છુપાઈ જતા હતા. મુસલમાન લુંટારૂઓ મંદિર ધ્વંસ કરી દેવતાઓના નાક કાન કાપી લઈ જતા હતા અને અહીંયાના રહેનારાઓ ભાગી નાસીને જાન બચાવતા હતા,–ધર્મના માટે પણ માથું દેતા ન હતા. એ વખતે અમારા સાચા ભારતીય કવિ યે ન હતા. ગૌરવ કરવા લાયક એનામાં કંઇ પણ ન હતું. આપણે લોકો એમની બિલકુલ ઉપેક્ષા કરતા રહીશું, એમના ધર્મ, એમના અનુશાસન, એમની ભીરૂતા, એમની દેશદ્રોહિતા, એમની સામાજીક રીત—નીતિ, એમનું જે કંઈ

પણ છે એ બધું ઉપેક્ષણીય છે. આ હશે તમારૂં ક્રાંતિનુ ગીત, એ જ હશે તમારો સાચો દેશપ્રેમ." ડાકટરે કહ્યું.

શશિ વિમૂઢની માફક જોતો રહ્યો. આ વાતોનો મર્મ ગ્રહણ કરી શકયો નહિ.

"એમની કાપુરૂષતાથી આપણા લોકો દુનિયાની દ્રષ્ટિમાં હીન થઈ રહ્યા છે, એમની સ્વાર્થપરતાના ભારથી આપણે બીજાના લાચાર થઈ રહ્યા છીએ, પાંગળા બની રહ્યા છીએ! ફક્ત શું દેશની જ વાત છે? જે ધર્મને પોતે માનતા નથી, જે દેવતાઓ પર એમની પોતાની શ્રદ્ધા નથી, એમની ઉદ્‌ઘોષણા કરી એ સમસ્ત જાતિને આપાદ–મસ્તક મુક્તિહીન વિધિ–નિષેધોના હજારો બંધન નાંખી શું નથી બાંધી ગયા! આ અધીનતા અનેક દુઃખોનું મૂળ છે." ડાકટરે પાછું કહ્યું.

"આ બધું આપ શું કહી રહ્યા છો?" શશિએ ધીરેથી પૂછયું.

"ભાઈ, અત્યાર સુધી હું ખ્રિસ્તી છું છતાંય એ પણ મારા પૂર્વ પુરૂષ છે. એમનામાં ગમે એટલાં દોષ હોય તો પણ એમની ધર્મ વિશ્વાસમાં પ્રવચના હતી એવી કડવી વાત તમે ન કહો." પોતાના ક્ષોભની સીમા ન રહેતાં ભારતીએ કહ્યું.

સુમિત્રા ચુપચાપ બેસીને સાંભળી રહી હતી. એ પણ હવે બોલી. ભારતીના તરફ જોઈ એણે કહ્યું:–"કોઈ પણ વિષયમાં કડવી વાત કહેવી એ અન્યાય છે, પરંતુ અશ્રધ્ધેયની શ્રદ્ધા કરવી એ અન્યાય છે–પછી ભલે પૂર્વ પુરૂષો ન હો. એમાં પણ મિઠાશ હોઈ શકે છે પણ યુક્તિ નથી હોઇ શકતી ભારતી! જે કુસંસ્કાર છે, એને છોડતા શીખો."

ભારતી ચૂપ રહી ડાકટરે શશિ તરફ લક્ષ્ય કરી કહ્યું.–"કોઇ પણ ચીજ ફકત પ્રાચીનતાના કારણેજ સત્ય નથી થઇ શકતી કવિ!

પ્રાચીનતાના ગુણુ ગાન ગાવા એ કોઇ મોટા ગુણુ નથી. એ સિવાય અમે લોકો ક્રાંતિકારી છીએ, જુનાનો મોહ અમારા લોકોમાં નથી. અમારી દ્રષ્ટિ, અમારી ગતિ, અમારૂં લક્ષ્ય ફક્ત સામેની બાજુએ છે. જુનાનો નાશ કરીને તો અમારે રસ્તો બનાવવો પડે છે. જીર્ણું અને મૃત જ જો રસ્તો રોકી રહે તો અમારા અધિકારના હક્કનો રસ્તો કેમ મળે ?"

"હું પણુ ચર્ચા કરવાની ખાતર ચર્ચા નથી કરતી ભાઈ. હું વાસ્તવમાં તમારી પાસેથી મારા જીવનનો રસ્તો જાણી લેવા માગું છું: કોઈ એક સંસ્કાર કે રીતિ–નીતિ કેવળ પ્રાચીન હોવાના કારણે જ શું નિષ્ફળ, વૃથા અને ત્યાજ્ય થઈ જાય છે ? તો મનુષ્ય કોઈ સંશય વિના દ્રઢતાપૂર્વક શેના પર ઉભો રહી શકશે ભાઈ ?"

"આટલો ભાર સહવાવાળી ચીજ દુનિયામાં કઇ છે એ મને માલુમ નથી. પણ હા, એટલું જાણું છું ભારતી કે ઉંમરની સાથે સાથ એક દિવસ સર્વ ચીજો પ્રાચીન, જીર્ણ અને નકામી થઈ જાય છે, અને ત્યારે એ ત્યાજ્ય બની રહે છે. પ્રતિદિન મનુષ્ય સંખ્યા તો વધતી જાય પણ એની પૂર્વ પુરુષોની હજારો વર્ષોની પુરાણી રીતિ–નીતિઓ તો જેવી ને તેવી એક જ જગ્યાએ અચળ થઇ પડી રહે છે,–આમ હોય તો સારૂં છે, પણ એમ હોતું નથી. મુશ્કેલ તો એ છે કે કેવળ વર્ષોની સંખ્યાથી જ કોઈ એક સંસ્કારની પ્રાચીનતા નિરૂપીત કરી શકાતી નથી. નહિ તો તમે આજે અમારી સાથે સ્વર મિલાવીને કહેત કે 'ભાઈ જે કાંઈ પુરાણું છે, જે કાંઈ જીર્ણ છે, એ સર્વનો કોઇપણ વિચાર કર્યા વગર નાશ કરી નાખો. ફરી નવા માણસ, અને નવા જગતની પ્રતિષ્ઠા થવા દો."

"ભાઈ, આ બધું શું તમે પોતે કરી શકો છો ?"

"શું કરી શકું છું બ્હેન ?"

"જે કંઇ પ્રાચીન છે, જે કંઈ પવિત્ર છે એ સર્વનો નિર્મમ ચિત્તે ધ્વંસ કરી શકો છો?"

"કરી શકું છું. એ તો અમારા લોકોનું વ્રત છે. "પુરાણા"નો અર્થ પવિત્ર નથી ભારતી! માણુસ સીત્તેર વર્ષનો વૃદ્ધ થઇ જાય તો એ દસ વર્ષની વયના બાળક કરતાં પવિત્ર નથી થઇ જતો. તમે તમારી તરફ જ નજર કરી જુઓ. માણુસના લગાતાર ચાલવાના રસ્તામાં ભારતનો વર્ણાશ્રમ ધર્મ સર્વ પ્રકારે અસત્ય થઇ ગયો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર,–કોઇપણ હવે એ આશ્રમનું અવલંબન કરતું નથી. અને જો કોઇ કરે છે તો એને મરવું પડશે. એ યુગના એ બંધન હવે છિન્નભિન્ન થઇ ગયા છે. છતાંય એને પવિત્ર કોણ સમજી રહ્યા છે એ જાણો છો? બ્રાહ્મણ. વંશપરંપરાના અધિકારના સનદની માફક અત્યંત પવિત્ર સમજી કોણ એને જકડાઇ રહેવા ચાહે છે એ જાણો છો? જમીનદાર. એનું સ્વરૂપ તો સમજવું કઠિન નથી બ્હેન? જે સંસ્કારના મોહથી અપૂર્વ આજે તમારા જેવી સ્રીને છોડી જઇ શકે છે, એથી અધિક અસત્ય બીજું શું હોઇ શકે છે? વળી એવો કેવળ અપૂર્વનો વર્ણાશ્રમ ધર્મ પણ થોડો જ છે, તમારો ખ્રિસ્તી ધર્મ પણ એવો જ અસત્ય થઇ ગયો છે ભારતી કે, એની પ્રાચીનતાના મોહનો તમારે ત્યાગ કરવો પડશે."

"જે ધર્મ પ્રત્યે પ્રેમ છે, જેના પર વિશ્વાસ છે, તમે એને પણ છોડી દેવાનું કહો છો ભાઇ?" ભારતી ડોકટરનું કહેવું સાંભળી ડરી ગઇ અને બોલી.

હા. કહું છું, કારણ કે સર્વધર્મ અસત્ય છે. પ્રારંભના દિવસોના કુસંસ્કાર છે. વિશ્વમાનવતાનો એનાથી વિશેષ શત્રુ કોઈ નથી."

ડાકટરનું બોલવું સાંભળી ભારતી ઉદાસથી ફીક્કા પડી ગયેલા ચ્હેરે બેસી રહી.

"ભાઈ, તમે અમે ત્યાં હો પણ હું તમને હમેશાં યાદ કરીશ, સ્નેહ કરીશ, પરંતુ જો તમારો યથાર્થ મત આ જ હોય તો આજથી તમારો અને મારો માર્ગ તદ્દન અલગ જ છે. એક દિવસ પણ મેં એમ નહોતું ધાર્યું કે તમારી 'પથેર દાબી' સમિતિનો માર્ગ આટલો ભારે પાપનો માર્ગ છે!" ભારતીએ નીરવતાનો ભંગ કરી કહેવા માંડયું.

"એથી જ તો હું તમને એમાં ખેંચવા ઇચ્છતો નથી ભારતી! તમારા વિષયમાં સુમિત્રાએ ભૂલ કરી હતી પણ મારાથી એ ભૂલ એક દિન પણ નથી થઇ. તમે તમારા માર્ગ પર ચાલો. સ્નેહની આયોજનાઓ,–કરૂણાની સંસ્થાઓ દુનિયામાં અનેક મળશે. મળશે નહિ. ફક્ત એક 'પથેર દાબી' સમિતિ, મળશે નહિ ફક્ત–" આટલું કહેતા કહેતા ડાકટરની આંખોની દ્રષ્ટિ ક્ષણભરમાં તેજસ્વી બની ઝાંખી થઇ ગઇ–કંઠસ્વર ગંભીર હતો. ભારતી અને સુમિત્રા બન્નેય સમજી ગઈ કે સવ્યસાચીની શાંત મુખશ્રી, એ સંયત અચંચળ ભાષા જ સૌથી વધુ ભીષણ હતી. એમણે ઉંચું મોં કરી કહ્યું:–"તમને તો કંઇવાર કહી ચૂકયો છું ભારતી કે કલ્યાણ એ મારી કામનાની ચીજ નથી, હું તો ચાહું છું સ્વાધીનતા, રાણા પ્રતાપે જ્યારે ચિત્તોડને જનહીન અરણ્યમાં પરિણત કરી દીધું હતું ત્યારે સારાયે રાજપુતાનામાં એનાથી અધિક અકલ્યાણકારી મૂર્તિ અને કોઈ પ્રદેશ ન હતો,–એને આજે કેટલી શતાબ્દિઓ થઇ ગઈ છે છતાંય એ અકલ્યાણ જ આજ દિન સહસ્ર કલ્યાણોથી ભારે થઈ ગયેલ છે. પણ રહેવા દો આ બધા વ્યર્થ તર્કોને–મારું વ્રત છે, એની આગળ કોઈ પણ વાત મારા માટે અસત્ય નથી,–કાંઈ પણ અકલ્યાણ નથી."

ભારતી ચૂપ બેસી રહી. ચર્ચા અને મતભેદ તો પહેલાં યે અનેક વાર થઇ ચૂકયા હતા પણ આ પ્રમાણે નહોતા થયા. આજે એમનું મન જાણે એમના પર કોઇ બોજો લાદ્યો હોય એમ વિષાદથી ભરાઈ ગયું હતુ.

ડાકટરે પહેલાં ઘડિયાળ તરફ જોયું. પછી ભારતીના ચહેરા તરફ જોયું અને પછી સ્વાભાવિક રીતે હસતા હસતા કહ્યું–"નદીમાં પાછો જુવાળ આવવાનો વખત થઈ આવ્યો છે ભારતી, ચાલો ઉઠો."

"ચાલો." ભારતી ઉઠીને ઉભી થઈ ગયા પછી બોલી.

"સુમિત્રા, ધ્રજેન્દ્ર ક્યાં છે.?" ડાકટરે ભાતાની પોટલી હાથમાં ઉંચકી ઉભા થઇ પૂછ્યું.

સુમિત્રાએ કોઈ જવાબ ન આપ્યો. એ તો નીચી નજર કરીને ચૂપચાપ બેસી રહી,

"તમને પહોંચાડી જાઉં?"

"નહિ." સુમિત્રાએ માથું હલાવી કહ્યું.

ડાકટર વળી કંઇક કહેવા માગતા હતા પણ એમ કરતા પોતાને રોકીને ફક્ત એટલું જ બોલ્યાઃ–'વારૂ,' ભારતીને કહ્યું:–"હવે વિલંબ ન કરો બ્હેન. ચાલો." આટલું કહી એ બહાર ચાલ્યા ગયા.

સુમિત્રા પહેલાંની માફક જ નીચી નજર કરીને બેસી રહી. ભારતી એને ચૂપચાપ નમસ્કાર કરીને ડાકટરની પાછળ પાછળ ચાલી ગઇ.

## ૧૨

સ્વપ્ન–ચાલિતની માફક ભારતી મછવા પર ચઢી બેસી ગઈ એને રસ્તાભરમાં ચૂપચાપ સ્તબ્ધ જ બેસી રહી, હતી. રાત ઘણી વીતી ગઈ હતી, લગભગ એક બે વાગી ગયા હતા.

આકાશના અસંખ્ય નક્ષત્રોના પ્રકાશથી પૃથ્વીનો અંધકાર સ્વચ્છ થઈ રહ્યો હતો. મછવો સામી પારના ઘાટે જઈ પહોંચ્યો. ડાકટરે હાથ પકડી ભારતીને ઉતારી પોતે પણ ઉતરવા ઈચ્છયું પણ ભારતીએ એમને રોકતા કહ્યું;-"મને પહોંચાડવા આવવાની જરૂર નથી ભાઈ, હું પોતે જ ચાલી જઈશ."

"એકલા ડર નહિ લાગે?"

"લાગશે પણ એ માટે તમારે આવવાની જરૂર નથી."

"નજીક જ છે, ચાલોને તમને ઝટ પહોંચાડી આવું બ્હેન." આટલું કહી સવ્યસાચીએ નીચે સીડી પર પગ મુકયો કે ભારતીએ હાથ જોડી કહ્યું:-"માફ કરો ભાઈ, સાથે આવી તમે મારા ડરને હજાર ગણો ન વધારો. તમે તમારે ઘરે જાઓ."

વાસ્તવમાં એમની સાથે જવું ઘણું જ ભયભર્યું હતું એમાં કોઈ સંદેહ ન હતો. આટલા માટે જ એમણે પણ જીદ ન કરી પણ ભારતીના ચાલ્યા ગયા પછી ઘણીવાર સુધી એ એની તરફ ઉભા ઉભા તાકતા જોઈ રહ્યા.

ઘરે જઈ ભારતીએ બારણા પરનું તાળું ખોલી અંદર પ્રવેશ કર્યો. બત્તી પેટાવી ચારે તરફ બરોબર જોયું અને કોઈ રીતે બિછાનું પાથરી પડી રહી. શરીર એકદમ થાકી ગયું હતું, મન ઉદાસ હતું અને આંખો મિચાવા આવી હતી પણ ઉંઘ આવી નહિ. ફરીફરીને સવ્યસાચીની વાત એના મગજમાં આવવા લાગી કે આ ક્ષણિક પરિવર્તનશીલ સંસારમાં સત્યોપલબ્ધિ નામની કોઈ નિત્ય વસ્તુ જ નથી. એનો જન્મ છે, મરણ છે,-યુગ-યુગમાં મનુષ્યની આવશ્યકતા અનુસાર સત્યને નવું રૂપ ધારણ કરીને આવવું પડે છે. એ વિચાર ભ્રાન્ત છે,-એ ધારણા કુસંસ્કાર છે કે અતીતમાં જે સત્ય હતું એનો વર્તમાનમાં પણ સત્ય સ્વીકાર કરવો જ પડશે.

ભારતી મનમાં ને મનમાં કહેવા લાગી;—"માનવીની આવશ્યકતા માટે, અર્થાત ભારતની સ્વાધીનતાની આવશ્યકતા માટે નવા સત્યની સૃષ્ટિ કરવી એ ભારતીઓ માટે સૌથી વિશેષ મોટું સત્ય છે. એનો અર્થ એ કે એની આગળ કોઇ પણ પંથ અસત્ય નથી, કોઈ ઉપાય કે કોઈ પણ ષડયંત્ર ત્યાજ્ય નથી. આ જે કારખાનાના કદાચારી કુલી–મજુરોને સારા રસ્તા પર લાવવાનો ઉદ્યમ છે, આ જે એમના સંતાનોને શિક્ષણ દેવાની યોજના છે, આ જે એમના માટે રાત્રિ–પાઠશાળાઓ છે,—એ વાતનો સ્વીકાર કરી લેવામાં સવ્યસાચીને કોઈ સંશય,—કોઇ લજ્જા ન થઈ કે એ સર્વનું લક્ષ્ય કંઈ બીજું જ છે, પરાધીન દેશની મુક્તિયાત્રામાં રસ્તાની આડખીલીઓ શા માટે હોવી જાઇએ? એક દિવસે સવ્યસાચીએ કહ્યું હતું કે પરાધીન દેશના શાસકો અને શસિતોની નૈતિક બુધ્ધિ, જ્યારે એક જ થઈ જાય છે ત્યારે એથી અધિક દેશનું દુર્ભાગ્ય બીજું કોઈ હોતું નથી. એ દિવસે આ વાતનો મતલબ એ નહોતી સમજી શકી, આજે એ સાવ સ્પષ્ટ થઈ ગયો.

ઘડિયાળમાં ત્રણ વાગી ગયા. એ પછી ક્યારે એની ચેતના ઉંઘથી આચ્છન્ન થઇ ગઇ એ એને યાદ ન રહ્યું. પણ માલુમ પડ્યું કે જાણે એ ઉંઘમાં પણ વારંવાર એ વાત કહેવા લાગી:—ભાઈ, તમે અતીવ માનવ છો, તમારા પર મારી ભક્તિ, શ્રદ્ધા, અને સ્નેહ હંમેશા અચળ જ રહેશે, પણ તમારા એ વિચારને હું કોઇ-પણ રીતે ગ્રહણ કરી શકીશ નહિ. ભગવાન કરે અને તમારા જ હાથે એ દેશને મુક્તિ દે, પણ અન્યાયને કદીયે ન્યાયની મૂર્તિ બનાવી ખડી ન કરો. તમે પરમ પંડિત છો, તમારી બુદ્ધિની સીમા નથી, ચર્ચામાં તમને જીતી નથી શકાતા, તમે સર્વ કાંઇ કરી શકો છો. વિદેશીઓના હાથથી પરાધીનોને કેટલા લાંછિત થવું પડે છે એ દુઃખના સમુદ્રમાં અમારી કેટલી આસ્યકતાઓ છે,—દેશની દીકરી હોવા છતાંય શું હું એ સમજતી નથી ભાઇ? પરંતુ ફક્ત એટલા

માટે આવશ્યકતાને જ જો સૌથી ઉચું સ્થાન આપી દુર્બળ-ચિત્ત માનવની સામે અધર્મને જ ધર્મ બનાવવામાં આવશે-એમ કહેવામાં આવશે કે જે આવશ્યક છે, એ અસત્ય પણ સત્ય છે, અધર્મ પણ ધર્મ છે,-તો પછી તમને દુ;ખોનો અંત પણ નહીં મળે.

બીજા દિવસે ભારતીની જ્યારે આંખ ઉઘડી ત્યારે દિવસ ઘણો ચઢી ગયો હતો. વિદ્યાર્થીઓ બહાર બારણા પર ઉભા ઉભા બૂમો પાડી રહ્યા હતા. એ ઝટપટ ઉઠી બેઠી થઈ ગઇ અને જલ્દીથી હાથ મોં ધોઇ નીચે ગઈ. બારણું ખોલતાં જ છોકરા છોકરીઓ પોતપોતાના દફતર-ચોપડીઓ, સલેટો લઈ અંદર દાખલ થયા. એમને બેસવાનું કહી ભારતી કપડા બદલવા ઉપર જતી હતી ત્યાં હોટેલનો માલિક મહારાજ આવી પહોંચ્યો.

"અપૂર્વબાબુ તમને કાલ રાતથી શોધી રહ્યાં છે બ્હેન !" મહારાજે કહ્યું.

"રાતે આવ્યા હતા ?" ભારતીએ એકદમ ઉભા રહી જઈ પૂછ્યું.

"હા. આજ પણ સવારથી આવીને બેઠા છે. એમને મોકલી આપું ?"

ભારતીનો ચહેરો બીજી જ ક્ષણે સુકકો બદ્ થઇ ગયો.

"મારી એમને જરૂર શું છે ?" ભારતીએ પૂછ્યું.

"એ તો હું નથી જાણતો બહેન. એમ લાગે છે કે એમની મા બીમાર છે એટલે એ બાબતમાં કંઈક કહેવા આવ્યા છે." મહારાજે કહ્યું.

"એમની મા બીમાર છે તો એમાં હું શું કરું ?" ભારતી ગુસ્સે થઇ બોલી.

બ્રાહ્મણને આશ્ચર્ય થયું. અપૂર્વબાબુને એ સારી રીતે જાણતો

હતો કે એ એક ઈજ્જતવાળો માણસ છે: પહેલા એમની આ ઘરમાં કેટલી ખાતર બરદાસ્ત અને આવતાસ્વાગતા થતી હતી એ પણ એને માલુમ હતું. સમય અને અસમયે એમના માટે સારામાં સારૂં ભોજન બનાવી પોતાને મોકલવું પડતું હતું, આજે એકાએક આ નારાજીનો મતલબ એ સમજી શક્યો નહિ.

"હું તો કાંઈ જાણતો નથી બ્હેન. જઈને એમને મોકલી આપું છું." આમ કહી મહારાજ જવા લાગ્યો, ત્યાં ભારતીએ કહ્યું.—"સવારે મારે બહુ જ કામ છે. છોકરા છોકરીઓને ભણાવવા છે. તમે જઈને કહી દો કે અત્યાર મળવાની ફુરસદ નથી."

"તો બપોરે કે સાંજે આવવાનું કહી દઉં?"

"નહિ, મને વખત જ નથી." આટલું કહી આ પ્રસ્તાવને અહિંયા જ બંધ કરી ભારતી જલ્દીથી ઉપર ચાલી ગઈ.

નાહી–ધોઈ તૈયાર થઈ, જ્યારે એ કલાક પછી નીચે આવી ત્યારે છોકરા–છોકરીઓથી ઓરડો ભરાઈ ગયો હતો અને વિદ્યા પ્રાપ્તિના એકાગ્ર હૃદયથી આખોયે મોહલ્લો ગાજી ઉઠયો. પહેલાં બે વખત પાઠશાળા ખુલતી હતી પણ હવે શિક્ષકોના અભાવથી રાત્રિશાળા લગભગ બંધ થઈ ગઈ હતી સુમિત્રા ન હતી ડાક્ટરનો પત્તો ન હતો, નવતારા અન્યત્ર ચાલી ગઈ હતી,—ફક્ત પોતાનું ઘર હોવાના કારણે જ સવારનું કામ ભારતી એકલી જ ચલાવી લેતી હતી. નિયમાનુસાર આજે પણ એ ભણાવવા બેઠી પરંતુ કોઈપણ રીતે એનું મન લાગ્યું નહિ. નવા પાઠ દેવામાં અને પાછલા પાઠ સાંભળવામાં આજે એને નિષ્ફળતા જ નહિ બલ્કે આત્મવંચના પણ માલુમ પડવા લાગી. પણ કોઈ રીતે બે કલાક વીતી ગયા પછી જ્યારે બધાય ભણનારાઓ પોતપોતાના ઘરે ચાલી ગયા ત્યારે એ ન સમજી શકી કે આજનો દિવસ કેમ વીતશે. બધી ચિંતાઓની વચ્ચે અપૂર્વની ચિંતા

અડચણ પહોંચાડવા લાગી. આ વિષયમાં ભારતીને કોઈ સંદેહ ન હતો કે તેમને આ રીતે પાછા ફેરવવામાં અશોભનતા ગમે એટલી હો પણ તેમને આશ્રય દેવો બહુ જ ખરાબ હતો. કોઇપણ બહાનાથી મુલાકાત લઇને પહેલાંના અસ્વાભાવિક સબંધને વિશેષ વિકૃત કરી દેવા માગે છે. વળી મા બીમાર છે તો તે અહિંયા બેઠા બેઠા શું કરી રહ્યા છે? મા તેમની છે, મારી તો નથી. માની ભયંકર બીમારીના સમાચાર સાંભળીને પુત્રને એની પાસે જલ્દી ચાલ્યા જવું જોઇએ એ વાત શું બીજા કોઈની સલાહ લઇને નક્કી કરવાની હોય છે? વળી એને યાદ આવ્યું કે રોગથી અપૂર્વ બહુજ ડરે છે. તેમનું કોમળ ચિત્ત વ્યથાથી વ્યાકુળ થઈ ગમે એટલું ફડફડતું રહે પણ રોગીની સેવા કરવાની તેનામાં શક્તિ નથી કે નથી કોઈ જાતનો અનુભવ. એ ભાર તેમના પર છોડવા જેવો સર્વનાશ બીજો કોઈ હોઈ શકે નહિ. આ બધું ભારતીને માલુમ હતું અને એ એ પણ જાણતી હતી કે અપૂર્વનો મા પર બેહદ મોહ હતો. દુનિયામાં એવું એક કોઇ કામ ન હતું કે જે માના માટે તે કાંઈ કરી ન શકે. માની પાસે ન જઇ શકવાનું દુઃખ અપૂર્વ માટે કેટલું ભારે હતું એ વાતનો ખ્યાલ કરીને ભારતીને કરૂણા આવવા લાગી અને બીજી બાજુ આ અસહ્ય ભીરૂતાથી, ભારે ક્રોધથી એનું આખુંયે શરીર બળવા—જળવા લાગ્યું. ભારતીએ મનમાં ને મનમાં કહ્યું:—સેવા ન કરી શકાય તો બસ એટલા માટે બીમાર માની પાસે જઇ બેસવામાં શું કોઈ પણ લાભ નથી? મારી પાસે શું અપૂર્વ આ ઉપદેશની આશા કરે છે?

આ પ્રમાણે આ દશામાં ભારતીની ચિંતાધારા બરોબર વહેવા જ લાગી. માની બિમારીની બાબતમાં અપૂર્વ બીજું પણ કંઈ પૂછી શકે છે, એ ઉપરાંત બીજી પણ કોઈ વાત થઇ શકે છે જેણે પોતાની પાસે આવવાના દ્વાર બંધ કરી દીધા છે—એના મગજમાં એ વાતનો આભાસ સુદ્ધાં આવ્યો નહિ.

જરાપણ ભૂખ ન હતી એટલે ભારતીએ આજે રસોઇ બનાવી હિ. બપોરે—ત્રીજા પહોરે એક ઘોડાગાડી એના દરવાજા પર આવી ઉભી. ભારતીએ ઉપરની બારીમાં ઉભા રહી જોયું તો એનું દિલ આશ્ચર્ય અને આશંકાથી ધડકી ઉઠ્યું. પોતાનો બધોય સામાન ભરીને ખુદ પોતે ગાડીની છત પર બેસી કવિ શશિ આવી પહોંચ્યો હતો. કાલ રાતના હાસ્યવિનોદ અને મજાકને દુનિયામાં કોઈ પણ માણસ આ પ્રમાણે વાસ્તવમાં પરિણત કરી શકે છે એની ભારતી કલ્પના પણ કરી શકતી ન હતી. પણ શશિના માટે અસંભવિત જેવું કાંઈ જ ન હતું. મજાક એકવાર મૂર્તિમાન સત્ય બનીને સશરીર દરવાજા પર આવી પહોંચી હતી.

" આ શું શશિબાબુ ? " ભારતી જલ્દીથી નીચે ઉતરી આવી બોલી.

" ઘર ખાલી કરી નાખ્યું છે. " શશિએ મંદ હાસ્ય કરી જવાબ દઈ ગાડીવાનને હુકમ કર્યો કે–" સામાન ઉપર પહોંચાડી દો. "

" ઉપર જગ્યા ક્યાં છે શશિબાબુ ? " ભારતીએ ગુસ્સો દબાવી કહ્યું.

" એમ હોય તો નીચે રખાવી દો. "

" નીચે તો પાઠશાળા છે. ત્યાં પણ મુશ્કેલ છે. "

શશિ ચિંતામાં પડી ગયો.

" એક કામ કરો શશિબાબુ. હોટલમાં ડાકટરની ઓરડી ખાલી છે. આપ ત્યાં જ બરોબર રહી શકશો. ખાવાપીવાની પણ તકલીફ નહિ રહે. ચાલો. "

" પણ ઓરડીનું ભાડું તો આપવું પડશેને ? "

" નહિ. નહિ આપવું પડે. ડાકટર છ મહિનાનું ભાડું ચૂકવી ગયા છે. " ભારતીએ હસતા હસતા કહ્યું.

શશિ ખુશ ન થયો પણ આ વ્યવસ્થાથી રાજી તો થઈ ગયો. બધાય સામાન સાથે મહારાજની હોટલમાં કવિને પ્રતિષ્ઠિત કરાવી ભારતી જ્યારે ઘરે પાછી ફરી ત્યારે રાત પડી ગઈ હતી. આજે સર્વ તરફથી એના થાકોડા અને ચિંતાનો પાર ન હતો. કયાંય શશિ અને કયાંય કોઈ આવીને એની નિઃસંગ નિસ્તબ્ધતામાં વિઘ્ન ન નાખે એ આશંકાથી એ નીચેના અને ઉપરના બધાય બારણા બંધ કરીને પોતાના ઓરડામાં આવીને પથારીમાં સુતી.

આદત મુજબ બીજા દિવસે સવારે જ્યારે એની આંખ ખુલી ત્યારે ન ખાવાના લીધે આવેલી કમજોરીથી એનું સારૂંયે શરીર એવું થાકી ગયું હતું કે એને પથારીમાંથી ઉઠવામાં પણ કષ્ટ થવા લાગ્યું. તરસને લીધે છાતી સુકાઈને મરૂભૂમિ જેવી થઈ ગઈ હતી પણ એ વાતને એ સમજી ગઈ કે શરીર ધારણ કરવા માટે આ દિશામાં આળસ કરવાથી કંઈ કામ નહિ આવે.

એ કહેવું ભારતીના પ્રતિ અન્યાય કરવા બરોબર છે કે ખ્રિસ્તી હોવા છતાંય ભારતી ખાવાપીવાની બાબતમાં ખરેખર બહુ જ સંયમ રાખતી હતી. વળી એમ પણ જણાઈ આવતું હતું કે એ પોતાના મનમાંથી સંપૂર્ણ સંસ્કારોને દૂર કરી શકી પણ ન હતી. જે વ્યક્તિ સાથે એની માએ પુનર્વિવાહ કર્યો હતો એ અત્યંત અનાચારી હતો. એની સાથે એકત્ર બેસીને ભારતીને ભોજન કરવું પડતું હતું એમ છતાંય કોઈ વાસી ચીજ એણે કદીયે ખાધી ન હતી. સ્પૃશ્યાસ્પૃશ્યની વિડંબના એનામાં ન હતી પણ જ્યાં ત્યાં બેસીને જેના તેના હાથનું ખાવામાં એને ઘૃણા લાગતી હતી. માના મૃત્યુ પછી એ ખર્ચનું બહાનું કાઢીને પોતાના હાથે જ રસોઈ બનાવીને ખાતી પીતી હતી. ફક્ત બીમાર પડતી કે કામનો બોજો આવી પડતા અત્યંત થાકી જતી કે જરાકે વખત નહોતો મળતો ત્યારે જ એ મહારાજની હોટલમાંથી સાબુચોખાની કાંજી કે રોટલી શાક મંગાવી લેતી હતી.

પથારીમાંથી ઉઠી હાથ મોં ધોઇ રોજની માફક એ રસોઇ બનાવવાને તૈયાર થઈ પણ શરીરમાં તાકાત કે ઇચ્છા ન હોવાથી એણે હોટલમાં મહારાજને રોટલી અને શાક બનાવીને મોકલી આપવાનું કહેવરાવી દીધું. સોમવારે પાઠશાળા બંધ રહેતી હતી એટલે આજે એ પરિશ્રમ એને ઉઠાવવાનો ન હતો.

થોડી જ વારમાં હોટલમાં કામ કરનારી બાઇ હાથમાં થાળી લઇ આવી પહોંચી અને બહુ જ લજ્જિત થઇને બોલી:–" ઘણીવાર થઈ ગઇ બ્હેન–"

ભારતીએ પોતાની થાળી અને વાટકો લાવીને ટેબલ પર રાખી દીધા. હિન્દુ હોટલની શુદ્ધિનું સંરક્ષણ કરતા એ બાઇએ એની થાળીમાં શાક રોટલી અને વાટકામાં દાળ નાખતા કહ્યું:–"લો બેસો અને ભાવે એ ખાઇ લો."

ભારતીએ એકવાર એના મોં તરફ જેયું. પણ એને કાંઇ કહ્યું નહિ. એ બાઇનું કહેવું હજુ પૂરૂં નહોતું થયું. એ કહેવા લાગી:–'ત્યાંથી પાછા ફરી ના સાંભળ્યું કે તમારી તબિયત ખરાબ છે. એકલી જ છું એટલે ભડભડી રહી છું એવું કોઇ નથી કે જે બે રોટલી પણ વણી દે, હવે મોડું ન કરો બ્હેન જાઓ "

"તમે જાઓ, હું બેસી જાઉં છું." ભારતીએ મુલાયમ સ્વરે કહ્યું.

" જાઉં છું. નોકર તો સાથે આવ્યો ન હતો. એકલાં જ બધુંય ધોવું માંજવું પડયું. પણ બેર વીસ રૂપીઆ મારા હાથમાં દઇ બાબુ રોઇ પડી બોલ્યા:–" બાઇ, આખર વખતે તમે જેટલું કર્યું એટલું માની દીકરી પાસે હોત તો પણ ન કરી શકત.' એ જેટલા રોયા એટલું હું પણ રોઇ બ્હેન ! હાય હાય ! કેવી કેવી

તકલીફો ઉઠાવી ! પરદેશ ઠર્યો, કોઇ આપણું તો અહિંયા માણસ જ નહિ,–સમુદ્રનો રસ્તો, તાર દેવા, છતાંય વહુ છોકરા થોડાક જ ઉડી આવી શકે !–એ લોકોનો દોષ શું ?"

ભારતીનું હૃદય ઉદ્વેગ અને અજાણી આશંકાથી બરફ જેવું ઠંડુ પડી ગયું પણ મોંથી એ કોઇ વાત પૂછી શકી નહિ: ચૂપચાપ સ્થિર થઇ એના તરફ એ જોઇ રહી.

"મહારાજે મને બોલાવી કહ્યું કે બાબુની મા બહુ બીમાર છે. તમારે ત્યાં જવું પડશે." બાઇએ પાછું :બોલવા માંડયું. "હું 'ના' ન કહી શકી. એક તો ન્યુમોનીયા જેવી બીમારી, એમાં વળી ધરમશાળાની ભીડ, બારીબારણા તૂટેલા ફૂટેલા, એક પણ બંધ થતા ન હતા, કેવી મુશીબત હતી ! પ્રાણ નીકળ્યો સાંજના પાંચ વાગે, પણ મેસના બાબુઓને ખબર મોકલાવી બોલાવતા કરતા મડદુ સ્મશાને નીકળ્યું રાતના બે અઢી વાગે. સ્મશાનથી પાછા ફરતા સારો દિવસ ચડી ગયો,–એકલા મારે જ બધુ ધોવું ધકુકાવનું હતું."

હવે ભારતી એ બાઇનું કહેવું કાંઇક સમજી શકી.

"શું અપૂર્વ બાબુની મા મરી ગઇ ?" ભારતીએ ધીમેથી પૂછ્યું.

"હા બ્હેન." બાઇએ ડોક હલાવી કહેવા માંડયું:–"જાણે બમોની જમીન એના દેહ માટે પોકાર પાડી રહી હતી. અહિંયાથી અપૂર્વબાબુ રવાના થયા અને એ ત્યાંથી દીકરાઓ સાથે લડી ઝઘડી એક નોકરની સાથે સ્ટીમર પર ચડી બેઠી. સ્ટીમરમાં તાવ આવવા લાગ્યો, ધરમશાળામાં આવી પહોંચતા એ બેહોશ થઇ ગઇ. ઘરે પહોંચ્યા પછી તરત જ પાછી ફરતી સ્ટીમરમાં બાબુ અહિંયા આવવા રવાના થયા. અહિંયા આવી જોયું કે મા તો મોટી મુસાફરીની તૈયારી કરી રહી છે. આખરે ચાલી પણ ગઇ–હવે ઉભા ઉભા વાત કરવાની ફુરસદ નથી બ્હેન. હમણા બધા નીકળનારા છે. પછી સાંજે

આવીશ–" એટલું કહી એ કિસ્સો સંભળાવવાના પ્રલોભનને દબાવી જલ્દીથી ચાલતી થઇ.

રોટલી શાક જયાંના ત્યાં થાળીમાં પડયા રહ્યા. પહેલાં તો એની બન્ને આંખો ઝાંખી થઈ ગઇ, પછી મોટા મોટા આંસુના બિન્દુઓ ગાલ પરથી ઢળક ઢળક નીચે પડવા લાગ્યા. અપૂર્વની માને એણે કદીયે દેખી ન હતી. પતિ પુત્રના માટે આ જીવનમાં એણે અનેક દુઃખ ઉઠાવ્યા છે એ બાબત વિશેષ કાંઇ એને માલુમ પણ ન હતું પરંતુ કોણ જાણે કેટલી રાતો એણે એકાંતમાં બેસી એ બુઢ્ઢી વિધવા સ્ત્રીની બાબતમાં કેટલાએ પ્રકારની કલ્પનાઓ કરી હતી. સુખના સમયમાં નહિ, પણ કદી દુઃખના સમયમાં પણ જો એની મુલાકાત થઇ જાય અને જયારે એની સિવાય બીજું કોઇ એની પાસે ન હોય ત્યારે ખ્રિસ્તી હોવાને કારણે એ એને કેમ દૂર કરી શકે છે એ વાત જાણવાની એને ભારે ઇચ્છા હતી. દુર્દિનની અગ્નિ પરીક્ષામાં પોતાના પરાયાની સમસ્યાનું અંતિમ સમાધાન કરી લેવાની એની જીજ્ઞાસા હતી. ધર્મ મતભેદ જ આ જગતમાં મનુષ્યનો ચરમ વિચ્છેદ છે કે નહિ એને સત્યની કસોટી પર કસીને જોવા માટે જ આ ભારે ખરાબ સમય એના ભાગ્યે આવ્યો હતો; પરંતુ એ એને ગ્રહણ કરી શકી નહિ અને આ રહસ્ય આ જીવનમાં અમીમાંસિત જ રહી ગયું.

વળી અપૂર્વ, આજે તે કેટલો બધો નિઃસહાય છે! કેટલો એકલો પડી ગયો છે! ભારતીથી વધુ આ વાતને કોણ જાણે? સંભવીત છે કે માતાના એકાગ્ર મનના આશીર્વાદથી જ અત્યાર સુધી તેમનું કવચની માફક રક્ષણ થતું રહ્યું છે. આજે એ પણ ચાલી ગઇ. ભારતી મનમાં ને મનમાં કહેવા લાગીઃ–આ સર્વ મારા આકાશ–કુસુમ છે, મારા નિગૂઢ હૃદયની સ્વપ્નરચના સિવાય બીજું કાંઇ નથી. આમ છતાંય એના નિર્દેશહીન ભવિષ્યને કેટલું સ્નિગ્ધ–

શ્યામ-શોભામય કરી રાખતુ હતું. એનાથી અધિક કોણ જાણતું હતું કે ઘર અને બહાર અપૂર્વ આજે કેટલો બારે નિઃસહાય છે, કેટલો એકલો-અટુલો છે !

આ પરદેશમાં કદાચ અપૂર્વને કોઈ કામ-ધંધો ન હો, કદાચ આત્મીય સ્વજનોએ એને ત્યજી દીધો હો, ભીરૂ, લોભી, નીચાશય કહી મિત્રમંડળી એની અવશ્ય નિંદા જ કરતી હતી. અને એ સર્વથી વધુ દુ:ખ હતુ કે આજે એની મા પણ ન હતી. ભારતીને જણાવા લાગ્યું કે કેઇ પરિચિતની પાસે ન જવાના કારણે અપૂર્વ પોતાની બધીયે લાજ શરમને તિલાંજલી દઇને પોતાની પાસે દોડી આવ્યો હતો. ઉદ્યમની નિપુણતા, વ્યવસ્થાની શૃંખલા, કાર્યની તત્પરતા આદિ કંઇપણ નહિ એવી પરિસ્થિતિમાં જ્યારે ધર્મશાળામાં અસહ્ય જનતા અને કોલહલ તથા સર્વ તરેહના અભાવો અને અડચણોમાં એની માનું મૃત્યુ થઇ રહ્યું હશે ત્યારે એનો વખત એકલા કેવી રીતે વીત્યો હશે એ વાતની કલ્પના કરતાં જ એની આંખો ભીની થઇ. આંખો લુછતા લુછતા જે વાત એને ઘણી વાર યાદ આવી હતી એ વાત પાછી યાદ આવી ગઇ. જાણે સર્વ દુ:ખનુ સુત્રપાત એના અપૂર્વના પરિચય થવાની સાથોસાથ જ થયેલ છે. નહિ તો, પિતા અને મોટા ભાઇઓની ઉચ્છૃંખલતાની સામે જયારે એણે માતાનો પક્ષ લઇ સેંકડો દુ:ખો સહ્યા હતા, ત્યારે સ્વાર્થબુદ્ધિએ એને સત્ય માર્ગથી ભ્રષ્ટ કેમ નહોતો કર્યો? દુર્બળતા ત્યારે કયાં હતી? પોતાના ધર્મમાં આસ્થા અને દ્રઢ નિષ્ઠા, તે શું એવો ક્ષુદ્ર છે કે સર્વકાંઇ માનું મોં જોઇને જ કરે છે? એની પુજા અર્ચના, એનું ગંગા-સ્નાન, એની ચોટલી રાખવી, એનુ સર્વ કામ અને સર્વ અનુષ્ઠાન, પછી ભલે એ વ્યાકુળ કેમ ન હો, મિથ્યા કેમ ન હો, તે એના પરની મજાક, અને આક્રમણની જરા પણ પરવાહ ન કરતા જે અટલ હતુ એ શું અપૂર્વના અસ્થિર ચિત્તનું જ નિદર્શન થઇ શકે છે? તો પછી આજ તે બર્મામાં આવીને એમ કેમ થઇ ગયો?

વળી આટલા દિવસોથી આટલી કમજોરી તેમનામાં ક્યાં છુપાઈ હતી? સવ્યસાચી પાસેથી એનો ઉત્તર મેળવવા એણે કેટલીયે વાર પૂછવા ઈચ્છ્યું હતું પણ એ મોં ખોલીને એને પૂછી જ શકી નહિ. ફક્ત કુતૂહલને વશ જ નહિ બલ્કે હૃદયની વ્યથાથી એણે કેટલીએ વાર વિચાર્યું છે કે આ દુનિયામાં જે કંઈ જાણી શકાય છે એ સર્વ ભાઈ જાણે છે પણ આ સમસ્યાનું સમાધાન એ કેમ ન કરી શકે? પરંતુ ફક્ત સંકોચ અને લજ્જાના માર્યા જ એ એને આ વિષયમાં કંઈ પૂછી શકી નહોતી.

વિચારતા વિચારતા એકાએક એક નવો પ્રશ્ન એના મનમાં ઉદ્‌ભવ્યો. કર્મોના દોષથી જ્યારે સર્વ અપૂર્વની વિરુદ્ધ થઈ ગયા ત્યારે પણ એક માણસની સહાનુભૂતિથી તે વંચિત નહોતો થયો,—એ હતો સવ્યસાચી પણ શા માટે? ફક્ત બ્હેનની સમવેદનાની ખાતર જ? સ્વયં અપૂર્વમાં શું એમની સહાનુભૂતિ મેળવવા યોગ્ય કંઈ પણ ન હતું? ખરેખર શું ભારતીએ આવી ક્ષુદ્ર વ્યક્તિ પર આટલો બધો પ્રેમ કર્યો છે? એ સમયે સાવધાન કરી દેવા લાયક શું તેના હૃદયમાં કોઈ વાત હતી નહિ! તેનું હૃદય શું એવું દેવાળિયું થઈ ગયું હતું?

આ પ્રમાણે બેઠા બેઠા બે કલાક વીતી ગયા અને હોટલમાં કામ કરનારી બાઈ પાછી આવી પહોંચી. એ સમયે હોટલના જરૂરી કામકાજથી એને એટલી ફુરસદ ન હતી કે એ બધી વાતો કહેવા બેસે. અત્યારે જરા છુટ્ટી મળી હતી. અપૂર્વ અને ભારતીની વચ્ચે એક રહસ્યમય મધુર સંબંધ છે. એ વાત આભાસ અને રંગઢંગથી સર્વ જાણી ગયા હતા એટલે હોટલમાં કામ કરતી બાઈથી પણ એ વાત છુપી ન હતી, તો પછી એકાએક એવી કઈ વાત થઈ ગઈ કે જેથી અપૂર્વના આટલા બધા સંકટના સમયમાં ભારતી ત્યાં પોતાને પડછાયો સુદ્ધા પણ ન લઈ ગઈ? આટલી મોટી વાત ભલે હોવા.

છતાં પણ હોટલમાં કામ કરનારી એ બાઈને માલુમ પડી શકી નહિ એથી એને સારૂં લાગ્યું નહિ. એથી એ કોઈ પણ બહાને ભારતીની પાસે આવી અને એને જોઈ દંગ થઈ ગઈ.

"કંઈ પણ ખડયા નથી લાગતા?" એ બાઈ બોલી.

"નહિ બ્હેન" ભારતી ભારે શરમથી ઝટપટ ઉઠી ઉભી થઈ બોલી.

"ખાવાનું મોઢામાં જતું જ નથીને બ્હેન, એ તો હું મારી સગી આંખે જોઈ આવી છું. વિશ્વાસ ન પડતો હોય તો ચાલો જોઈ લો, થાળી જ્યાંની ત્યાંજ પડી છે—એક કોળિયો પણ ભર્યો નથી." એ બાઈએ માથું હલાવી કરૂણકંઠે કહ્યું.

એની અવાંછિત સમવેદનાથી ભારતીના સંકોચની સીમા ન રહી.

"કોઈ એક ગાડી બોલાવી દે બાઈ" જબરજસ્તીથી જરા હસવાની કોશિશ કરતા ભારતીએ કહ્યું.

"શું જવું છે?"

"હા, એક વાર જઈને જોઉં કે શું થયું છે?"

"આજે સવારે આવીને મહારાજને કેટલું કેટલું કહેવા લાગ્યા! મેં સાંભળીને કહ્યું કે એમાં શું વાત છે; માણસની આફત—વિપત્તિમાં ન કરૂં તો ક્યારે કરૂં? હાથમાંનું કામ જ્યાંનું ત્યાં છોડીને, જેવી ઉભી હતી એવી જ તેમની સાથે ચાલી નીકળી. સારૂં થયું કે—

એ બાઇની વાત ફરીથી સાંભળીને ભારતી વિહ્‌વળ થઈ ગઈ. એ બાઇને વધુ બોલતાં અટકાવીને જ એ વચ્ચે બોલી:—"તમે આવા વખતમાં જે કાંઈ કર્યું છે એની તુલના નથી થઇ શકતી બ્હેન, પણ હવે મોડું ન કરો, જલ્દી જઈને એક ગાડી બોલાવી લાવો. મારે જવું જ છે તો જરા જલ્દી જ જવું ઠીક છે. ઘરનું કામકાજ એટલામાં કરી લઉં છું."

હોટલમાં કામ કરનારી બાઇ ભલી હતી. એ ગાડી બોલાવવા ચાલી ગઇ અને દુઃસમયમાં સહાયતા આપવા માટે કહેતી ગઈ કે ઘરનું કામકાજ ગમે એ હોય એ છોડી દો; હું આવીને હમણાં કરી જઇશ. પછી કપડાં બદલાવી માથે ગંગાજળ છાંટી લેવાથી કામ ચાલશે. પરદેશમાં આવું જ થયા કરે છે."

પંદર મિનિટ પછી ગાડી આવી પહોંચી. ભારતી સાથે થોડાક રુપિયા લઇ ઓરડાના બારણે તાળું મારી ગાડીમાં જઇ બેઠી.

ધરમશાળામાં જ્યારે એ પહોંચી ત્યારે દિવસ હતો. બીજા માળ પર ઉત્તર તરફની એક ઓરડી બતાવતા દરવાને કહ્યું કે બંગાલી બાબુ અંદર જ છે. અને એ પણ સાથોસાથ કહી દીધું કે ધરમશાળામાં ત્રણ દિવસથી વધુ રહેવા દેવાનો રૂલ નથી છતાંય છ દિવસ થઈ ગયા છે. મેનેજર સાહેબની નોટીસ આવી ચઇ તો મારી નોકરી પણ જશે.

ભારતી એના બોલવાનો અર્થ સમજી ગઇ. સાડીના છેડેથી બે રૂપીઆ કાઢીને એના હાથમાં મૂકી દીધા અને એના બતાવ્યા મુજબ ઉપરની ઓરડીમાં ગઈ. જઇને જોયું કે ઓરડીમાં ચારે તરફ પાણી પાણી છંટાયેલું પડયું હતું, ચીજ વસ્તુઓ અહીંતહીં વેરવિખેર પડી હતી, અને એક બાજુ પર એક કામળા પર અપૂર્વ ઉંધો સૂતો પડયો હતો. એના મોં પર ખેસ ઓઢેલો હતો, એ ઉંઘતો હતો કે જાગતો હતો કંઈ માલુમ પડયું નહિ. ભારતીએ સાંભળ્યું હતું કે સાથે નોકર પણ છે પણ આસપાસ એ ક્યાંય દેખાયો નહિ. હોત તો અપરિચિતને ઓરડીમાં દાખલ થતાં જ જરૂર એ ટકોર કરત. પાંચ છ મિનિટ સુધી આ પ્રમાણે ઉભા રહ્યા પછી ભારતી ધીમેથી બોલી:–"અપૂર્વબાબુ!"

અપૂર્વ ઉઠીને બેઠો થઇ ગયો અને એની તરફ એક વાર જોઈ પોતાની બન્ને ઘુંટણુમાં મોં છુપાવી ક્ષણભર ચૂપચાપ સ્થિર થઇ

રહ્યો, પછી મેં ઉંચું કરી સીધો થઈ ગયો. તુરંતમાં જ થયેલા માતૃવિયોગની સીમાહીન વેદના તેના ચહેરા પર છવાઈ રહી હતી; પણ આવેગનું ચાંચલ્ય જરા પણ હતું નહિ. શોકાચ્છન્ન ગંભીર દષ્ટિની સામે આ સંસારમાં સર્વ કાંઇ જાણે તને તદ્દન જુદું દેખાઇ રહ્યું હતું. ભારતીએ પોતાની સાડીની છાયા નીચે રહેનારા જે અપૂર્વને એક દિવસ જાણ્યો હતો એ તે ન હતો. આજે તેને જોઈ ભારતી ભારે આશ્ચર્યથી દંગ થઈ ગઈ. શું કહેવું, શું કહીને બોલાવવો, કંઈપણ એની સમજમાં ન આવ્યું પરંતુ એની મીમાંસા સ્વયં અપૂર્વે જ કરી દીધી.

"અહિંયાં બેસવા માટે કંઇ નથી ભારતી બધું ભીનું છે. તમે પેલી ટ્રંક પર બેસો." આખરે અપૂર્વ બોલ્યો.

ભારતીએ કંઈ જવાબ ન દીધો. બારણાનું બારસાખ પકડી જેમ ઉભી હતી એમને એમ એ સ્થિર ઉભી રહી એ પછી લાંબી-વાર સુધી બન્નેથી કંઇ પણ બોલાયું જ નહિ.

નોકર ગ્યાસલેટ લેવા બજાર ગયો હતો, એ અંદર દાખલ થતાંજ કંઈક વિસ્મિત થઈ ગયો. પછી હરિકેન લાલટેન ઉઠાવી બહાર ચાલ્યો ગયો.

"ભારતી બેસો." અપૂર્વે કહ્યું.

"હવે દિવસ નથી, બેસવાથી રાત પડી જશે"

"ત્યારે હમણાંજ ચાલ્યા જશો? જરા બેસી નહિ શકો?"

"મા અહિંયા આવ્યા હતા એની તો મને ખબર જ ન હતી." ભારતી ધીમેથી પેલી ટ્રંક પર બેસી થોડીવાર ચૂપ રહ્યા પછી બોલવા લાગી. "મેં તો એમને જોયા નથી. પણ મારી છાતીની અંદર જાણે આગ સળગી રહી છે. આ વિષયમાં હવે તમે મને

કાંઈ કહેશો નહિ." કહેતા કહેતા એની આંખોમાંથી આંસુઓ સરી પડયા.

અપૂર્વ સ્તબ્ધ થઈ બેસી રહ્યો.

"સમય પૂરો થઈ ગયો હતો. મા સ્વર્ગમાં પહોંચી ગઈ." ભારતી આંસુ લુછતા લુછતા બોલવા લાગી. "પહેલા વિચાર્યું હતું કે આ જન્મમાં હવે તમને મારૂં મોં નહિ દેખાડું પરંતુ તમને આ રીતે છોડીને હું રહી પણ કેમ શકું એ પણ કહો? સાથે ગાડી લાવી છું. ઉઠો, મારી સાથે ચાલો." વળી પાછી એની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

ભારતીને ડર હતો કે અપૂર્વ એકાએક શોકાતુર બની રોઈ ન પડે. પણ તેની સૂકી આંખોમાં આંસુના આભાસ સુદ્ધાં પણ દેખાયો નહિ.

"અશૌચનો કોઈ પાર નથી ભારતી, ત્યાં આવવું બરોબર નથી. બીજું, આ શનિવારની સ્ટીમરમાં મારે પાછા જવું છે." અપૂર્વે શાંત સ્વરે કહ્યું

"શનિવારને તો હજી ચાર દિવસની વાર છે. માના મૃત્યુ પછી જે થોડુંક અશૌચ રહે એ હું જાણું છું પણ એ શું હું બરદાસ્ત કરી નહિ શકું? શું આ ધર્મશાળાવાળા લોકો બરદાસ્ત કરશે?—ચાલો."

"નહિ," અપૂર્વે માથું હલાવી કહ્યું.

"'નહિ' કહેવાથી જ જો આ અવસ્થામાં જ તમને છોડીને જઈ શકતી હોત તો હું આવત જ નહિ અપૂર્વબાબુ." આટલું કહી એ ક્ષણભર ચૂપ રહી અને પાછી બોલી:—"આટલા દિવસ પછી હવે તમારાથી છુપાઈ—શરમાઈને ચાલ્યા જવાનું મને કંઈ

કારણ નથી. માની અંતિમ ક્રિયા તો હજુ બાકી છે; શનિવારની સ્ટીમરમાં તમારે ઘેરે જવું જ પડશે અને એ પછી શું થશે એ પણ હું જાણું છું. તમારી કોઇ પણ વ્યવસ્થામાં હું અડચણ નહિ નાખું, પણ આવા સમયમાં પણ જો હું તમને મારી આંખ સામે ન રાખી શકું તો હું તમારા સોમંદ ખાઈને કહું છું કે હું ઘરે જઇને આજે જ ઝેર ખાઇને મરી જઈશ, તો માનો શોક એથી વધી જશે, પણ ઘટશે નહિ અપૂર્વ બાબુ !"

અપૂર્વ નીચી નજર કરી થોડીવાર સુધી ચૂપચાપ બેસી રહ્યો.

"તો બોલાવો નોકરને, સરસામાન બધું બાંધી લે" અપૂર્વ. એકદમ ઉભો થઇ જઇ બોલ્યો.

સામાન બહુ જ થોડો હતો. બાંધીને ગાડીમાં ભરતા અડધા કલાકથી વધુ વખત લાગ્યો નહિ,

"આપના ભાઈ આવી નહિ શકે ?" રસ્તામાં ભારતીએ પૂછ્યું.

"નહિ, એમને રજા ન મળી."

"અહિંની નોકરી શું છોડી દીધી ?"

"હા. એક રીતે છોડી જ દીધી સમજો."

"માની ક્રિયા થઈ જવા પછી ઘરે જ રહેશો ?"

"નહિ, હવે મા નથી. જરૂર કરતાં એક દિવસ પણ હવે હું એ ઘરમાં રહી શકીશ નહિ"

અપૂર્વના છેલ્લા શબ્દો સાંભળી ભારતીના મોંમાથી ફક્ત એક દીર્ઘ નિઃશ્વાસ નીકળી ગયો.

## ૧૩

જનપથથી અત્યંત દૂર ગાઢ જંગલની વચ્ચે આવેલા જે જીર્ણ શીર્ણ ખંડિયેરમાં એક દિવસે અપૂર્વના અપરાધ પર વિચાર ચલાવવામાં આવ્યો હતો એ જમાના જૂના મકાનમાં આજે ફરીથી "પથેર દાબી" સમિતિની સભા ભરાઈ હતી. એ દિવસે ત્યાં જે દુર્જય ક્રોધ અને નિર્મમ પ્રતિહિંસાની આગ સર્વને વીંટાઈ વળી જળી રહી હતી, આજે એની એક ચિનગારી સુદ્ધાં પણ ન હતી. આજે ન તો એ વાદી હતો કે ન તો એ પ્રતિવાદી હતો; કોઈની વિરુદ્ધ કોઈની કોઈ પણ પ્રકારની ફરિયાદ ન હતી; આજે આશંકા મૃતઃપ્રાય થઈ રહી હતી. ભારતીની આંખોમાં આંસુ ચમકી રહ્યાં હતાં, સુમિત્રા નીચું મોં રાખી ચૂપચાપ બેઠી હતી. તલવરકર પકડાઈ ગયો હતો. લોહીથી ખરડાયેલો અને ક્ષત-વિક્ષત અવસ્થામાં આજે એ અવસ્થામાં હોસ્પીટાલમાં શ્વાસ લઈ રહ્યો હતો. હજુ સુધી પુરી શુદ્ધિ આવી ન હતી. એની સ્ત્રી પોતાની પુત્રીને લઈ અહીં તહીં આફતથી મારમાર ફરી રહી હતી, આખરે ભારે મુશ્કેલીથી કાલે સાંજે એને એક દક્ષિણી બ્રાહ્મણના ઘરે શરણ મળ્યું હતું. સુમિત્રાએ પત્તો મેળવી એના માબાપને તાર કરી દીધો હતો પણ એમનો હજુ સુધી કોઈ ઉત્તર આવ્યો ન હતો.

"તલવરકરનું શું થશે ભાઈ?" ભારતીએ આસ્તેથી પૂછ્યું.

"હોસ્પીટાલમાં જો જીવતો રહ્યો તો જેલ મળશે."

"ન પણ બચે?" ભારતી મનમાં ને મનમાં કંપી ઉઠી બોલી.

"અસંભવ તો નથી. બચી જશે તો લાંબી સજા થશે"

"એની સ્ત્રી, એની નાની શી પુત્રી,—એમનું શું થશે?"

ભારતી થોડીક વાર ચૂપ રહ્યા પછી પાછી બોલી.

"કદાચ દેશથી એના પિતા આવી પોતાના ઘરે લઈ જશે." સુમિત્રાએ જવાબ આપ્યો.

"કદાચ? ધારો કે કોઈ ન આવ્યું તો? ઘરમાં કોઈ ન હોય તો?"

"કાંઈ આશ્ચર્ય નથી. એ દશામાં અકસ્માત કોઇના મરી જવાથી એની અનાથ વિધવાની જે દશા થાય છે, એજ એની પણ થશે." ડાક્ટરે હસતા હસતા કહ્યું અને વધુ બોલતા અટકી પડયા. થોડીવાર મૌન રહ્યા પછી એ પાછા બોલ્યાઃ–'હું કાંઈ ગૃહસ્થ નથી કે મારી પાસે ધન–દૌલત હોય. પરદેશીઓના કાયદા કાનૂન મુજબ અમારી જન્મભૂમિમાં યે અમારા માટે કોઈ જગ્યા જ નથી, –જંગલી પશુઓની માફક અમે લોકો જંગલમાં છુપાતા ફરીએ છીએ,–ગૃહસ્થોના દુઃખ દૂર કરવાની શક્તિ અમારા લોકોમાં નથી ભારતી!"

"તમારા લોકમાં ન હોય પણ જે લોકોમાં છે–એ આપણા દેશના લોક શું એમના દુઃખ દૂર નથી કરી શકતા ભાઇ?" ભારતીએ વ્યથિત થઈ કહ્યું.

"પણ એ કરે શા માટે ભારતી? એ લોકોએ તો આવું કામ કરવાનું અમારા લોકોને કહ્યું જ નથી. બલ્કે ઉલ્ટાં અમારા લોકો એમની શાંતિમાં બાધક છીએ, એમના આરામમાં ખલલ નાખ્યા કરીએ છીએ, અમારા લોકો પ્રત્યે એ સહાનુભુતિની નજરે જોતા નથી. અંગ્રેજ લોકો દંભ સાથે પ્રચાર કરે છે કે ભારતવાસી સ્વાધીનતા ઇચ્છતા નથી એ કાંઇ તદ્દન ખોટું કહેતા નથી. વળી યુગ-યુગાન્તરના અંધકારમાં રહેતા રહેતા જેમની બન્ને આંખો આંધળી

થઇ ગઈ છે, એમની વિરુદ્ધ હાય-ગાયા કરવામાં શું લાભ છે, ભારતી ?" ડાકટરે જરા હસીને કહ્યું

થોડીવાર ચૂપ રહીને પાછા એ કહેવા લાગ્યાઃ—"પરદેશી રાજાની જેલમાં આજે જો તલવરકરને મરવું પણ પડે તો પરલોકમાંથી પોતાની આ પુત્રીને બારણે બારણે ભીખ માગતા જોઇને એની આંખોમાંથી આંસુ તો પડશે જ પણ એ નિશ્ચિત સમજજો કે દેશવાસીઓની વિરુદ્ધ ભગવાન પાસે પણ એ કોઇ જાતની ફરિયાદ નહિ કરે. હું એને ઓળખું છું—શરમના લીધે એના મોંમાંથી વાત પણ નહિ નીકળે."

"ઉફ્ ! " ભારતી અસ્ફુટ સ્વરે બોલી.

કૃષ્ણ અય્યર એમની ભાષા બોલી શકતો ન હતો પણ વચ્ચે વચ્ચે થોડું ઘણું સમજી શકતો હતો. એણે ડોક હલાવી કહ્યુંઃ— "ઇયેસ ટ્રુ !"

"હા, એ સાચું છે" ડાકટર બોલ્યા. "એ તો ક્રાંતિકારીઓનું પરમ લક્ષણ છે. રોવું શા માટે ? ફરિયાદ કોને કરવી ? પોતાના ભાઇને ફાંસી થવાના સમાચાર જ્યારે કદીયે તમે સાંભળો ત્યારે સમજી લેજો કે પરદેશીઓના હુકમથી એ ફાંસી પોતાના જ દેશના કોઈ માણસે એના ગળામાં પહેરાવી હતી. પહેરાવે જ. કસાઇખાનામાંથી ગોમાંસ ગોત્રો જ બહાર લઇ જાય છે પણ એની ફરિયાદ શા માટે બ્હેન ?"

"ભાઈ, શું આ તમારા લોકોના કામનું ફળ છે ?' ભારતીએ એક ઉંડો નિસાસો નાખી કહ્યું.

ડાકટરની આંખો સળગી ઉઠી

"એ શું મામુલી ફળ છે ભારતી ? હું જાણું છું કે દેશના

લોક એની કિંમત નહિ સમજે, સંભવ છે કે મજાક પણ કરશે, પરંતુ જે કોઇને કોઇ દિવસ એનું ઋણ પાઈએ પાઇ સુદ્ધાં ચુકવવું પડશે એના મોં પર આસાનીથી હસવું નહિ આવે." કહેતા કહેતા ડાક્ટર આપોઆપ હસી પડયા અને પાછા બોલ્યા:–" ભારતી, તમે પોતે ખ્રિસ્તી હોવા છતાં તમારા ધર્મની મૂળ વાત જ ભૂલી ગયા ? ભગવાન ઈશુનો રક્તપાત શું તમે સમજો છો કે દુનિયામાં વ્યર્થ જ ગયો છે ?"

બધાય સ્તબ્ધ થઈ બેસી રહ્યા.

" તમે લોકો તો જાણો છો કે હું વ્યર્થ નરહત્યાનો કદીયે પક્ષપાતી નથી. એની તો હું અંતઃકરણથી ઘૃણા કરૂં છું. મારા હાથે હું એક કીડી પણ મારી શકતો નથી; પણ જરૂર પડયે–કેમ સુમિત્રા બોલતી નથી ?" ડાકટરે પાછા કહ્યું.

" એ મને માલુમ છે. મારી સગી આંખે હું બે વખત જોઇ ચૂકી છું." સુમિત્રાએ અનુમોદન કરતા કહ્યું.

" દૂરથી આવી જે લોકોએ અમારી જન્મભૂમિને કબજે કરી રાખી છે,–અમારી મનુષ્યતા, અમારી માન–મર્યાદા, અમારી ભૂખનું અન્ન અને તરસ છીપાવવાનું પણ–સર્વ કાંઇ જે લોકોએ લીધું છે એમને તો અમારી હત્યા કરવાનો અધિકાર છે અને અમને જ નહિ ?–આ–ધર્મ–બુદ્ધિ તમને કયાંથી મળી ભારતી ? છિઃ" ડાકટરે કહ્યું.

પરંતુ આજે ભારતી પ્રભાવિત ન થઈ. એણે જોરથી માથું હલાવી કહ્યું:–" નહિ ભાઇ, તમે મને કોઈ રીતે શરમિન્દી નહિ કરી શકો. એ બધી જરી પુરાણી વાતો છે. પ્રતિહિંસાના માર્ગમાં પ્રવૃત્ત રહેનારાઓ જ એવી વાતો કરે છે. પણ એ કોઇ આખરી વાત નથી.

દુનિયામાં એથી પણ મોટી, વિશેષ મોટી અનેક વાતો મોજુદ છે."

"સંભળાવો તો એ શું છે?" ડાકટરે કહ્યું.

"હું નથી જાણતી પણ તમે જરૂર જાણો છો." ભારતીએ આવેશમાં આવી જઈ કહેવા માંડયું. "જે વિદ્વેષે તમારી સત્ય બુદ્ધિને આ પ્રમાણે એકદમ ઢાંકી દીધો છે એને હઠાવી દઈ–દૂર કરી એકવાર તમે શાંતિના માર્ગમાં પાછા આવો, એવી કોઇ સમસ્યા આ દુનિયામાં નથી કે જે તમારા જ્ઞાન અને પ્રતિભાની આગળ પરાજય સ્વીકાર ન કરે. જોર સામે જોર, હિંસા સામે હિંસા, અત્યાચારની સામે અત્યાચાર, એ તો બર્બરતાના જમાનાથી જ ચાલ્યા આવ્યા છે. એથી મહાન વાત શું કોઈ હોઇ જ શકતી નથી?"

"શું હોઈ શકે છે એ કોણ બતાવશે?"

"તમે બતાવો." ભારતીએ કોઈ પણ પ્રકારના સંકોચ વગર કહ્યું.

"એ માટે મને માફ કરો બ્હેન! સાહેબના બુટો નીચે ચિત્ત પડયું હોય છે, તેમાં શાંતિની વાણી મારા મોંથી બરાબર નહિ નીકળે, ફીચકાઈ જઇશ. એ ભાર શશિ પર છોડી દો. તમારા ખાતર કદાચ એ એમ કરી શકશે" આટલું કહી ડાકટર હસવા લાગ્યા.

"તમે મજાકમાં વાત ઉડાડી દીધી પણ જેમના પ્રતિ તમારો આટલો વિદ્વેષ છે એ અંગ્રેજ મિશનરીઓને મેં આ બાબતમાં અનેક વખત કહ્યું છે અને એ ખરેખર બહુ જ આનંદિત થાય છે." ભારતીએ ઉદાસ થઇ કહ્યું.

"એ અત્યંત સ્વાભાવિક છે ભારતી! સુંદર વનમાં નિરભ્ર ઉભા રહી જો શાંતિની વાણી સંભળાવવામાં આવે તો વાઘ વરૂઓ

અને સિંહો ખુશ થવા જ જોઇએ, એ તો સાધુઓ રહ્યાને !" ડાકટરે ભારતીનું કથન માન્ય કરતાં કહ્યું.

ભારતીએ આ વ્યંગ પર ધ્યાન દીધું નહિ.

" આજે ભારતનું ભલે એટલું ભારે દુર્ભાગ્ય હો પણ હંમેશાં એવું ન હતું. કોઇ એક દિવસ ભારત સભ્યતાના ઉચ્ચ શિખર પર આરૂઢ હતું. એ દિવસે ભારતે હિંસા–વિદ્વેષનો નહિ બલ્કે ધર્મ અને શાંતિનો મંત્ર જ ચારે તરફ પ્રચારિત કર્યો હતો. મને વિશ્વાસ છે કે એ દિવસ ફરી આપણા લોકો સમક્ષ આવશે !" ભારતીએ કહ્યું.

ઘણીવારથી ભારતીની વાતો સાંભળી શશિનું કવિ–ચિત્ત શ્રદ્ધા અને અનુરાગથી વિગલિત થઈ રહ્યું હતું. એ ગદ્‌ગદ્‌ કંઠે એકદમ બોલ્યો:–" ભારતીની વાતોનું હું પુરેપુરી રીતે અનુમોદન કરૂં છું ડાકટર. મારો પણ એ જ વિશ્વાસ છે કે ભારતની એ સભ્યતા ફરી પાછી આવશે, આવશે ને આવશે જ !"

" તમે લોકો ભારતના કયા યુગની વાત કહી રહ્યા છો એની મને ખબર નથી, પણ સભ્યતાની એક સીમા તો જરૂર છે." ડાકટરે બન્નેના મોં તરફ જોતા જોતા કહેવા માંડયું. " જો ધર્મ અહિંસા અને શાંતિનો નશો એના પર હુમલો કરી બેસે તો પછી મોત જ સામે આવે છે. પછી કોઈ દેવતા પણ એની રક્ષા કરી શકતો નથી. ભારતે હૂણોની પાસે ક્યારે પરાજય સ્વીકાર કર્યો એ જાણો છો ? જ્યારે એ લોકોએ ભારતના બચ્ચાંઓને મશાલની માફક બાળવા શરૂ કર્યાં હતા અને નારીઓની પીઠની ખાલથી લડાઈના વાજા બનાવવા શરૂ કર્યાં હતા ત્યારે એ કલ્પનાતીત નૃશંસતાનો જવાબ દેવો ભારતીઓ શીખ્યા ન હતા એનું ફળ શું આવ્યું ? દેશ ગયો, રાજ્ય ગયું, દેવ–મંદિર નાશ પામ્યા,–એ

અસમર્થતાની સજા હજુ આપણા લોકોની પૂરી નથી થઇ."

"તમે કવિની કવિતા સંભળાવ્યા કરો છો કે 'દેશ ગયો તો શું દુઃખ છે? ફરીને તમે લોકો માણસ બનો!' પણ દેશને પાછો લે એવો લાયક માણસ બનવાનું તમે કહો છો કોને એ તો કહો? તમે વિચારતા હશો કે માણસ બનવાનો રસ્તો તદ્દન ખુલ્લો થઇ સાફ પડયો છે; વિચારતા હશો કે દેશના દરિદ્રનારાયણની સેવા કરવાને અને મેલેરિયામાં કવીનાઇન વહેંચતા ફરવાને જ માણસ બનવાનું કહેવાય છે? એમ નથી. વાસ્તવમાં મનુષ્ય બની પેદા થવાના સન્માન-જ્ઞાનને જ માણસ બનવું કહેવાય છે,—મૃત્યુના ભયથી મુકત થવાને જ માણસ બનવું કહેવાય છે." ભારતી તરફ ધ્યાન આપીને ડાકટરે કહ્યું.

થોડીવાર ચૂપ રહી પાછા ડાકટર કહેવા લાગ્યાઃ—"તમારી કોઇ ખાસ કસુર નથી ભારતી. એમના વાતાવરણમાં ઉછરી તમે આટલા મોટા થયા છો, એથી તમારા મનમાં આ વાત ઠસી ગઇ છે કે ખ્રિસ્તી સભ્યતા કરતાં અન્ય કોઇ સભ્યતા જ નથી. વળી મજા તો એ છે કે એથી અધિક જુઠ્ઠી વાત પણ બીજી કોઇ નથી. સભ્યતાનો અર્થ શું ફકત માણસને મારવાની મશીનો બનાવવી એ છે? દુરાત્માઓના માટે છળની ખામી નથી, એટલે જ આત્મરક્ષાના માટે છળથી એ લોકોની નિત્ય નવી સૃષ્ટિનો પણ અંત નથી. જો સભ્યતાનો કંઇ પણ અર્થ હોય તો એજ છે કે અસમર્થ અને કમજોરના ન્યાયોચિત હક્ક જબરજસ્તીથી—બહુબળથી પરાસ્ત ન થાય. કયાંય જોઇ છે એમની આવી નીતિ? કયાંય પણ દેખ્યા છે એમને આ ન્યાયને ગૌરવ આપતા? એક દિવસે તમને મેં કહ્યું હતું કે દુનિયાનું માન-ચિત્ર જરા આંખ ખોલીને જુઓ, યાદ આવે છે એ વાત? યાદ આવે છે એ મારા મોંથી સાંભળેલી ચીન દેશના બકસર વિદ્રોહની કહાણી? સુસભ્ય યુરોપિયન શકિતશાળીઓએ એમના ઘર પર આક્રમણ કરી એમની પાસેથી જ બદલો લીધો એના આખળ જંગી-

સખાન અને નાદિરશાહની નૃશંસ કહાણી કાંઈજ નથી. સૂર્ય આગળ દીવા જેવી એ તદ્દન તુચ્છ છે. હેતુ ગમે એટલો તુચ્છ અને અન્યાયયુક્ત કેમ ન હોય પણ લડાઈનું બહાનું મળતાં જ એ જરાકે અચકાતા નથી. બુઢા, બચ્ચા, સ્ત્રી, કોઇ પણ કેમ ન હોય, પણ એમને જરાકે સંકોચ કે વિઘ્ન નડતા નથી. જેમાં પાપની સીમા નથી ભાળતી, એવા ઝેરી ગેસથી નરહત્યા કરવામાં પણ એમની નૈતિક બુદ્ધિ વાંધો નથી લેતી. ઉદ્દેશ્ય સિદ્ધિ માટે એ લોક કોઇ પણ ઉપાય અને કોઇ પણ રસ્તાને પવિત્ર સમજે છે. નીતિના વાંધાઓ અને ધર્મની રૂકાવટો શું આપણા—દેશનિકાલ અને પદદલિતો માટે જ છે? એમના માટે નહિ?"

ભારતીથી કોઈ ઉત્તર આપવાનું બન્યું નહિ. એ ચૂપચાપ જ બેસી રહી. આ બધા અભિયોગોનો પ્રતિવાદ કરવાનું એ ક્યાંથી જાણે? જે નિર્મમ છે, અત્યંત દૃઢ-ચિત્ત અને શંકાહીન છે, જે ક્ષમાહીન ક્રાંતિકારી છે, જ્ઞાની છે, બુદ્ધિ અને પાંડિત્યમાં જેની જોડ નથી, પરાધીનતાની ન બુઝાય એવી આગ જેના સમસ્ત શરીર અને મનમાં રાત-દિવસ દીપ-શિખાની માફક બળી રહી છે, એને યુક્તિઓથી પરાસ્ત કરવાની સામગ્રી એને ક્યાંથી મળે? એની પાસે એનો કોઇ જવાબ ન હતો. એની ભાષા ગુંગી થઇ ગઈ પરંતુ એનું કલુષ-હીન નારી-હૃદય આંધળી કરૂણાથી ચૂપચાપ શિર ધુણાવવા લાગ્યું.

સુમિત્રાએ ઘણા દિવસોથી આ પ્રકારની ચર્ચામાં ભાગ લેવો બંધ કર્યો હતો. આજે પણ એ નીચી નજર કરીને ચૂપચાપ બેઠી રહી પણ અસહિષ્ણુ થઇ ગયો કેવળ કૃષ્ણ અય્યર. આ આલોચનાની અધિકાંશ વાતો એની સમજમાં આવી નહોતી. આ નીરવતાની વચ્ચે એણે પૂછ્યું:—" આપણી સભાનું કામ શરૂ થવામાં હવે કેટલો વિલંબ છે?"

"જરાકે વિલંબ નથી. સુમિત્રા તમારૂં જાવા જવાનું નક્કી રહ્યુંને ?" ડાકટરે કૃષ્ણ અય્યરને જવાબ આપી સુમિત્રાને પૂછ્યું.

"હા."

"ક્યારે ?"

"કદાચ બુધવારે. ગયા શનિવારે જઇ ન શકી."

"'પથેર-દાબી' સમિતિને તમે બિલકુલ છોડી દીધી ?"

"હા." સુમિત્રાએ માથું હલાવી કહ્યું.

આના ઉત્તરમાં ડાકટર જરા હસી પડયા. પછી ખિસ્સામાંથી કેટલાક ટેલિગ્રામ કાઢી સુમિત્રાના હાથમાં આપતા ડાકટરે કહ્યું:- "આ વાંચી જુઓ, હીરાસિંહ કાલ રાતે આપી ગયો છે."

અય્યર એના પર ઝૂકી પડયો. ભારતીએ બળતી મીણબત્તી ઉંચકી લીધી. લાંબા ટેલીગ્રામ હતા, અંગ્રેજી ભાષામાં હતા, અર્થ પણ સ્પષ્ટ હતો. સુમિત્રાનો ચહેરો ગંભીર થઇ ગયો. બે ત્રણ મિનિટ પછી એણે મોં ઉંચું કરી કહ્યું:-"કોડના બધાય શબ્દ મને યાદ નથી. આપણા લોકોની શેંઘાઇની જેમેકા કલબ અને કુમરે તાર મોકલ્યા છે, એ સિવાય બીજી કાંઇ સમજ પડતી નથી."

"કુમરે કેન્ટોનથી તાર મોકલ્યો છે," ડાકટરે કહેવા માંડયું; "શેંઘાઇની જેમેકા કલબને પડો પાડતાં પહેલાં જ પોલીસે ઘેરી લીધી હતી, ત્રણ માણસો પોલીસના અને એક આપણો વિનોદ માર્યા ગયા. બન્ને ભાઇ મહેતાબ અને સૂર્યસિંહ એકી સાથે ગિરફતાર થઇ ગયા છે. અયોધ્યા હોંગકોંગમાં છે. દુર્ગા અને સુરેશ પિનાંગમાં છે. સિંગાપુરની જેમેકા કલબના માટે પોલીસ સારાયે શહેરને બારીકાઇથી તપાસી રહી છે. કુલ સમાચાર આટલા જ છે."

ખબર સાંભળી કૃષ્ણ અય્યરનો ચહેરો ફીક્કો પડી ગયો, એના મોંમાંથી ફકત એક જ શબ્દ નીકળ્યો, "ડન ! સર્વનાશ થઇ ગયો!"

"એ બન્ને ભાઇઓ રેજિમેન્ટ છોડી ક્યારે અને શા માટે શેંઘાઇ જઇ પહોંચ્યા એ કાંઇ માલુમ નથી. સુમિત્રા, વજેન્દ્ર ખરેખર

ક્યાં છે એ જાણો છો?' ડાકટરે પૂછ્યું.

પ્રશ્ન સાંભળી સુમિત્રા પત્થર જેવી થઇ ગઇ.

"જાણો છો?"

પહેલાં તો એના ગળામાંથી કોઈ તરેહનો અવાજ જ ન નીકળ્યો. પછી ડોક હલાવી બોલી, "નહિ!"

"એ એવું કામ કરી શકે છે એમ મને તો વિશ્વાસ પડતો નથી." કૃષ્ણ અય્યરે કહ્યું.

ડાકટર 'હા' કે 'ના' કંઇ પણ કહ્યા વગર ચૂપચાપ સ્થિર બેસી રહ્યા.

"વ્રજેન્દ્રને માલુમ છે કે આપ પગપાળા બમીથી બહાર ચાલ્યા ગયા છો." શશિએ કહ્યું.

ડાકટર આ વાતનો કંઇ પણ જવાબ આપ્યા સિવાય જેમ ને તેમ સ્થિર બેસી જ રહ્યા.

કોઇના મોંમાંથી કોઇ વાત ન નીકળી. બધાય મૂર્તિની માફક નીરવ બેસી રહ્યા. સામે રેલિમાફના કામળો પડયા હતા. મીણબત્તી બળીને પૂરી થઇ રહી હતી. શશિએ બીજી સળગાવી જમીન પર મુકી દીધી. દસેક મિનિટ આ પ્રમાણે નીરવતા રહ્યા પછી અય્યરના દેહમાં કંઇક ચેતના જેવુ દેખાયું. એણે ખિસ્સામાથી સિગારેટ કાઢી અને એને મીણબત્તીથી સળગાવી ધુમાડાના ગોટેગોટા કાઢતા કહ્યું:—
"નાઉ ફિનિશ્ડ! હવે બધુંય ખતમ થયુ!"

ડાકટરે એના ચહેરા તરફ જોયું. ઉત્તરમાં એણે સિગરેટનો ફરી એક દમ ખેંચી ફક્ત ધુમાડા કાઢયા. શશિ દારૂ ના પીતો હતો પણ તમાકુનો ધુમાડો એનાથી સહન નહોતો થતો; છતાંય એણે એકાએક ચિરૂટ સળગાવી ઘર આખાને ધુમાડ થી ભરી દીધું.

"વર્સ્ટ લક! વી મસ્ટ સ્ટોપ! અત્યંત દુર્ભાગ્ય! હવે આપણે અટકવું જ પડશે!" અય્યરે કહ્યું.

"હું તો પહેલાથી જ જાણુતો હતો કે કંઇ થવા કરવાનું નથી, ફક્ત–" શશિએ બોલવા માંડયું, પણ ડાક્ટરે એને વધુ બોલતા અટકાવવા સુમિત્રાને પુછ્યુંઃ–"તમે ક્યારે જવાનું કહ્યું? બુધવારે?"

"હા." સુમિત્રાએ આંખ ઉંચી કરીને જોયા વગર માથું હલાવી કહ્યું.

"આટલી મોટી દુનિયાભરમાં પ્રસરાયેલી શક્તિશાળી રાજશક્તિની વિરૂદ્ધ ક્રાંતિની કોશિશ કરવી એ કેવળ વ્યર્થ જ નહિ પરંતુ ગાંડપણ પણ છે. હું તો શરૂથી કહેતો આવ્યો છું ડાક્ટર કે આખર સુધી કોઇ પણ નહિ રહે." શશિએ પાછું બોલવા માંડયું.

અય્યર પોતે શું સમજ્યો એ તો એ જાણે પણ મોંમાંથી બેસુમાર ધુમાડો કાઢતો બોલ્યો–"દ્રુ! સાચું છે!"

"આપણા લોકોની આજની સભા બરખાસ્ત થાય છે." ડાક્ટરે એકાએક ઉભા થઇ જઇ કહ્યું.

સાથેસાથ બધા જ ઉઠી ઉભા થયા અને પોતપોતાનો અભિપ્રાય જાહેર કર્યો. ફક્ત એક ભારતી જ ચૂપ રહી. એ ચૂપકીદીથી ડાક્ટર પાસે આવી ઉભી રહી, અને એમનો જમણો હાથ પોતાની મુઠ્ઠીમાં પકડી આસ્તેથી બોલીઃ–"ભાઈ, મને કહ્યા વગર ચાલ્યા તો નહિ જાઓને?"

ડાક્ટરે કંઇ કહ્યું નહિ, ફક્ત પોતાની વજ્ર જેવા કઠોર હાથથી જે કોમળ હાથને પકડી રાખ્યો હતો એને જરા દબાવી એ ત્યાંથી ચાલ્યા ગયા.



૧૪

બીજા દિવસે સવારથી જ આકાશમાં ધીરેધીરે વાદળો જમા થઈ રહ્યા હતા; રાતે વરસાદના થોડાક છાંટા પડયા હતા અને આજે બપોરથી તો મૂશળધાર વરસાદ વરસવો અને જોરથી પવન ફુંકાવો શરૂ થઈ ગયો હતો. કાલે ભારતીએ સુમિત્રાને જવા દીધી ન હતી. આજે ખાઇ પીને એ ઘરે જઈ શકે એમ પરસ્પર નક્કી કર્યું હતું. પરંતુ આજે એવા તોફાન અને મેહ શરૂ થયા કે નદીના સામા પારની વાત તો દૂર રહી પણ મકાન બહાર પગ મુકવો જ કઠિન થઈ ગયો હતો. વિરામ ન હતો, વિશ્રામ ન હતો,—સાંજ થતાં થતાં તો તોફાન અને મેહ વિશેષ વધી ગયા. શશિ હિન્દુ હોટલમાં રહેતો હતો. બપોરે ભારતીના ઘરે મળવા આવ્યો હતો, એ હજુ સુધી પાછો ફરી શકયો નહિ. કયારે દિવસ પુરો થયો અને કયારે સાંજ વીતી ગઈ, કંઇ માલુમ પડયું નહિ. ભારતીના ઉપરના ઓરડાની બધીયે બારીઓ બંધ હતી. બત્તી પેટાવી બધા બેસીને ગપ્પા સપ્પા મારતા હતા. સુમિત્રા પગથી માથા સુધી ઓઢીને આરામ ખુરશી પર સુતી હતી, શશિ પલંગ પર તકીઓ ટેકાવી બેઠો હતો, અપૂર્વ નીચે કામળો પાથરી પડયો હતો અને ફળાહાર માટે ભારતી દાતરડા વતી ફળ છોલી રહી હતી. પાસે જ એક તરફ સ્ટવ પર મગની દાળની ખીચડી ચઢી રહી હતી.

અપૂર્વ કહી રહ્યો હતો કે સંસાર પર પોતાનું ચિત્ત ઉદાસ થઇ ગયું છે, હવે પોતાના માટે સંન્યાસ જ એક માત્ર રસ્તો રહ્યો છે. શશિ આ પ્રસ્તાવનું અનુમોદન ન કરી શકયો. એ યુક્તિઓ અને દલીલો કરી જે ખંડન કરી સમજાવી રહ્યો હતો કે આ કુવિચાર સારો નથી કારણ કે સંન્યાસમાં હવે કંઈ મજા રહી નથી. બલ્કે બારિસાલ કોલેજમાં પ્રોફેસરની જગ્યા માટે જે અરજી કરી છે એ મંજુર થઇ જાય તો એ સ્વીકાર કરી લેવું વધારે સારૂં છે.

અપૂર્વ આથી દુઃખીત થયો, પણ કંઈ બોલ્યો નહિ. ભારતીને સર્વ કાંઇ માલુમ હતું એથી એણે એનો જવાબ દેતાં કહ્યું:—"જીવનમાં મોજ માણતા હરવા ફરવા સિવાય માણસ માટે શું બીજો કોઇ મોટો ઉદ્દેશ્ય હોઇ નથી શકતો શશિબાબુ? સંસારમાં સર્વની દ્રષ્ટિ એક સરખી હોતી નથી."

એની વાત કરવાની રીતથી શશિ લજ્જિત થઇ ગયો.

"હજુ અપૂર્વબાબુના મનની અવસ્થા સારી ન હતી. આ વખતે એમના ભવિષ્યના વિષયમાં આલોચના કરવી કેવળ નિષ્ફળ જ નહિ બલ્કે—" ભારતીએ ફરીથી કહેવા માંડયું, પણ શશિ વચ્ચે બોલી ઉઠયો.—"મને ખ્યાલ નહોતો ભારતી."

ખ્યાલ ન રહેવો એ શશિના માટે કોઈ આશ્ચર્યની વાત ન હતી. દરમ્યાનમાં અપૂર્વને એક આઘાત લાગ્યો હતો. એ ભારતીના સિવાય બીજું કોઇ જાણતું ન હતું. સાંસારિક દ્રષ્ટિએ એનું ફળ અને પરિણામ માતૃવિયોગથી કંઈ ઓછું ન હતું. જનનીના મૃત્યુ સમાચાર મળતા અપૂર્વના ભાઈ વિનોદ બાબુએ દુઃખિત થઇ તાર મોકલ્યો હતો. એમાં દુઃખ પ્રકટ કરવા સિવાય બીજુ કાંઈ નહોતું લખ્યું. આ વાતનો ખ્યાલ કરીને કે મા ગુસ્સા અને સંભવતઃ અત્યંત અપમાનિત થઈ આખરે ગંગાહીન મ્લેચ્છદેશ બર્મામાં આવી હતી, અપૂર્વ દુઃખ અને ક્ષોભથી પાગલ જેવો થઇ ગયો હતો. કલકત્તા પહોંચી જ્યારે તેણે માના બર્મા ચાલ્યા જવાના સમાચાર સાંભળ્યા ત્યારે બે દિવસ સુધી તેણે ખાધાપીધા કે ઉંધ્યા કર્યા વગર જ વીતાવ્યા હતા. અને ચાલતી વખતે તે ઘણો કજીયો કરીને આવ્યો હતો. આમ છતાંય તેને નિઃસંદેહ એવો ભરોસો હતો કે પોતે સૌથી નાનો ભાઈ હતો એટલે આટલી મોટી ભયંકર દુર્ઘટનામાં ઘરેથી કોઇને કોઇ પોતાને તેડવા માટે જરૂર આવશે. મહારાજ ઘર પર હાજર હોત તો શું થાત એ કહી શકાતું નથી પણ એ ત્યાં ન હતો. રજા લઈને પોતાને દેશ ગયો હતો.

દેશી બ્રાહ્મણ પુરોહિત અહિંયા પણ હતો. આજ સવારે અપૂર્વે ભારતીને કહ્યું હતુ:—"હું કલકત્તા જવાનો નથી. જેવું બનશે એવું અહિંયા જ મારી માનુ શ્રાધ્ધ કરી લઈશ."

માના એકાએક બર્મા રવાના થવાનું કારણ છોકરાઓ પ્રતિ એનું દુર્જયમાન-અભિમાન હતુ એ વાત અપૂર્વને કલકત્તામાં માલુમ પડી ગઈ હતી, પણ એમાં ખ્રિસ્તી છોકરી ભારતીની કહાણીનો કેટલો અંશ સામેલ હતો એ તેને માલુમ નહોતું પડયું. ભયંકર રોગથી પીડિત બેહોશોમાં કંઈ કહી શકી નહિ અને વિનોદબાબુએ ગુસ્સામાં કંઇ કહ્યું નહિ.

"કોઇ નીચેનું બારણું ખોલી અંદર દાખલ થઈ રહ્યું છે ભારતી!" સુમિત્રા એકાએક માથું ઉઘાડી ઉઠી ઉભી થઇને બોલી.

ભયંકર તોફાન અને મેહના લગાતાર ઝરઝર શબ્દમાં બીજુ કાંઇ સાંભળવું મુશ્કેલ હતું. આશંકાથી સૌ ચોંકી પડયા. ભારતીએ ક્ષણભર કાન ઉંચા કરી ધ્યાન દઈ સાંભળી કહ્યું—"નહિ, કોઈ નથી. અપૂર્વ બાબુનો નોકર નીચે બેઠો છે."

પરંતુ બીજી જ ક્ષણમાં સીડી પર પરિચિત પગલાંનો અવાજ સાંભળી એ ભારે ખુશીથી બોલી ઉઠી:—"અરે, એ તો ભાઈ આવી રહ્યા છે! એક હજાર, દસ હજાર, વીસ હજાર, એક લાખ વેલકમ!" હાથમાંના ફળ અને દાતરડું નીચે મુકી દઇ એ દાદર પર દોડી ગઇ અને બોલી;—"એક કરોડ, દસ કરોડ, હજાર કરોડ ગુડ ઈવનીંગ ભાઈ, ચાલો, જલ્દી આવો!"

"ગુડ ઇવનિંગ! ગુડ ઇવનિંગ! ગુડ ઈવનિંગ!" સવ્યસાચીએ ઓરડામાં આવી પોતાની પીઠ પરનો ભારે ખડિયો ઉતારતા ઉતારતા હસીને કહ્યું.

ભારતીએ એમના બન્ને હાથ પોતાની તરફ ખેંચતા ખેંચતા કહ્યું:–" આ જુઓ બાઇ, તમારા માટે ખીચડી બની રહી છે. પહેલાં આ ઓવરકોટ કાઢી નાખો. ઉ:ફ,–બુટફુટ બધુંય ભીનું થઇ ગયું છે, ઉભા રહો, હું એ બધું પહેલા ખોલી દઉં" કહી એ પહેલાં કોટ ખોલવો કે નીચા વળી બુટની વાધરી છોડવી એ નક્કી કરી શકી નહિ. છેવટે એમને પકડીને ખુરસી પર બેસાડતી બોલી:–" પહેલાં હું બુટ ખોલી દઉં. વારૂ, આવા તોફાન અને વરસાદમાં ગાડીમાં બેસી કેમ ન આવ્યા? વારૂ ભાઈ, સવારે શું ખાધું હતું? પેટ ભરાઈ ગયું હતું? સાભળ્યું છે કે મહારાજે આજે હોટલમાં માંસ બનાવ્યું છે, દોડીને લઈ આવું એક વાડકામાં? ખાશો? સાચું કહો?"

" અરે આ આજે મને ગાંડો બનાવી દેશે કે શું?" ડાકટરે હસતાં હસતાં કહ્યું.

ભારતીએ બુટ ખોલી દઈ ઉઠી ઉભી થઈ એમના માથા પર હાથ રાખી કહ્યું:–" લો, જે ધારી હતી એ વાત ન થઇ! ઠીક, જાણે નહાઈ આવ્યા હો!" કહી એ વરગણીએથી ટુવાલ લઈ આવી. મિનિટભરની અંદર એણે એવી બાલ્યાવસ્થા સુલભ ચંચળતા દાખવી કે શશિ હસી પડયો.

" આપને જાણે ભારતીએ પાંચ દસ સાલ પછી દેખ્યા લાગે છે!" શશિએ કહ્યું.

" એથી પણ વધુ મુદત પછી " કહેતા કહેતા ડાકટરે ભારતીના હાથમાંથી ટુવાલ લઈ લીધો અને વળી કહ્યું:–" એના લાડને લીધે મારો દમ નીકળી રહ્યો છે."

" દમ નીકળી રહ્યો છે? તો બેસી રહો." કહી ભારતી કૃત્રિમ અભિમાન બતાવતી દાતરડું લઈ ફળ છોલવા–કાપવા બેસી ગઈ. આવા મોકા પર કોઈ પણ પ્રકારના ભરોસા વગર પોતાના આ બન્ધુ, સખા અને સહોદરથી પણ અધિક આત્મીયના આગમનથી ભારતીનું

હૃદય સ્નેહ, શ્રદ્ધા, ગર્વ અને સ્વાર્થહીન નિષ્પાપ પ્રેમથી એવું ભરાઈ આવ્યું કે એ પોતાને સંભાળી શકી નહિ. એના વરતાવમાં જો કંઈક વધુ પડતું હતું તો એમાં આશ્ચર્યની શી વાત હતી? સુમિત્રા જે ચૂપચાપ બેસી રહી હતી એ હજુયે ચૂપ જ રહી. પરંતુ અત્યાર સુધી એની આંખોની સામે જે ઘૃણા અને નિગૂઢ ઈર્ષ્યાનો દુર્ભેદ્ય પડદો પડયો હતો એ એકાએક દૂર થઈ ગયો અને એને આ બે નર–નારીઓની વચ્ચે નિર્મળ સૌહાર્દની સ્વચ્છ ઓતસ્વતીની ધારાના સિવાય બીજું કાંઈ દેખાયું જ નહિ. ક્ષણભર માટે પણ કદીયે ત્યાં કલુષનો સ્પર્શ થયો હશે એવી કલ્પના કરતાં એનું માથુ નીચું નમી ગયું. છુપાવવા કે શરમાવા જેવું ભારતીમાં કાંઈ હતું નહિ એટલે એ સવ્યસાચીની પોતાની એટલી થઈ ગઈ હતી,–સુમિત્રા એ વાતને આજે બરોબર સમજી ગઈ.

અત્યાર સુધી ભારતી, ભાઈ માટે વ્યસ્ત હતી. હવે એનું ધ્યાન ખડિયા પર ગયું. ઉદ્વિગ્ન આશંકાથી ત્રસ્ત થઈ એણે પુછ્યું:–"વારૂ ભાઈ, આવા તોફાન અને વરસાદમાં તમારા આ સહચરને સાથે કેમ લાવ્યા છો? ક્યાંય ચાલ્યા તો નથી જતાને? ખોટું કહીને ધોખો ન દેતા પહેલાથી જ કહું છું, હો!"

ડાકટરે હસવાની કોશિશ કરી પણ એમના ચહેરા પર હાસ્ય સ્ફુર્યું જ નહિ, એમ છતાંય એમણે હસવાની રીત જરા હલકી કરી કહ્યું:–"જાઉં નહિ તો શું રામદાસની માફક ગિરફતાર થઈ જાઉં!"

"વાત તો બિલકુલ સાચી છે." શશિએ માથું હલાવતા કહ્યું.

"બિલકુલ સાચી છે! આપ શું જાણો છો શશિબાબુ કે અભિપ્રાય આપી રહ્યાં છો?" ભારતીએ ગુસ્સે થઈ કહ્યું.

"વાહ, જાણતો કેમ નથી!"

"કંઈ જ જાણતા નથી."

"લડવા ઝઘડવામાં ખીચડીનો સ્વાદ જતો રહેશે. વારૂ અપૂર્વ-બાબુ કાલની સ્ટીમરમાં ગયા વિના શું આપ બરોબર વખતસર નહિ પહોંચી શકો?" ડાક્ટરે હસતા હસતા કહ્યું.

"માનું શ્રાદ્ધ હવે હું અહિંયા જ કરવા માગું છું ડાક્ટર!" અપૂર્વે ગંભીરતાપૂર્વક કહ્યું.

"અહિંયા? એનું કારણ?"

અપૂર્વ મૌન રહ્યો. ભારતીએ પણ કાંઈ જવાબ ન દીધો.

ડાક્ટર મનમાં ને મનમાં સમજી ગયા કે કોઈ વાત થઈ ગઇ છે જે કહેવાની નહિ હોય. એ બોલ્યા–"સારી વાત છે, બરોબર છે, તો પછી ત્યાં જવાની પણ જરૂર છે? નોકરી મળી કે નહિ?"

અપૂર્વે એનો પણ કોઈ ઉત્તર આપ્યો નહિ.

"અપૂર્વબાબુ તો સંન્યાસ લેવાના છે." શશિએ કહ્યું.

"સંન્યાસ? એવી વાત શું બની ગઇ છે ભાઈ?" ડાક્ટર હસી પડીને બોલ્યા.

એમના હસવાથી અપૂર્વ ક્ષુબ્ધ થઈ ગયો.

"સંસારમાં જેને રૂચિ નથી રહી, જીવન જેનું બેસ્વાદ બની ગયું છે એના માટે બીજો ઉપાય જ શું છે ડાક્ટર?" અપૂર્વ આખરે બોલ્યો.

"એ બધી મોટી મોટી આધ્યાત્મિક વાતો છે અપૂર્વબાબુ! એ વિષયમાં અનાધિકાર ચર્ચા કરવા માટે ન લોભાવો. બલ્કે આ વિષયમાં શશિબાબુનો મત લેવાય તો ઠીક છે. એ સમજે છે. સ્કુલની પરીક્ષામાં ફેલ થઈ જતાં એકવાર સાલભર સુધી કોઇ સાધુની ચેલા-ગીરી પણ કરી ચૂકેલ છે." ડાક્ટરે કહ્યું.

"સાલભર નહિ, દોઢ સાલથી વધુ" શશિએ કહ્યું.

સુમિત્રા અને ભારતી હસવા લાગ્યા. પરંતુ એથી અપૂર્વનું ગાંભીર્ય વિચલિત ન થયું. તેણે કહ્યું:–" માના મૃત્યુ માટે હું મને પોતાને અપરાધી સમજું છું ડૉક્ટર! એ દિવસથી હું નિરંતર એ વાત વિચારી રહ્યો છું. વાસ્તવમાં ગૃહસ્થાશ્રમની મને જરૂર નથી. એ વાત મારા માટે કડવી થઈ ગઈ છે.

ડાક્ટરે ક્ષણભર તેના મોં તરફ જોઈ જાણે તેની સાચી વ્યથા જાણી લઈ સ્નેહભરી કોમળ સ્વરે કહ્યું:–" મને માણસની આ દિશામાં વિચાર કરવાનો કદીયે મોકો નથી મળ્યો અપૂર્વબાબુ, ન તો કદીયે જરૂર પડી. પણ સહજ બુદ્ધિથી માલુમ પડે છે કે કદાચ એ ખોટું હશે. કડવાપણાના કારણે સંસાર છોડીને ફક્ત ભાગ્યહીન જીવન જ વીતાવી શકાય છે, વૈરાગ્ય સાધન નથી કરી શકાતું. કરુણા અને આનંદની વચ્ચે ચાલ્યા વગર શું–પરંતુ હું તો બરોબર જાણતો નથી."

ભારતીને એકાએક જાણે એક નવું જ્ઞાન મળી ગયું.

" તમે બરાબર જાણો છો ભાઈ. તમારા મોંથી કોઈ દિવસ ખોટી–જુઠી વાત નથી નીકળતી,–તેમ કાંઈ થઈ પણ નથી શકતું. એ સત્ય છે." ભારતી વ્યગ્ર કંઠે બોલી.

" માલુમ તો એજ થાય છે. મા મરી ગઈ. એ શા માટે આવી હતી? શું આપ અહિંયાથી જવું નથી ઈચ્છતા? આ બાબતમાં કંઈપણ હું જાણતો નથી, તેમ જાણવાનું કુતૂહલ પણ નથી:– પરંતુ કોઈના આચરણથી જો કડવાશ આપને મળી હોય તો શું સારાયે જીવનમાં કેવળ એ એક સત્ય જ રહેશે અને અમૃત જો ક્યાંથી મળ્યું હોય તો જીવનમાં એની શું કોઈ કિંમત જ ન રહેવા દેશે?"

" ઘરમાં ભાઈ જો–" અપૂર્વે કહેવા માંડ્યું.

અપૂર્વ વધુ કાંઇ બોલે એ પહેલાં જ ડાક્ટર વચ્ચે બોલવા માંડયા:–"સંસારમાં શું અપૂર્વનો ભાઇ વિનોદબાબુ જ છે, ભારતીનો ભાઈ સવ્યસાચી નથી? એ ઘરમાં જો આપના માટે સ્થાન હો તો શું કલકત્તાનું એ નાનું શું મકાન વામનના વિશ્વવ્યાપી પગની એની પૃથ્વી છે? દુનિયામાં બીજે કયાંય શું આપના માટે જગ્યા જ નથી? અપૂર્વબાબુ, હૃદયવેગ દુર્મૂલ્ય વસ્તુ છે; એથી જો ચેતનાને જ ઢાંકી દેવામાં આવે તો એ માણુસ માટે મહાન શત્રુ થઈ જાય છે."

"પરંતુ ધર્મ–સાધન કે પોતાના આત્માની મુક્તિ મેળવવા માટે તો હું સંસાર છોડવા ચાહતો નથી ડાક્ટર, કદાચ છોડીશ તોય બીજાઓ માટે જ છોડીશ. આપ લોકોને મારા પર હવે વિશ્વાસ કરવો મુશ્કેલ છે. ન કરો તોય હું દોષ દઈ શકતો નથી. પરંતુ એટલું તો સાચું છે કે જે અપૂર્વને આપ લોકો જાણો છો એ અપૂર્વ હવે રહ્યો નથી." અપૂર્વ થોડીક વાર ચૂપ રહી બોલ્યો.

"તમારી આ વાત સાચી થાઓ અપૂર્વ બાબુ!" ડાક્ટરે ઉઠીને તેની પાસે જઇ એની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું.

"અત્યારથી હું મારૂં જીવન દેશની સેવા, મનુષ્યની સેવા, દીન-અનાથોની સેવામાં વ્યતીત કરીશ." અપૂર્વ ગદ્‌ગદ્ કંઠે આટલું કહી થોડીવાર ચૂપ રહ્યો અને પાછો કહેવા લાગ્યો:–"કલકત્તામાં મારૂં ઘર છે, શહેરમાં જ હું આટલો મોટો થયો છું, પણ શહેરની સાથે હવે મારો રજમાત્ર પણ સંબંધ નહિ રહે. હવેથી ગ્રામસેવા જ મારૂં એક માત્ર વ્રત રહેશે. કોઈ જમાનામાં આ કૃષિ પ્રધાન ભારતના ગામડાંઓજ પ્રાણ હતા, ગામડાંઓજ સર્વકાંઈ હતા. આજે એ સિવાય એ લોકોએ ગામડાઓ સાથે બીજો કોઈ સબંધ કે બંધન રાખ્યા જ નથી, ન રાખવા છતાં હમેશાં જે એમના પેટ માટે અન્ન અને શરીર માટે વસ્ત્ર આપતા રહે છે એ કિસાન--ખેડુત

આજે નિરન્ન, નિરક્ષર અને નિરૂપાય બની મોતની તરફ ઝડપથી આગળ વધી રહ્યા છે. હવે હું એમની સેવામાં મારૂં જીવન વીતાવીશ. વળી ભારતીએ પણ મને અંતઃકરણપૂર્વક સહાયતા આપવાનું વચન આપ્યું છે. ગામડે ગામડે શાળાઓ ખોલવાનો ભાર ઉપાડવાને ભારતી તૈયાર છે. મારો સંન્યાસ દેશના માટે હશે ડાક્ટર, આપના માટે નહિ."

"ઉત્તમ પ્રસ્તાવ છે."

ડાક્ટરના મોંમાંથી ફક્ત આ બેજ શબ્દો નીકળશે એવી આશા કોઇને ન હતી.

"વળી એક રીતે જોઈએ તો એ તમારૂં જ કામ છે ભાઈ! આ કૃષિ પ્રધાન દેશમાં કિસાન જ્યાં સુધી ઉન્નતિ નહિ સાધે ત્યાં સુધી ક્રાંતિ વિગેરે કંઇ પણ થઈ શકતું નથી." ભારતીએ ઉદાસ થઇ કહ્યું.

"મેં તો પ્રતિવાદ નથી કર્યો ભારતી!" ડાક્ટરે કહ્યું.

"પણ તમે ઉત્સાહ તો દીધો નહિ ભાઈ!"

"ગરીબ કિસાનોનું ભલું કરવા ચાહતા હો તો કરો, હું તમો લોકોને આશીર્વાદ આપું છું. પણ એ કરીને એમ સમજવાની જરૂર નથી કે તમે મારા કામમાં સહાય કરી રહ્યા છો. કિસાન રાજા થઈ જાય, એમને ધન-ધાન્ય-પુત્ર-પૌત્રાદિ પ્રાપ્ત થાય, પણ એમાં હું સહાયતાની આશા નથી રાખતો." ડાક્ટરે માથું હલાવી કહ્યું.

ડાક્ટરે પાછું અપૂર્વ તરફ જોઈ કહ્યું:-"કોઇનું ભલું કરવા માટે બીજા કોઇની પર કીચડ ઉડાડવો જ પડે એનો અર્થ કાંઇ નથી અપૂર્વબાબુ! કિસાન-મજુરોના દુઃખ-દારિદ્રના મૂળમાં શિક્ષિત મધ્યમ વર્ગ નથી, એનું મૂળ શોધવા માટે તો તમારે બીજી જગ્યાએ ખોદીને જોવું પડશે."

"પણ બધાય એમ તો નથી કહેતા?" અપૂર્વ સંકુચિત થઇ બોલ્યો.

"કહેવા દો. જે ખોટું છે એ તેત્રીસ કરોડ માણસો મળીને કહે તો પણ ખોટું છે. બદલે જુઓ તો આ શિક્ષિત મધ્યમ વર્ગ કરતાં અધિક લાંછિત, અપમાનીત અને દુર્દશાગ્રસ્ત સમાજ ભારતમાં બીજો કોઈ નથી. ઉપરથી તમે એમના પર ખોટા કલંકનો બોજો લાદી એમની ડગમગતી નૈયાને મધ દરિયે શા માટે ડુબાવવા ચાહો છો? શું તમે સમજો છો કે બીજા દેશોની બધીયે યુક્તિઓ અને સમસ્યાઓ આપણા દેશને પણ લાગુ થઈ શકે છે! બહારના અનાચાર જ્યારે ક્ષણુક્ષણુમાં સર્વનાશ કરતો ચાલ્યા આવે છે ત્યારે અંદર તમે અંતર્વિદ્રોહની સૃષ્ટિ શા માટે રચવા માગો છો? અસંતોષથી દેશ ગળા સુધી ભરાઇ ગયો છે,—સ્નેહ અને શ્રદ્ધાના બંધન છિન્નભિન્ન શા માટે થઈ રહ્યા છે એ જાણો છો! તમારા પાંચ દસ માણસોના દોષથી—શિક્ષિતોની વિરૂદ્ધ પોતાની બુરાઈ જાહેર કરવામાં એક તરેહની નિરપેક્ષ સ્પષ્ટવાદિતાનો દંભ છે,—એક તરેહની સસ્તી ખ્યાતિ પણ એથી ફેલાઈ જાય છે, પરંતુ એ કેવળ ભૂલ જ નહિ પણ ખોટુંયે છે. એ લોકોનું હિત તમે લોકો કરી શકો તો કરો,—દુનિયાની સામે એમને હાસ્યાસ્પદ બનાવીને ન કરો. સુદૂર ભવિષ્યમાં સંભવ છે કે એવો સમય પણ આવી જાય પણ અત્યારે તો એમાં વિલંબ છે."

ડાકટરનું આ કહેવું સાંભળી બધાય ચૂપ રહ્યા.

"કંઈ વિચાર ન કરો ભાઈ. હું બરોબર જ જોતી આવી છું કે ગામડાઓ પ્રતિ તમારી સહાનુભૂતિ કમી છે તમારી દ્રષ્ટિ ફક્ત શહેરો પ્રતિ જ છે. કિસાનો પ્રતિ સહૃદય નથી, તમારી બન્ને આંખો ફક્ત કારખાનાઓના કુલી મજુર—કારીગરોની તરફ જોઇ રહી છે. આટલા માટે જ તમે તમારી 'પથેર દાબી' સમિતિ એમના વચ્ચે

ખોલી હતી અને હૃદય નામની કોઇ બલા જો તમારી અંદર હોય તો એ પર ફક્ત મધ્યમ વર્ગ અને શિક્ષિત જાતિ જ પથરાયેલ છે. એમના પર તમારી આશા છે, એમનેજ તમે તમારા સમજો છો. તમે જ કહો શું આ વાત ખોટી છે?" ભારતીએ ધીરેથી કહ્યું.

"ખોટી નથી બ્હેન, તદ્દન સાચી છે. કેટલીયે વાર હું તમને કહી ચૂકયો છું કે 'પથેર દાબી' સમિતિ કિસાન–હિતકારિણી સંસ્થા નથી. એ મારૂં સ્વાધીનતા પ્રાપ્ત કરવાનું અસ્ત્ર છે. મજુર અને કિસાન એક નથી ભારતી! એથી તો તમે મને કુલી–મજુર કારીગરોના કારખાનામાં જોશો પણ ગામડામાં કિસાનોની ઝુંપડીઓમાં શોધતાંય હું નહિ મળી શકું. પરંતુ વાતોમાં ને વાતોમાં પોતાનું શ્રેષ્ઠ કર્તવ્ય ભૂલી ન જતાં બ્હેન!" આટલું કહી સ્ટવ તરફ એનું ધ્યાન ખેંચી ડાક્ટરે કહ્યું:–"દેશોદ્ધાર બે દિવસ પછી થશે તોય હું સહી લઇશ પણ તૈયાર ખીચડી બળી જશે તો મારાથી નહિ સહન થાય."

ભારતી એકદમ ઊભી થઇ ગઇ અને દોડીને તપેલાનું ઢાંકણું ઉંચું કરી જોઇ હસીને બોલી:–"બ્હીવાનું કોઇ કારણ નથી ભાઇ, તમારો ખીચડીનો ભોગ માર્યો નહિ જાય."

"પણ હવે વાર કેટલી છે?"

"પંદર વિસ મિનિટ સમજો ને. પણ આટલી ઉતાવળ શાની છે?"

"આજે હું તમારી પાસે વિદાય લેવા આવ્યો છું." ડાક્ટરે હસતાં હસતાં કહ્યું.

વાત ગમે એવી ભલે ને હો પણ એમનો હસતો ચહેરો જોઇ કોઇને વિશ્વાસ ન પડયો. બહાર તોફાન–મેહ હતા. ભારતીએ ક્ષણ-

બાર માટે બારી ઉઘાડી બહારના હાલ જોઈ કહ્યું:–"બાપરે બાપ! દુનિયા આજે ઉલટપુલટ થઈ જશે! મારા હાથે હું બહુ જ સારી રીતે પથારી પાથરી દઈશ, બરાબર છેને?" આટલું કહી એ પોતે પોતાના હૃદયના નિગૂઢ આનંદથી પરિપૂર્ણ થઈ રસોઈના કામમાં લાગી ગઈ. ડાક્ટરે એની વાતનો કોઇ જવાબ જ ન આપ્યો, એ વાત પર એમણે કંઈ ધ્યાન જ આપ્યું નહિ.

યથા સમયે ભોજન થઇ જતા ડાક્ટરે માથું હલાવતા કહ્યું:– "નહિ નહિ, એમ નહિ થાય. પીરસવાના બહાને તમે પાછળ રહેશો એમ નહિ ચાલે. આજે આપણે બધાય એકી સાથે જમવા બેસીશું."

"ભલે એમ કરશું ભાઇ. આપણે ચારે જણા ગોળ બેસીને જમવા બેસીશું." ભારતીએ સહમત થઇ કહ્યું.

"ગોળ બેસીને હું તો ખાઇ શકું છું પણ બુભુક્ષુ અપૂર્વબાબુ નજર નાખી આપણા લોકોના પાચનમાં ગડબડ ન કરી દે એટલું તો તેમને કહી દો." ડાકટરે કહ્યું.

અપૂર્વ હસી પડયો. ભારતીના મોં પર પણ હાસ્ય ફરકી ગયું.

'એ વાતની બ્હીક અમને પણ લાગે છે. પણ તમારા પાચનમાં ગડબડ કોણ કરી શકે એમ છે ભાઇ? આ આગમાં તો પહાડ પર્વત પણ પીસાઈ ભસ્મ થઈ જાય એમ છે. એ રીતે મે તમને ખાતા જોયા છે!" કહેતા કહેતા ભારતી એ દિવસના ખાવાનું યાદ કરી મનમાં ને મનમાં ધ્રુજી ઉઠી.

હવે ભોજન કાર્યનો આરંભ કર્યો. અન્ન–વ્યંજનની પ્રશંસા અને હાસી–મજાકથી ક્ષણભરમાં ઘરનું વાતાવરણ બદલાઇ ગયું. બધાય ખૂબ મજાથી ખાઈ રહ્યા હતા ત્યાં એકાએક અપૂર્વે રંગમાં ભંગ કર્યો. તેણે કહ્યું:–"બે દિવસ પહેલા વર્તમાન પત્રમાં સમાચાર

વાંચ્યા હતા ડાક્ટર સાહેબ! જો સાચું હોય તો આપનો ક્રાંતિનો ઉદ્યોગ તદ્દન નિરર્થક થઈ જશે. ભારત સરકારે પોતાના શાસન-તંત્રમાં આમૂળ સુધારો કરવાનું વચન આપ્યું છે."

"જુઠ્ઠી વાત છે. ધોખાબાજી, છેતરપીંડી છે!" શશિએ આ વખતે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

ભારતીને વિશ્વાસ ન પડયો એમ ન હતું પરંતુ એ અકૃત્રિમ ઉદ્વેગપૂર્વક બોલીઃ-"એમ પણ બની શકે છે શશિબાબુ, કે છેતરપીંડી પણ ન હોય! જે લોક નેતા છે, જે લગભગ અરધી સદીથી,-નહિ ભાઈ, તમે હસી ન શકો, હું કહી દઉં છું! એમના અંતઃકરણપૂર્વક કરેલાં આંદોલનોનું શું કોઈ ફળ જ ન હોય? પરદેશી શાસક હોવા છતાંય આખરે છે તો માણુસ જ ને-ધર્મ-વિવેક અને નૈતિક બુદ્ધિ એમનામાં આવી જાય તો કોઈ અસંભવિત વાત નથી."

"અસંભવિત છે! જુઠ્ઠી વાત છે! છેતરપીંડી છે!" શશિએ પહેલાની માફક વિના સંકોચે કહ્યું.

'ઘણા લોકો આ પ્રમાણે સંદેહ કરે છે એ સાચી વાત છે." અપૂર્વે કહ્યું.

"એમનો સંદેહ ખોટો તે. ભગવાન શું છે જ નહિ?" ભારતી આટલું કહી જરા ચૂપ રહી, પણ બીજી જ ક્ષણે અસીમ આગ્રહ સાથે પાછી કહેવા લાગીઃ-"શાસન પદ્ધતિનું પરિવર્તન અને અત્યાચાર-અનાચારોનો સુધારો-આ બધું જો ખરેખર થઈ જાય તો ક્રાંતિની આયોજના અને વિદ્રોહની સૃષ્ટિ-પછી તો આ બધુંય તદ્દન નિરર્થક જ થઈ જશે ભાઈ."

"જરૂર" શશિએ કહ્યું.

"એમાં કોઈ સંદેહ નથી." અપૂર્વે કહ્યું.

"ભાઈ, ત્યારે તો તમે આ ભયંકર મૂર્તિને છોડી શાંત મુદ્રા ધારણ કરશો ને, કહો જોઈએ?" ભારતીએ ડાકટર ચહેરા તરફ જોઈ કહ્યું.

ડાકટર દિવાલ પરની ઘડિયાળ જોઈ મનમાં ને મનમાં હિસાબ કરી સ્વયં જ બોલ્યાઃ—" હવે વધુ વાર નથી."
પછી ભારતી તરફ લક્ષ્ય કરીને એકાએક અત્યંત સ્નિગ્ધ ભાવ ધારણ કરી કહ્યું:—" ભારતી, હું પોતે જ જાણતો નથી કે આ મારી ભયંકર મૂર્તિ છે કે શાંત મૂર્તિ! ફકત એટલું જ હું જાણું છું કે આ જીવનમાં મારામાં કોઈ પરિવર્તન થવાનું નથી. એને તમારા પ્રણમ્ય નેતાઓને, ડરતા નહિ બ્હેન, આજે એમની મજાક કરીને દિલ બહેલાવવાનો ન તો મારી પાસે વખત છે ન તો મારા મનની હાલત છે,—વિદેશી શાસનનો સુધારો શા માટે થાય છે, જીવ જવા સુધી કરેલા આંદોલનોના બદલામાં એ શું દેવા માગે છે, એમાં કેટલું સાચું અને કેટલું ખોટું છે, કેટલું મળવાથી શશિની સમજ પ્રમાણે છેતરપીંડી નહિ થાય અને પ્રણમ્ય નેતાગણની રોકકળ બંધ થઇ જશે,—એ હું કંઇ પણ જાણતો નથી. વિદેશી સરકારની વિરૂદ્ધ આંખોથી અસંમતિ કે અસંતોષ વ્યકત કરી જ્યારે એ લોક પોતાની પરમ વાણીનો પ્રચાર કર્યા કરે છે, ત્યારે અમે લોકો ઉંઘતા નથી, જાગી ગયા છીએ. અમારા આત્મસન્માનને જબરજસ્ત ધક્કો લાગ્યો છે, એ તો અમારી વાત સાંભળો. એ તો 'વન્દે માતરમ્'ના સોગન ખાઇને કહે છે કે તમો લોકોના 'અધીન' અમે લોકો 'સ્વાધીન' થઈને જ રહીશું. જોઈએ કોની તાકાત છે કે અમને રોકી શકે! ત્યારે મારી સમજમાં કંઇ નથી આવતું કે આ કેવી પ્રાર્થના છે, એનું સ્વરૂપ શું છે. એ મારી બુદ્ધિની બહારની વાત છે. હું તો ફક્ત એટલું જ જાણું છું કે એમની આ માગણીના સ્વીકાર સાથે મારે કોઈ સંબંધ નથી."

જરા થંભી જઈ પાછા એ કહેવા લાગ્યાઃ—" સુધારાનો અર્થ મરમ્મત–રીપેર છે, ઉચ્છેદ નહિ. અધિક બોજાના કારણથી અપરાધ આજે માણસ માટે અસહનિય થઇ રહ્યો છે એને સહનીય કરી દેવાની, જે મશીન બગડી જવા લાગ્યું છે એને મરમ્મત કરી ચાલુ કરી દેવાની જે તરકીબ છે, કદાચ એને જ 'શાસન–સુધરા' કહેતા હશે. કોઈ પણ રીતે કોઇ પણ દિવસે આ પ્રકારની છેતરપીંડી મે ઇચ્છી નથી–એક દિવસ પણ મેં મારી જીભે નથી કહ્યું કે અમારા કારીગરની ચાર દિવાલોને જરા મોટી કરી આપો તો અમે ધન્ય થઈ જઈશું. ભારતી, મારી કામનામાં,–મારી તપસ્યામા આત્મવંચનાના માટે સ્થાન જ નથી. આ તપસ્યાની સિધ્ધિના માટે કેવળ બે માર્ગ જ ખુલ્લા છે–મોત કે ભારતની સ્વાધીનતા."

એમની આ વાતોમાં કાંઈ નવું ન હતું છતાંય મોત નામનું સાંભળતાં જ એમની ભયંકરતાથી ભારતીની છાતીના આંસુથી આંખો ભરાઈ આવી.

" પણ એકલા તમે શું કરશો ભાઇ ? એક પછી એક બધાય તો તમને છોડીને દૂર હઠતા જાય છે ?" ભારતીએ કહ્યું.

" એ તો જશે જ. કારણ કે અમારા દેવતા છેતરપીંડી સહન નથી કરી શકતા બ્હેન !" ડાક્ટરે કહ્યું.

ભારતીની જીભ પર પણ એ વાત આવી ગઈ હતી કે દુનિયામાં બધાય છેતરપીંડી કરતા નથી ભાઈ. તમારૂં હૃદય જો પત્થર થઇ ગયું ન હોત તો તમે પણ આ વાત સમજી જાત. પરંતુ આજે એ વાતને એ મોં ખોલીને કહી શકી નહિ.

ભોજન કરી લીધા પછી ડાકટર હાથ–મોં ધોઈ ખુરશી પર બેસી ગયા. કોઇએ પણ એમની તરફ ધ્યાન આપ્યુ નહિ કે એમની

ઉત્કંઠિત દ્રષ્ટિ કોની પ્રતીક્ષામાં ધીરેધીરે વિક્ષુબ્ધ થઈ રહી હતી. વળી એમનો એક કાન ઘણીવારથી નીચેના બારણા તરફ મંડાઈ રહ્યો હતો એ વાતની પણ કોઈને ખબર નહોતી પડી. સડક પર કોઈ ચીજનો અવાજ થતો સંભળાયો પણ એના પર કોઈએ ધ્યાન ન આપ્યું. ડાક્ટર ચોંકી જઈ ઉભા થઈ ગયા અને બોલ્યાં:—" નીચે અપૂર્વબાબુનો નોકર છે ને? જાગે છે? અરે ઓ હનુમંત, જરા બારણું તો ખોલી દે."

ભારતી સુમિત્રાને પૂછી રહી હતી કે ક્યાં કોની કેવી રીતે પથારી પાથરવી, ત્યાં ડાક્ટરનું બોલવું સાંભળી ભારતી આશ્ચર્યચકિત થઈ ગઈ અને પૂછ્યું:—કોણ આવે છે?"

" હીરાસિંહ. એના આવવાની હું વાટ જોઈ રહ્યો હતો. કેમ કવિરાજ, કોઈ કવિતા તો સંભળાવી નહિ?" એમ કહી ડાક્ટર હસવા લાગ્યા.

" આવા તોફાન અને વરસાદની હેલીમાં તમારા કાવ્યથી અમે લોકો તો બેચેન થઇ રહ્યા છીએ. વળી આ ભગ્નદૂત ક્યાંથી આવી પહોંચ્યો?" ભારતીએ કહ્યું.

" ભગ્નદૂતને તુચ્છ ન સમજતા ભારતી, એનો વિના મેઘનાદ-વધ કાવ્યની રચના જ નથી." શશિએ કહ્યું.

" જોઉં, એ ક્યા કાવ્યની રચના કરી રહ્યાં છે." કહી ભારતીએ બારીક નજરે જોયું કે અપૂર્વના નોકરે બારણું ખોલી દીધું એટલે જે વ્યક્તિએ પ્રવેશ કર્યો એ ખરેખર હીરાસિંહ જ હતો! ક્ષણભર બાદ આગંતુકે ઉપર આવી સર્વેને અભિવાદન કર્યા અને ડાક્ટરને હાથ જોડી પ્રણામ કર્યાં. એનો પહેરવેશ એ જ હતો, સરકારી ચપરાસ, સરકારી સાફો, અને કમર પર લટકતી ચામડાની બેગ—બધું ભીંજાઇને ભારે થઈ ગયું હતું. લાંબી દાઢી અને મોટી મુછોથી પાણી ટપકી રહ્યું હતું. હાથ વતી એ બધુંય નીચોવીને એ કંઇક હલકો

થવાની કોશિશ કરતા અસ્ફુટ સ્વરે બોલ્યોઃ–" રેડી !"

" થેંક યુ! થેંક યુ સરદારજી !–ક્યારે ?" ડાક્ટર ઉછળી પડીને બોલ્યા.

" નાઉ " કહી એ ફરીથી બધાયને અભિવાદન કરવા જતો હતો ત્યાં બધાએ એકી સાથે પુછ્યું–" શુ થયું સરદારજી ? ' નાઉ શું ? "

આવી વાત હતી છતાંય બધાય જાણુતા હતા કે આ માણુસ ગળામાં છુરી ભોંકવાથી લોહી નીકળે તોયે વગર હુકમે એક શબ્દ પણુ બોલે તેમ ન હતો, એટલે ઉત્તરના પહેલાં જ્યારે એની ઘટ્ટ કાળી દાઢી મુછ વચ્ચે ફક્ત થોડાક દાંત ચમકી અટકી ગયા ત્યારે કોઇને કંઈ આશ્ચર્ય થયું નહિ. બધાય જાણુતા હતા કે આ માણુસ પર નિન્દા–પ્રશંસા, માન–અપમાન, શત્રુ–મિત્ર કોઇ જાતની કાંઇ અસર ન હતી;–દેશના કામમાં સવ્યસાચીને સરદાર માની લઈ આ માણુસે પોતાના જીવનની બધીયે ભલાઇ બુરાઈ અને સમસ્ત સુખ દુઃખને તિલાંજલી આપી દઈને પોતાને કઠોર સૈનિક–વૃત્તિમાં જોડી દીધું હતું. ન તો એ કદીયે ચર્ચા કરતો, કે આલોચના કરતો. સમય અસમયનો પણુ એના માટે કોઇ હિસાબ જ ન હતો. કોઇ પણુ કઠિન કાર્યનો ભાર એને સુપ્રત થયો કે એ કર્તવ્યને પુરૂ કરીને એ ચાલતી પકડતો હતો. સર્વનું કુતૂહલ મટાડવા માટે ડાકટરે જે કંઇ કહ્યું એનો સારાંશ આ પ્રમાણું હતોઃ—

" હાનિ અને અનિષ્ટ કેટલા થયા છે, એ વાતનો બીજાએ નિર્ણય કરવો કઠિન છે. સંભવતઃ પુરેપુરા થયા છે. પણુ એ ગમે એટલા ભલે ને હોય પણુ બે કામ મારે કરવા જ પડશે. મારે જમકા કલબનો જે અંશ સિંગાપુરમાં હજી બાકી બચી રહેલ છે એની રક્ષા કરવી પડશે. વળી જ્યાં ક્યાંય પણુ હશે અને ગમે એ સ્થિતિમાંય હશે તોય વજેન્દ્રને શોધી કાઢવો પડશે. નદીની દક્ષિણુ દિશામાં

સીરિયસની પાસે એક ચીનાઈ કારગોબોટ માલ ભરીને ચીન જઈ રહ્યું છે, કાલે વહેલા પરોઢીએ જ એ રવાના થનાર છે. એમાં કોઇ રીતે મારા જવાની વ્યવસ્થા થઈ ગઈ છે. હીરાસિંહ આ સમાચાર લાવ્યો છે."

આ સમાચાર સાંભળી સુમિત્રાનો ચહેરો ફીક્કો પડી ગયો. જ્યાં સુધી સંભવ છે ત્યાં સુધી વજ્રેન્દ્ર હજુયે સિંગાપુરમાં હતો, અને જે વ્યક્તિ એની શોધમાં જઈ રહેલ હતી એની દ્રષ્ટિથી સ્વર્ગ–લોક, મર્ત્ય લોક ક્યાંય પણ એ કેમ ન હોય તોય બચી શકે તેમ ન હતું. વળી વિશ્વાસઘાતનો અંતિમ વિચાર કરવાનો સમય આવશે, એનો શું દંડ થશે, એ વાતથી પણ કોઈ નાવાકીફ ન હતું, સુમિત્રા પણ જાણતી હતી. વજ્રેન્દ્ર એનો કોઈ પણ ન હતો અને જે અપરાધ એણે કર્યો હતો એનો દંડ એને મળવો જ જોઇએ; પરંતુ સુમિત્રા જે કારણથી એવી થઈ ગઇ હતી એનું કારણ વજ્રેન્દ્રના દંડનો ખ્યાલ આવી જવાનું નહોતું બલ્કે એ હતું કે વજ્રેન્દ્ર બણુચક ન હતો,–એ પણ આત્મરક્ષા કરવી જાણતો હતો. એના ખિસ્સામાં ફક્ત ગુપ્ત પિસ્તોલ જ રહેતી હતી એમ ન હતું; એનાથી અધિક ધૂર્ત, ચાલાક અને સદાયે સાવચેત માણસ આ દુનિયામાં બહુજ ઓછા હતા. એનાથી સૌથી મોટી ભૂલ એ થઇ ગઈ હતી કે જતી વખતે એ નિશ્ચિત ધારણા કરી બેઠો હતો કે ડાકટર બર્માથી પગપાળા ચાલી નીકળેલ છે. હવે જો કોઇ રીતે એને ડાકટરનો પત્તો લાગી ગયો તો હત્યા કરવા જેટલાં અસ્ત્રો એની પાસે હશે એ સર્વનો પ્રયોગ કરવામાં એ જરા પણ અચકાશે નહિ. વાસ્તવમાં જીવન–મરણની સમસ્યા ઉપસ્થિત થતાં બીજું કોઇ એના સિવાય અન્ય કરી પણ શું શકે છે?

કોઇપણ કંઈ કહી શકે તેમ નથી. ફક્ત હીરાસિંહના શાંત મૃદુ બે શબ્દ: 'નાઉ' અને 'રેડી' બધાયના કાનોમાં હજાર ગણા ભીષણ બની હજારો તરફથી આઘાત–પ્રતિઘાત કરવા લાગ્યા. ભારતીને

એ દિવસની વાત યાદ આવી ગઈ કે જે દિવસે એના મૌલમીનના મકાનમાં જન્મ દિવસના ઉત્સવ પ્રસંગે પરિપૂર્ણ આનંદ વ્યાપી રહ્યો હતો ત્યારે એના ઘરનો અતિથિ અને સર્વોત્તમ મિત્ર રેવરન્ડ લોરેન્સ સાહેબ ટેબલ પર ખાતા ખાતાં હાર્ટ ફેઇલ થઈ મરી ગયો હતો. આજ પણ બરોબર એવી જ રીતે હીરાસિંહે મૃત્યુ દૂતની માફક આવી એક ક્ષણમાં બધુંય નષ્ટ ભ્રષ્ટ કરી નાખ્યું હતું.

એકાએક શશિનું મોં ખુલ્યું. એ ફુંફાડા મારતો એક ઉંડો શ્વાસ છોડી બોલી ઉઠયોઃ—"સર્વ કાંઈ જાણે ફીકકું અને ખાલી થઈ રહ્યું છે ડાકટર !"

વાત તદ્દન સામુલી અને બહુ જ મોટી હતી, પરંતુ બધાયની છાતી પર જાણે મોઘરીનો માર પડયો હોય એમ જણાઇ રહ્યું હતું.

ડાકટર હસી પડયા.

"હસો યા મરજી પડે એ કરો પણ વાત સાચી છે. આપ પાસે ન હોત તો માલુમ પડે છે કે બધાય બ્લેંક—પોલા, અસ્પષ્ટ અને ફીકકા થઈ ગયા હોત ! પરંતુ હું આપનો એકે એક હુકમ માનીને ચાલીશ." શશિએ કહ્યું.

"જેમ ?"

"જેમ, દારૂ નહિ પીઉં, પોલીટીકસમાં નહિ પડું, ભારતીની પાસે રહીશ અને કવિતા લખ્યા કરીશ."

ડાકટરે ભારતીના ચહેરા તરફ એકવાર જોયું પણ એ દેખાઇ નહિ. વળી મજાકના તોર પર આવી શશિને પુછયુંઃ—"કિસાનોની કવિતા નહિ લખો કવિ ?"

"નહિ. એમની કવિતા એ પોતે જ લખી શકે તો લખે, હું નહિ લખી શકું. આપની એ વાત પર મેં ખૂબ જ વિચાર કર્યો છે અને આપના એ ઉપદેશને પણ કદી યે હું નહિ ભુલું કે આપના આદર્શ માટે જો કોઈ પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી શકે તેમ હોય

તો એ ફક્ત શિક્ષિત મધ્યમ વર્ગ જ છે; અશિક્ષિત કિસાન કંઈ કરી શકશે નહિ. હું એમનો કવિ બનીશ ડાક્ટર." શશિએ કહ્યું.

"એમ જ બનજો. પણ એ અંતિમ વાત નથી કવિ! માનવની ગતિ અહિંયાએ નિશ્ચલ નથી બની રહેતી. કિસાનોનો જમાનો પણ કોઈ રોજ આવશે ત્યારે દેશના કલ્યાણ–અકલ્યાણનો ભાર એમના હાથમાં સોંપી દેવો પડશે.'' ડાક્ટરે કહ્યું.

"આવવા દો એ જમાનાને! ત્યારે સ્વચ્છંદ શાંત ચિત્તથી સર્વ જવાબદારી એમના હાથમાં સોંપી અમે લોકો રજા લઈ લેશું પરંતુ આ સમયે આત્મ બલિદાનનો મોટો બોજો એ નહિ સહી શકે." શશિએ કહ્યું.

ડાક્ટર ઉભા થઇને એની પાસે ગયા અને એના ખભા પર હાથ મુકીને ચૂપચાપ ઉભા રહ્યા–કંઇ બોલ્યા નહિ.

અપૂર્વ અત્યાર સુધી બધીયે વાતો ચૂપચાપ સ્થિર બેસીને સાંભળી રહ્યો હતો, કંઈ બોલ્યો ન હતો. પરંતુ શશિનાં છેલ્લા શબ્દો એને બહુ જ ખરાબ લાગ્યા. જે કિસાનોના હિત માટે તેણે પોતાનું જીવન અર્પણ કરવાનો સંકલ્પ કર્યો હતો, એમની વિરૂદ્ધના આ બધા અભિમતો સાંભળી તે ક્ષુબ્ધ અને અસંતુષ્ટ થઈ બોલ્યોઃ —"દારૂ પીવો ખરાબ છે,–બરોબર છે, એને એ છોડી દે, કાવ્યચર્ચા સારી છે, ભલે એ કરે, પરંતુ કૃષિ પ્રધાન ભારતવર્ષનો કૃષક સમાજ શું એટલો તુચ્છ અને એટલો ઉપેક્ષા કરવા યોગ્ય છે? વળી એ લોક જો ઉભા ન થઇ શકે તો આપની ક્રાંતિ કરશે કોણ? કરશે શા માટે? વળી રહી પોલીટીકસની વાત! જો હું કિસાનોના કલ્યાણનું સંન્યાસ વ્રત ન લેત ડાક્ટર, તો આજે મારા જીવનનું એક માત્ર કર્તવ્ય સ્વદેશની રાજનીતિ જ હોત."

ડાક્ટર થોડીકવાર સુધી તેમના મોં તરફ જોતા રહ્યા. એકાએક પ્રસન્ન સ્નિગ્ધોજ્જવળ હાસ્યથી એમનો ચહેરો પ્રદીપ્ત થઈ ગયો.

"હું મન, વચન, કાયાથી પ્રાર્થના કરું છું કે તમારો સદુદ્દેશ્ય સફળ થાઓ. રાજનૈતિક ક્ષેત્ર પણ ઉપેક્ષાની ચીજ નથી. જો દેશ અને દેશવાસીઓના માટે જ વૈરાગ્ય ગ્રહણ કર્યો છે તો તમારો વિરોધ કોઈથી નહિ કરી શકાય. મારું તો ફક્ત એટલુંજ કહેવું છે અપૂર્વ-બાબુ કે પ્રત્યેક માણસ પ્રત્યેક કામના માટે યોગ્ય હોતો નથી." ડાકટરે કહ્યું.

"આ વાતનું શિક્ષણ મારાથી વધુ બીજા કોઈને મળ્યું હશે ડાકટર! આપની દયા ન હોત તો ઘણા દિવસો પહેલાં જ મારા આ ભ્રમનો દંડ મને મળી ગયો હોત." કહેતા કહેતા પૂર્વસ્મૃતિના આઘાતથી અપૂર્વના રૂંવાડાં ઉભાં થઈ ગયાં.

શશિને એ ઘટનાની માહિતી ન હતી અને એ જણાવવાની કોઈને આવશ્યકતા પણ ન લાગી. અપૂર્વની વાતને એ પ્રચલિત વિનય અને શ્રદ્ધા ભક્તિ સિવાય બીજું કાંઈ ન સમજ્યો.

"ભ્રમ તો ઘણાય કરતા રહે છે પણ એનો દંડ ભોગવ્યા કરે છે ફક્ત જન્મભૂમિ. હું વિચાર કર્યા કરું છું ડાકટર કે આપથી અધિક યોગ્ય વ્યક્તિ બીજી કોણ હશે? કોનામાં આટલું જ્ઞાન છે? જાતિ અને દેશ કોઈ પણ વિષયને લો, રાષ્ટ્રતંત્રનો આટલો અનુભવ કોનામાં છે? કોને આટલું દર્દ છે? એમ છતાંય એ કંઈ કામમાં ન આવ્યું. ચાયનાનું આયોજન નષ્ટ થઈ ગયું છે, પિનાંગનું જવું જ રહ્યું, બર્મામાં કંઈ બાકી રહ્યું જ નથી, સિંગાપુરનું પણ ચાલ્યું જશે એ નિશ્ચિત છે,—અસલમાં, આપના આટલા બધા દિવસોનો ઉદ્યોગ માટીમાં મળી જઈ રહ્યો છે. ફક્ત જાન બાકી છે, એ પણ ડર છે કે કોઈ દિવસ ચાલી ન જાય." શશિએ કહ્યું.

ડાકટર જરા હસી પડયા.

"હસો, મરજી પડે એ કરો, હું દિવ્ય ચક્ષુઓથી દેખી રહ્યો છું." શશિએ કહ્યું.

"દિવ્યચક્ષુઓથી શું બીજું કાંઈ દેખાતું નથી કવિ!" ડાક્ટરે પહેલાંની માફક હસીને પૂછ્યું.

"હા, દેખાય છે. એથી તો આપને જોતાં જ ખ્યાલ આવી જાય છે કે નિરૂપદ્રવ, શાંતિમય માર્ગમાં જે આપણા લોકોના જીવન પથનો હકક ક્યાંય સોયની અણી જેટલોય ખુલ્લો રહ્યો છે?" શશિએ કહ્યું.

"વાહ! એક જ સાથે બે પરસ્પર ઉલ્ટી વાતો?" અપૂર્વ વચ્ચે બોલ્યો.

સુમિત્રાએ હસવું છુપાવવા માટે મોં ફેરવી લીધું, ડાકટર પણ હસી પડયા.

"એનું કારણ એ છે કે એમનામાં બબ્બે પૃથક પૃથક સત્તાઓ છે અપૂર્વબાબુ! એક શશિની અને બીજી કવિની. એટલા માટે જ એકના મોંની વાત બીજાના મનની વાતને ધક્કો દઈ એવો બેસુરો આલાપ પેદા કરે છે" ડાકટર આટલું કહી જરા થંભી જઇ પાછા બોલ્યા: "ઘણા માણુસોમાં આ પ્રકારની પૃથક સત્તા એકાંતમાં વાસ કર્યા કરે છે. એને સરળતાથી પકડી શકાતી નથી. એટલે જ માણુસની વાત અને કામમાં અનુકૂળતા નથી આવતી. એટલે જ તુરત એનો ફેંસલો કરી નાખવાથી એમાં અન્યાયની અધિક સંભાવના રહે છે. અપૂર્વબાબુ, હું તમને ઓળખી ગયો હતો પણ સુમિત્રા નહોતા ઓળખી શકયા. ભારતી, જો જીવનમાં તમને કદીયે એવી ચોટ વાગે તો આ સ્વર્ગીય ભાઇની આ વાત કદીયે ન ભૂલતા. પરંતુ હવે હું જાઉં છું. ઘાટ પર મછવો બાંધેલો છે, જુવાળમાં વધુ હલેસાં માર્યા વગર પહો ફાટતાં જ કારગોબોટ પકડવી મુશ્કેલ થઈ પડશે" ડાકટરે કહ્યું.

"આ વખતે ? આવી ભયંકર નદીમાં ? આવી ભયંકર તોફાની રાતમાં ?" ભારતી આશંકાથી વ્યાકુળ થઈ બોલી.

એના વ્યાકુળ કંઠસ્વરથી સુમિત્રાના આત્મસંયમનું કઠિન બંધન તૂટી ગયું. એણે સફેદ પુણી જેવા ચહેરે પૂછ્યું:–"ખરેખર શું તમે સિંગાપુર જાઓ છો ? એવું કામ તમે કદી ન કરતા, ત્યાંના પોલીસ તમને ખૂબ સારી રીતે ઓળખે છે. આ વખતે એના હાથથી તમે કદીયે—"

વાત પૂરી ન થઈ ત્યાં તો ડાક્ટર બોલી ઉઠયા:–"વળી અહિંની પોલીસ શું મને નથી ઓળખતી સુમિત્રા ?"

પરંતુ આ વિષય પર ચર્ચા કરવાથી કોઈ લાભ ન હતો કે દલીલો કરવાનો આ પ્રસંગ પણ ન હતો,–અથવા સુમિત્રાએ એમની વાત સાંભળી કે નહિ સાંભળી હોય એટલા માટે કંઈ જવાબ ન દીધો. સુમિત્રાના હૃદયની જે વાત બહાર નીકળવાની વ્યાકુળતાથી અત્યાર સુધી અંદર ને અંદર ધુંધવાઈ રહી હતી એ વાત અંધ આવેગથી એના મોંમાંથી નીકળી ગઈ:–"ફક્ત એક વાર ડાક્ટર, ફક્ત એક જ વાર તમે મારા પર ભરોસો રાખી જુઓ, તમને હું સુરબાયા લઇ જઇ શકું છું કે નહિ ! વળી રૂપિયાથી શું નથી થતું ?"

ડાક્ટર નીચા નમી બુટની લેસ બાંધી રહ્યા હતા. એ બાંધી રહ્યા પછી માથું ઉંચું કરી બોલ્યા:–"રૂપિયાથી અનેક કામો થાય છે સુમિત્રા, એટલે એનો અપવ્યય કરવો ન જોઇએ."

સર્વ કોઈ સમજી ગયા કે આ આલોચના વ્યર્થ છે. ઉપાયહીન વેદનાથી ભરેલું હૃદય લઇ સુમિત્રા આંસુ ભરેલી આંખોએ બીજી તરફ જોવા લાગી.

"મને અથાગ સમુદ્રમાં વહેતી મૂકી તમે ચાલ્યા જાઓ છો

ભાઇ!" ભારતી બોલવા લાગી. "તમે વારંવાર કહ્યા કરતા હતા કે કેવળ મારા પરજ નહિ, પણ મારા જેવી છોકરીઓ જ્યાં જ્યા છે એ સર્વ પર તમારો ભારે પ્રેમ છે, સર્વને તમે ખૂબ જ પ્રેમ કરો છો, એ શું આમજ ને?"

"ખરેખર પ્યાર કરૂં છું ભારતી! છોકરીઓ પર મારી કેટલી મમતા છે, કેટલો ભરોંસો છે, એ વાત મારા મોંથી કહી બતાવવાનો મને મોકો જ મળ્યો નથી, પણ જો તમે બતાવી શકો તો મારા તરફથી એમને અવશ્ય બતાવી દેજો બ્હેન!" ડાકટરે અનુમોદન કરતાં કહ્યું.

"બતાવી દઇશ કે તમે અમારા લોકોનું ફકત બલિદાન દેવા જ માગો છો." ભારતીએ રોતાં રોતાં કહ્યું.

ડાકટરે ક્ષણભર એના ચહેરા તરફ જોયા પછી કહ્યું:—"વારૂ, એમ કહી દેજો. ભારતની એક પણ પુત્રી જો આનો અર્થ સમજી જાય તો હું મને ધન્ય સમજીશ" કહેતાં કહેતાં એમણે પોતાનો ભારે વજનદાર ખડિયો ખાંધ પર રાખી લીધો.

એમની પાછળ પાછળ સર્વ કોઈ નીચે ઉતરી આવ્યા. ભારતીએ અંતિમ કોશિશ કરતાં કહ્યું:—"જેની દેશની આયોજના નષ્ટ થઇ ગઇ છે. વિદેશની આયોજનાથી એને શું લાભ થશે ભાઈ? જે લોક અંતરંગ મિત્ર હતા, એ તો બધાય એક પછી એક ચાલ્યા ગયા. હવે તો તમે તદ્દન નિઃસંગ થઈ ગયા છો, એકદમ એકલા થઈ ગયા છો."

"શરૂ પણ મેં એકલાએ જ કર્યું હતું ને ભારતી!—અને વિદેશ? એ ભગવાનની એટલી કૃપા છે કે એણે માણસને એની મરજી માફક નાની મોટી દીવાલો ઉભી કરીને પોતાની દુનિયાને હજારો કક્ષાઓમાં

પૃથક કરી નાખવાનો મોકો નથી દીધો. ઉત્તરથી દક્ષિણુ અને પૂર્વથી પશ્ચિમ સુધી,—જ્યાં સુધી દ્રષ્ટિ જાય છે ત્યાં સુધી વિધાતાનો રાજમાર્ગ એકદમ ખુલ્લો જ દેખાય છે. એને રોકવાનું ષડયંત્ર કરવું એ માણુસની શક્તિ બહારની વાત છે. હવે એક છેડાનો અગ્નિકાંડ બીજા છેડા સુધી ચિનગારીઓ ઉડાડી લઈ જશે ભારતી ! એ રોકી નહિ શકાય. આ એવું તાંડવ છે કે જે દેશવિદેશની ચારે દીવાલોને નહિ ગણુકારે ! " ડાક્ટરે હસતાં હસતાં કહ્યું.

પરંતુ અહિંયાં જે ઓરડાની બહાર રૂદ્રનો સાચોસાચ તાંડવ–તોફાન, વરસાદ અને વીજળીના કડાકા થઈ રહ્યા હતા, એનો કોઇને ખ્યાલ જ ન હતો. મુશળધાર વર્ષાદ, રહી રહીને થતાં વીજળીના ચમકારા, તોફાની હવા જાણે પૃથ્વી પર પ્રલયકાંડ કરશે, જાણે આજે બધાં ઝાડ છોડ સાફ કરી સફાચટ મેદાન કરી દેશે. ડાક્ટરે અડધું બારણું ખોલ્યું કે એકાએક જોરથી પવનના એક ઝપાટા સાથે વરસાદની ઝાપટ એવી આવી કે બધાયના કપડા ભીંજાઈ ગયા, બત્તી બુઝાઈ ગઇ અને એવો ઘોર અંધકાર થઈ ગયો કે પોતાનો હાથ દેખાવો પણુ મુશ્કેલ થઈ ગયો.

" સરદારજી ! " ડાક્ટરે બુમ મારી.

" ઇયસ ડાકટર, રેડી ! " બહારથી અવાજ આવ્યો.

બધાય ચોંકી ગયા. આવા દુ:સહ તોફાનમાં જ્યારે માથા પર મૂશળધાર વરસી રહ્યો હતો, રહી રહીને વીજળીના કડાકા થઈ રહ્યા હતા, હવાના એકાએક ઝપાટામાં ઝાડોની ડાળીઓ કડડભૂસ કરીને તૂટી જમીન પર પડી રહી હતી, એવા ઘોર અંધકારમાં કોઈ એકનો બહાર ઉભો રહી પહેરા પર નિયત રહી શકે છે એ વાતની એકાએક કોઈ કલ્પના જ કરી શકતું ન હતું.

" તો હવે હું જાઉં છું ! " ડાક્ટરે કહ્યું.

આમ કહી ડાક્ટરે પગ ઉપાડયા ત્યાં અપૂર્વ એકાએક વ્યગ્ર–

વ્યાકુળ કંઠથી બોલ્યો:–" એક દિવસ આપે મને પ્રાણદાન દીધું હતું, એ હું જીંદગીભર યાદ રાખીશ ડાક્ટર ! "

" એ મામુલી શી ઘટનાને મોટું રૂપ આપી દેખી રહ્યાં છો અપૂર્વબાબુ ! પણ ખરેખર જેણે પ્રાણ બચાવ્યા છે, એને યાદ જ નથી કરતા ?" અંધકારમાંથી જવાબ આવ્યો.

અપૂર્વે બૂમ મારી કહ્યું : " યાદ નથી કરતો ? આ જીવનમાં એને પણ હું કદીયે નહિ ભૂલી શકું ડાક્ટર ! એ ઋણને હું મરતાં સુધી—"

દૂરથી, અંધારામાંથી ઉત્તર આવ્યો–" એમ જ થાઓ,–ભગવાનને પ્રાર્થના કરીશ કે તમે તમારા સાચા પ્રાણદાતાને પિછાની શકો અપૂર્વબાબુ ! એ દિવસે આ સવ્યસાચીનું ઋણ–"

સવ્યસાચીની વાતનો અંતિમ અંશ સંભળાયો નહિ. તોફાનનો એક ઝપાટો એ અસ્ફુટ ધ્વનિને પોતાની સાથે ઉડાવી લઇ ગયો.

એ પછી થોડી વાર સુધી જાણે કોઇને જરા કે હોશ જ ન રહ્યા. અચેતન જડ મૂર્તિની માફક થોડીક ક્ષણ નિશ્ચલ રહી ભારતી એકાએક બૂમ પાડી જલ્દીથી ઉપર ચાલી ગઇ. એની પાછળ પાછળ બીજા બધાય લોકો પણ ચાલ્યા આવ્યા.

ઉપર આવી ભારતીએ બારી ખોલી નાખી અને એની સામે ઉભા રહી જેટલા દૂર સુધી દ્રષ્ટિ જઈ શકતી હતી એટલે દૂર એકાગ્ર દ્રષ્ટિથી અંધારામાં ચૂપચાપ જોતી રહી. આ પ્રમાણે લાંબી વાર વીતી ગઇ. એકાએક ભીષણ શબ્દની સાથે નજીક જ ક્યાંક વીજળી પડી. એકાએક એના સુતીવ્ર પ્રકાશથી પૃથ્વીથી માંડીને આકાશ સુધી સર્વ ઉદ્ભાસિત થઇ રહ્યું અને એ ક્ષણિક પ્રકાશે ક્ષણભર માટે સર્વને સવ્યસાચીના અંતિમ દર્શન કરાવી દીધા.

અત્યાર સુધી એવું ગાંડપણ કોઇપણ છુપી પોલીસમાં ન હતું

કે આવા ભયંકર પ્રલયકારી તોફાનના વખતે આ લોકોનો એ પીછો પકડે, છતાંય એ બન્ને ધોરી માર્ગ છોડીને મેદાનની ડાબી બાજુએ ચાલવા લાગ્યા. વચ્ચે ઝાડ ઝાંખરા, કાદવ કીચડ, અને ઘનઘોર અંધકાર—એવા માર્ગહીન માર્ગ પર એક પથિક પોતાની ખાંધ પર બોજો લાદી અત્યંત સાવધાનીથી પગલાં માંડતો માંડતો ચાલતો જઈ રહ્યો હતો અને બીજો પોતાના ભારેખમ સાફા પર તોફાની વરસાદને ઝીલતો ઝીલતો એનું અનુસરણ કરી રહ્યો હતો.

ક્ષણભર પછી સર્વ કંઈ મટી મિટાવી ફક્ત એક ઘોર અંધકાર જ બચી રહ્યો, બીજુ કાંઈ જ નહિ.

"ખરાબ દિવસોના સાથી હે મિત્ર, તને નમસ્કાર છે!" એકાએક ઉંડો નિસાસો નાખી શશિ બોલ્યો.

અપૂર્વે પોતાના બન્ને હાથો માથે મૂકી સરદાર હીરાસિંહને ચૂપચાપ નમસ્કાર કર્યા અને ઠંડો શ્વાસ લીધો; અને તેના હૃદય પરથી જાણે એક ભારે બોજો ઉતરી ગયો.

ભારતી પહેલાની માફક પાષણ-પ્રતિમાની જેમ અંધારામાં ઉભી રહી. શશિની વાત ન તો એનાની સંભળાઇ કે ન તો એ જાણી શકી કે બરોબર પોતાની માફકજ એક બીજી સ્ત્રીની આંખોમાંથી પણ આંસુઓની ધારા વહી રહી હતી.

